"ગુજરાતી" પત્રની ૫૭ મી ભેટ                ઈ. સ. ૧૯૪

# ડગમગતી શહેનશાહત

યાને

## શેતરંજના દાવ



પ્રકાશક:
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
સાસુન બિલ્ડિંગ
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

(કિં. રૂા. ૩)                પાકું પૂઠું રૂા. ૩-૮-૦

ગુજરાતી પ્રેસનું

# સચૂર્ણિક ભાગવત



અગાઉથી રૂ. ૫) મોકલી રેલ્વે રસ્તે મંગાવો.

મળવાનું ઠેકાણું:—

## "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલફિન્સ્ટન સર્કલ, કોટ-મુંબઇ

'ગુજરાતી'ની ૫૭ મી ભેટ — ઇ. સ. ૧૯૪૦

# ડગમગતી શહેનશાહત

યાને

## શેતરંજના દાવ

લેખક

**અમૃતલાલ રતનજી ત્રિવેદી**

સોરઠી શૌર્યકથા; સોરઠી પ્રેમકથા; સમાજનો સડો ઇત્યાદિના કર્તા

પ્રકાશક

**'ગુજરાતી' પત્રના માલિકો**

ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ

સંવત્ ૧૯૯૬ ] સન ૧૯૪૦ [ શાકે ૧૮૬૨

કિંમત રૂ. ૩-૦-૦ પાકું પૂઠું રૂ. ૩-૬-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

'ગુજરાતી' પત્રની ઓફીસ

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ

કોટ, મુંબઈ

Printed and Published by Natverlal Itcharam Desai B. A., at
THE "GUJARATI" PRINTING PRESS
Sassoon Buildings, Elphinstone Circle, Fort, BOMBAY

## હું મારા વાળ માટે શું કરૂં ?

આ પ્રશ્ન હરેક સ્ત્રીના મનમાં આવ્યા કરે છે, કારણ કે વાળ સ્ત્રીના સૌંદર્યમાં એક અંગરૂપ છે, અને વાળ ખરી જવા લાગેથી તે વિષેની ચિંતા હરેક સ્ત્રીને થયા કરે તે સ્વાભાવિક છે. પરંતુ તેની ચિંતા કરવાની હવે જરૂર નથી.

# કામીનીઆ ઓઇલ (રજીસ્ટર્ડ)

વાપરવાની રીત મુજબ વાપરો. તે વાળના મૂળને જોઇતું પોષણ પુરૂં પાડે છે. તેનાથી વાળ ખરી જતા અટકે છે. તે સુંદરતામાં વધારો કરે છે અને તેનાથી માથાના વ્યાધીઓ જે ગરમ પ્રદેશોમાં સાધારણ હોય છે તે દુર થશે.



**કીંમતઃ-**

**૧ બાટલીનો રૂ. ૧-૦-૦,**

**૩ બાટલીના રૂ. ૨-૧૦-૦.**

(ટ. ખ. જુદું.)

ખાત્રી માટે આજેજ ૦।. આનાની ટીકીટ મોકલી નમુનો મફત મંગાવો.

---

**લગ્ન પ્રસંગે અથવા માંગલિક ક્રિયા પ્રસંગે** તેમજ દરરોજ તમારા રૂમાલમાં વાપરવા અથવા રૂનો ફાયો બનાવવા માટે

# ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ)

નામ યાદ રાખશો તો તમને મીઠી-મોહક-દીલખુશ સુગંધી વાળું અત્તર મળશે. નહીતર દુકાનદાર પુરતી કીંમત લઇ બળતું રળતું બાંધી આપશે. માટે ખરીદતી વખતે **ઓટો-દીલબહાર** નામ ધ્યાનમાં રાખજો.

| | | |
|---|---|---|
| **કીંમતઃ** | **૦। ઔંસની બાટલી ૧ ના રૂ. ૧-૪-૦** | વી. પી. ખર્ચ જુદું. |
| | **૧ ડ્રામની બાટલી ૧ ના રૂ. ૦-૧૨-૦** | નમુનાની શીશીના |
| | **૦।। ડ્રામની બાટલી ૧ ના રૂ. ૦-૮-૦** | બે આના. |

બે આનાની પોસ્ટની ટીકીટ મોકલી નમુનો મફત મંગાવો.

**સોલ એજન્ટઃ—ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું.**

૨૮૫, જુમા મસીદ, મુંબઈ નં. ૨.

# 'ગુજરાતી' પત્રે આપેલી ૫૭ ઐતિહાસિક વાર્તાની શ્રેણી

| | નામ | ઈ. સન. | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| બ. | ગૃહધર્મ ... .... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર... | (૧૮૮૬) | મળતી નથી |
| | દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ... ... | | ૦– ૮–૦ |
| ૨ | હિન્દ અને બ્રિટાનિયા(રાજભક્તિવિડંબણ–એક ભાગ સહિત) | (૧૮૮૭) | ૨– ૦–૦ |
| ૩ | ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૮) | ૧– ૮–૦ |
| ૪ | મહારાણી વિક્ટોરીયાનું જીવનચરિત્ર... ... | (૧૮૮૮) | ૧– ૮–૦ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો... | (૧૮૮૯) | ૦– ૪–૦ |
| ૬ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૯૦) | મળતી નથી |
| ૭ | દિલ્હીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૧– ૮–૦ |
| ૮ | અઢારમી સદીનું હિન્દુસ્તાન ... ... | (૧૮૯૬) | ૨– ૦–૦ |
| ૯ | ઓરંગઝેબ અને રાજપૂતો ... ... | (૧૮૯૭) | મળતી નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી ... ... | (૧૮૯૮) | ૧– ૮–૦ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨– ૦–૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ... | (૧૯૦૦) | મળતી નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૧) | મળતી નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... ... | (૧૯૦૨) | મળતી નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ | (૧૯૦૩) | મળતી નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ કલાઈવનું કપટતંત્ર | (૧૯૦૫) | મળતી નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન | (૧૯૦૬) | ૦–૧૨–૦ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | (૧૯૦૬) | ૦–૧૨–૦ |
| ૨૧ | નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા ! | (૧૯૦૭) | ૩– ૦–૦ |
| ૨૨ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલણ વેરાગણ | (૧૯૦૮) | મળતી નથી |
| ૨૩ | ઓરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ ! | (૧૯૦૯) | ૨– ૦–૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ... ... | (૧૯૧૦) | મળતી નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ | (૧૯૧૧) | ૨– ૦–૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી: ૪૦ ચિત્રો સાથે... ... | (૧૯૧૧) | ૨–૦–૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા... ... ... ... | (૧૯૧૧) | |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... | (૧૯૧૨) | ૨–૦–૦ |

# "ગુજરાતી" પત્રે આપેલી ઐતિહાસિક ભેટો

| | નામ | ઇ. સન. | કિંમત. |
|---|---|---|---|
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | (૧૯૧૩) | મળતી નથી |
| ૩૦ | હમીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... | (૧૯૧૪) | મળતી નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા... ... ... | (૧૯૧૫) | ૨—૦—૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ... ... ... | (૧૯૧૬) | ૨—૮—૦ |
| ૩૩ | ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુંદધી... | (૧૯૧૭) | મળતી નથી |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | (૧૯૧૮) | ૨—૦—૦ |
| ૩૫ | રૌનક મહેલની રાજખટપટ ... ... | (૧૯૧૯) | ૨—૦—૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ... | (૧૯૨૦) | ૨—૦—૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | (૧૯૨૧) | ૨—૦—૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | (૧૯૨૨) | ૨—૦—૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર... ... | (૧૯૨૩) | ૨—૦—૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા | (૧૯૨૪) | ૪—૦—૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | (૧૯૨૫) | ૩—૦—૦ |
| ● | પ્રતાપી પ્રતાપ ... ... ... ... | (૧૯૨૫) | ૧—૮—૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | (૧૯૨૬) | ૨—૦—૦ |
| ૪૩ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૨—૦—૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન | (૧૯૨૮) | ૩—૦—૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને અનેસર... | (૧૯૨૯) | ૨—૦—૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ... | (૧૯૩૦) | ૨—૦—૦ |
| ૪૭ | અમરેશરી કટારી... ... ... ... | (૧૯૩૧) | ૨—૦—૦ (૪૭–૪૮) |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીરી હથેલી... | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર... | (૧૯૩૨) | ૩—૦—૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા ... ... ... | (૧૯૩૩) | ૩—૦—૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર | (૧૯૩૪) | ૩—૦—૦ |
| ૫૨ | મહારાજાધિરાજ ... ... ... | (૧૯૩૫) | ૩—૦—૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક અને ઇસ્લામી સત્તાનો ઉદય | (૧૯૩૬) | ૩—૦—૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત | (૧૯૩૭) | ૩—૦—૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી... ... ... | (૧૯૩૮) | ૩—૦—૦ |
| ૫૬ | જળસમાધિ ... ... ... ... | (૧૯૩૯) | ૩—૦—૦ |
| ૫૭ | ડગમગતી શાહેનશાહત ... ... ... | (૧૯૪૦) | ૩—૦—૦ |

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,
સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# રક્તપિપાસુ રાજકુમારી

અથવા

# શુદ્ધ પ્રણય અને ભીષણ બેવફાઈ

(૧૯૩૮)–પાટલદેવીએ ઉનડને પ્રોત્સાહન આપી કેવા રાજકાર્યો કરાવ્યાં; તેની દૂરંદેશી દૃષ્ટિ: કુંવરી છતાં કુંવરને યોગ્ય તેણીની લાયકાતો વાંચકને મુગ્ધ બનાવી મૂકે છે. તેની વિરૂદ્ધનું જશવંતીનું પાત્ર કેટલું નિર્દય, ઘૃણા ઉપજાવે તેવું જીવન, પાટલદેવી સાથેની હરિફાઇ વાંચકને આકર્ષી રાખે છે. લોહી તરશી રાજકુમારી ખરેખર રક્ત જ પીવા માંગતી હોય, તેવી જણાય છે. રાજ કાવાદાવાથી પાટલનું મૃત્યુ વાચકને રડાવે છે. પાલીતાણાના ઇતિહાસમાંના આ ખરેખર બનાવો ચોપડાઓમાંથી લેવામાં આવ્યા છે. જસી રાજકુંવરીએ રાજવંશી, દેવાંશી ભોગો લીધા છે. તેની શોણિતપિપાસુ, બંડખોર વૃત્તિ રાજભોગ લઇને તૃપ્ત થઇ છે. ૨૦૦ વર્ષ પૂર્વે બનેલી આ વાર્તા આબેહુબ આજે આપણી સામે ખડી થાય છે. ઝેરી નાગણ, મંત્રીશ્વર રતનજી, પાટલનો પ્રણયી, ફુલેકું, પત્રિકાનું ઝેર, કામિનીનાં કામણ, ઓઢાનું અરધા પાગલ આશક, પ્રેમલી વગેરે પ્રકરણો એકધારાં ચાલ્યા જ આવે છે, વિશેષ આ વાર્તામાં ચમત્કારી કથા મહાત્મા હૈદરશાહની લેવામાં આવી છે. મુસ્લીમ ઓલિયાએ ઉનડજીના ઇતિહાસમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. ઓઢો ખુમાણ તથા અન્ય લડાયક સરદારોની જે વાતો નવલકથામાં આવે છે તે ઐતિહાસિક છે. આ વાર્તાનો ઘણો ભાગ ભાટોના પોથાઓમાંથી, બારોટોના ચોપડામાંથી અને ખેડા સરવણ પાસેથી વાંચી, સાંભળી મેળવે લખેલી છે. ઇતિહાસને વધારે સાચવીને વાર્તાને રસમય બનાવી છે. પાટલદેવી અને જશવંતીદેવી જેવી બે વિરોધી શક્તિઓ પુરૂષોને પુતળાંની પેઠે નચાવી છેવટ સુધી અજબ ક્રાંતિ કરી રહેલી દેખા દે છે. પૃષ્ઠ સંખ્યા ૩૬૧. કિંમત રૂ. ૩–૦–૦.

# મહારાણી લક્ષ્મીબાઇ

અથવા

# ખાલસાનું ખપ્પર

(૧૯૩૪)–સન ૧૮૫૭ ના હિંદીઓનાં સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના આંદોલનમાં ઝાંસીનાં મહાન્ રાણી અહલ્યાબાઇએ કેવી બહાદૂરીથી અંગ્રેજો સામે કામ લીધું હતું તેનો આબેહુબ ચિતાર આ ઐતિહાસિક પુસ્તકમાં રજુ થાય છે. એક અંગ્રેજ સર હ્યુરોઝ લખે છે કે, 'શત્રુઓ (હિંદીઓ) તરફથી સહુથી મહાન્ વ્યક્તિ રણમાં પડી તે એક સ્ત્રી હતી; તે બીજી કોઇ નહીં પણ ઝાંસીની રાણી.' 'ઘોડેસ્વાર લશ્કરના ઉપરી તરીકે પુરૂષનો પોષાક પહેરી એણે શત્રુઓ (અંગ્રેજો) પર હલ્લો કર્યો અને છેવટ સુધી એકલે હાથે યુદ્ધ કરી વીર ગતિને પામી.' ૧૮ વર્ષની વયે વિધવા થયા પછી રાજકારભાર સંભાળી જગતને ચારિત્ર્ય શુદ્ધિનું અલૌકિક અદ્દભુત દૃષ્ટાંત તેણીએ પૂરૂં પાડયું છે. તેની વીરતા અને ચારિત્ર્ય વિશુદ્ધિ માટે બે મત છે જ નહીં. એક અંગ્રેજ લેખકે તેના સંબંધમાં નાટક લખી તેના ચારિત્ર્યને ડાઘ લગાડવાનો પ્રયાસ કરેલો; પરંતુ તેના લખાણમાં સત્યાંશ માલુમ પડયું નથી, તે માત્ર તેના ભેજાંની કલ્પના જ હતી. એમ આ વાર્તામાં જણાવ્યું છે. નાની વયથી જ તેણે ઘોડેસવારી તેમજ રાજ ચલાવવાના કામકાજનો અભ્યાસ કર્યો હતો અને તેમાં તે આગળ જતાં પાવરધી થઈ હતી. તેણે જે વીરતાથી ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય યુદ્ધમાં ભાગ લીધો છે તેનો સુંદર ચિતાર તેમજ તે સમયે નાના સાહેબ વગેરેએ કરેલી યોજના તે વખતના હિંદના કેટલાક રાજાઓની મનોવૃત્તિ વગેરેનો ચિતાર આ પુસ્તકમાં જોવા મળે છે. ઝાંસી અંગ્રેજ સરકાર સાથે જોડાઇ ખાલસા થાય તે પહેલાં લક્ષ્મીબાઇએ કેટલી દક્ષતા, દૂરદેશી વડે રાજવહીવટની આંટીઘુંટી ઉકેલી તે જાણવાને આ પુસ્તક અજોડ છે. પૃષ્ઠસંખ્યા ૨૫૦.

કિંમત રૂ. ૩–૦–૦.

# લેખકનું નિવેદન



'ગુજરાતી' પત્રના ભેટ પુસ્તક રૂપે મારી ઐતિહાસિક નકલકથા "ડગમગતી શહેનશાહત" યાને "શેતરંજના દાવ" "ગુજરાતી" પત્રના વાંચકો અને સાહિત્યપ્રિય જનતા સમક્ષ મૂકવામાં આવે છે તે પહેલાં મારી સામાજિક નવલકથા "દિલના ડંખ" "ગુજરાતી" પત્રમાં ચાલુ વાર્તા તરીકે પ્રસિદ્ધ થઇ ચૂકી છે તે માટે 'ગુજરાતી' પત્રના સંચાલકોનો હું આભારી છું.

મારી સામાજિક નવલકથા "દિલના ડંખ" ચાલુ વાર્તા તરીકે અને ઐતિહાસિક નવલકથા "ડગમગતી શહેનશાહત" યાને "શેતરંજના દાવ" 'ગુજરાતી' પત્રના ભેટ પુસ્તક તરીકે રજુ કરી શક્યો છું તે માત્ર 'ગુજરાતી' પત્રના સંચાલકો શ્રી નટવરલાલ દેસાઇ, શ્રી મદનલાલ દેસાઇ અને શ્રી બાબુભાઇ દેસાઇએ મને આપેલ પ્રોત્સાહનના લીધે જ છે.

ઐતિહાસિક નવલકથા "ડગમગતી શહેનશાહત" યાને "શેતરંજના દાવ"ની વસ્તુ મોગલ સમ્રાટ્ જહાંગીરના રાજઅમલ દરમ્યાનમાં બનેલા પ્રસંગોની ફૂલગૂંથણીદ્વારા આલેખવામાં આવેલ છે. મોગલ સમ્રાટ્ જહાંગીરની વૃદ્ધાવસ્થામાં બાદશાહબેગમ નુરજહાન દિલ્લી અને આગ્રાની મોગલ સલ્તનતની લગામ પોતાના હાથમાં લઇ એક ચક્રે રાજકારભાર ચલાવતી હતી તે સમયે બનેલા બનાવો—પ્રસંગોજ આ નવલકથાની વસ્તુ છે.

શહેનશાહબાનુ નુરજહાને પોતાના હાથમાં આવેલી મોગલ સલ્તનતની લગામ પોતાના જીવન પર્યંત પોતાના હાથમાં જ રહે તે માટે શહેનશાહ જહાંગીરના ચોથા શાહજાદા શહેરિયાર સાથે બાદશાહબેગમ નુરજહાને શેરઅફ્ગાન દ્વારા પોતાને ઉત્પન્ન થયેલી પુત્રી રોશનઆરાનાં લગ્ન કર્યાં હતાં, તેને શહેનશાહ જહાંગીર પછી મોગલ સલ્તનતના તાજ અને તખ્તનો વારસ બનવવા કેવા કેવા પ્રયાસો કર્યા

હતા અને તેની પ્રતિસ્પર્ધા નાદીરાએ પોતાની યુક્તિ અને બુદ્ધિકૌશલ્ય દ્વારા તેને કેવી રીતે સફળ બનવા ન દીધા, તેનો સંપૂર્ણ ચિતાર અત્રે આપ્યો છે. તે ઉપરાંત શહેનશાહ જહાંગીરના ચારે શાહજાદાઓ ખુશરૂ, પરવીઝ, ખુર્રમ અને શહેરિયાર માત્ર રાજ્ય લોભના કારણે જ ભાઇ–ભાઇ પ્રત્યેનો પ્રેમ ભૂલી એક બીજાના દુશ્મન બની ચૂક્યા હતા, અને પોતાના વર્તન અને ચારિત્ર્ય દ્વારા આચરેલા કાર્યોનાં ફળ તેઓને જ ભોગવવાં પડયાં હતાં એ ઐતિહાસિક પ્રસંગોના આધારે જ આ નવલકથા આલેખવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.

નવલકથામાં આવતાં પાત્રો જેવાં કે શહેનશાહ જહાંગીર, શહેનશાહબાનુ નુરજહાન, શાહજાદાઓ ખુશરૂ, પરવીઝ, ખુર્રમ અને શહેરિયાર, મુમતાઝમહાલ, રોશનઆરા, મહારાજા ભીમસિંહજી, સિપેહસાલાર બ્હેરામખાન, અને મહોબ્બતખાન, કિલ્લેદાર રસુલખાન, અને સલાબતખાન, ઇનાયતઅલી, નાદીરા, સલીમા અને દુલારી વગેરે ઐતિહાસિક પાત્રો છે. ઐતિહાસિક પાત્રો અને પ્રસંગોની ફૂલગૂંથણી પર જ આ નવલકથાની ઇમારત ચણવામાં આવી છે.

મોગલ સામ્રાજ્યનો ઇતિહાસ કહે છે કે, શહેનશાહ જહાંગીર સામે પોતાની બાલ્યાવસ્થામાં કાચી બુદ્ધિને વશ બની હથિયાર ઉપાડવાની કરેલી ભૂલે શાહજાદા ખુશરૂના જીવનનો ઇતિહાસ કરુણ રંગોએ રંગ્યો, અને મોગલ સામ્રાજ્યના વારસાપરનો તેનો હક્ક ડૂબાવી દીધો. જ્યારે સનમ અને શિરાઝીમાંજ મસ્ત રહેનાર શાહજાદા પરવીઝનો કરુણ અંજામ સનમ અને શિરાઝી દ્વારા જ આવ્યો હતો. શાહજાદો ખુર્રમ પોતાની શક્તિ, સામર્થ્ય, મિલનસાર સ્વભાવ અને દુર્વ્યસનથી દૂર રહેવા ઉપરાંત રાજપુતોની સહાયથી પોતાના કૌશલ્ય દ્વારા શહેનશાહ જહાંગીર પછી મોગલ સલ્તનતના તાજ અને તખ્તનો સ્વામી બન્યો અને શાહજહાન નામ ધારણ કરીને મોગલ શહેનશાહતની ગાદી પર આવ્યો હતો.

મોગલ સમ્રાટ્ જહાંગીરના સમયની વસ્તુ આ નવલકથામાં આલેખવામાં આવેલ હોવાથી તે સમયના રીતરિવાજ અને વસ્તુને

અનુરૂપ બને તેવા હેતુથી જ આ નવલકથામાં મેં ગુજરાતી મિશ્રિત ઉર્દુ ભાષાનો ઉપયોગ કર્યો છે. છતાં પણ વાંચકો ઘણી જ સ્હેલાઇથી વસ્તુ સમજી શકે અને તેમના રસમાં ક્ષતિ ન આવે તે ઉદ્દેશ લક્ષમાં રાખીને ગુજરાતી વાંચકોથી અપરિચિત એવા ઉર્દુ ફારસી શબ્દોના ગુજરાતી અર્થ સાથેનો નાનકડો કોશ આ સાથે છેવટે રજુ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

રાષ્ટ્રિય ભાવનાવાદી અને શિષ્ટ સાહિત્ય રજુ કરતી હિન્દની એક માત્ર સ્વદેશી કંપનીની લોકપ્રિય "યંગ ઇન્ડીયા રેકર્ડઝ" દ્વારા મારૂં સાહિત્ય પ્રગતિવાન બનતું જાય તે માટે મારા સાહિત્ય પર નજર રાખતા મારા મુરબ્બી અને યંગ ઇન્ડીયા રેકર્ડઝના મેનેજીંગ એજન્ટ શ્રી. દુલેરાય પંડયાનું મમત્વ અને લાગણી માટે હું આભારી છું. આજે ગ્રામોફોન રેકર્ડઝના જગતમાં હું જે સ્થાન પ્રાપ્ત કરી શકયો છું તેનો સઘળો યશ શ્રી. દુલેરાય પંડયાને જ ફાળે જાય છે.

સાહિત્ય રસિક સંસ્કૃત સાહિત્યના અભ્યાસી અને કળા વિવેચક ડોકટર શ્રી. ડી. જી. વ્યાસ ડી. ઓ. એમ. એસ. (લંડન) તેમને સમયનો અભાવ હોવા છતાં પણ મારી વારંવારની પજવણીને સત્કારી મારા પ્રત્યે સદભાવ બતાવી ઐતિહાસિક સાહિત્યના સંશોધન માટે મને જોઇતા પુસ્તકો વાંચવા માટે મુંબઇની રોયલ એશિયાટિક સોસાયટી જેના તેઓ સભ્ય છે તેના વાંચક તરીકે જોઇતી સગવડ કરાવી આપી તે માટે તેમનો તથા રાષ્ટ્રિય ભાવનાવાદી ઉર્દુ દૈનિક પત્ર "ઇન્કિલાબ" ના તંત્રી જનાબ અબ્દુલ હમીદ અન્સારીએ તેમના સમયનો ભોગ આપી કેટલાક ઉર્દુ, ફારસી પુસ્તકોના વાંચન દ્વારા ઉપરોકત નવલકથાના સંશોધનમાં મને સહકાર આપ્યો છે તે માટે બંન્ને મહાશયોનો હું આભારી છું.

શેઠ લલ્લુભાઈ પ્રાગજી, શ્રી. હરિશંકર જાની, શ્રી. વસનજી કાનાબાર, મધુસૂદન પંડયા અને કાંતિલાલ મહેતાનો આભાર તેમની સહાય-સૂચના માટે અત્રે માનું છું.

પુસ્તકની જોડણી શુદ્ધ રાખવામાં મને સહાય કરનાર શ્રી. જીવનલાલ જાની અને શિવપ્રસાદ શર્માનો આભાર વિસરી શકાય તેમ નથી.

ઉપરોક્ત નવલકથાના પ્રસંગો અને પાત્રોની ફૂલગૂંથણી કરવા માટે મેં જે પુસ્તકોનું અવલોકન કર્યું છે તે નીચે પ્રમાણે છે:—

The Mogul Emperors of India
Diary of Sir Thomas Roe
The History of Mogul Dynasty in India
The Catalogue of Indian Coins
The History of India Hindu and Mohomeden period
India under the Mohomedan Rule
The Mogul India

મોગલ શાહજાદીયાં, દુખ્તરે ઇસ્લામ, તારીખે ફરિસ્તા, તારીખે ઇસ્લામ, તુઝુકે જહાંગીરી વગેરે.

પુરબાઇની વાડી, ખોતલેન, ઘાટકોપર.
વસંતપંચમી મહા શુદ પાંચેમ,
સંવત્ ૧૯૯૬
મુંબઈ તા૦ ૧૩–૨–૪૦

અમૃતલાલ રતનજી ત્રિવેદી

---

# મુરિદે શયતાન

અથવા

# મલબારનો મોપલા અત્યાચાર

(૧૯૨૭)–ઈ. સ. ૧૯૨૨ મા મલબારમાં મુસલમાન મૌલાઓએ ઉશ્કેરેલા મોપલાઓએ હિન્દુઓને જોરજુલમથી વટલાવવાનો કરેલો આરંભ અને અંગ્રેજ સરકારની સત્તાને ઉથલાવી નાંખવાનો પ્રપંચ અને બળવો, અને તેઓને સરકારે કેવી રીતે દાબી દીધા, તથા જોર-જુલ્મથી વટલાવેલા હિન્દુઓને પાછા પોતાના ધર્મમાં કેવી રીતે દાખલ કરવામાં આવ્યા તેનું અને શુદ્ધિ તથા સંગઠનનો પાયો હિન્દમાં કેવી રીતે મંડાવા પામ્યો તેનું રોમાંચ ખડા કરે તેવું ચિત્ર છે. સન ૧૯૨૦–૨૧ મા ગાંધીજીની અસહકારની લડત ચાલી અને તેમાં નાકરની લડતે ઉગ્ર સ્વરૂપ લીધું. મલબારમાં વસતા મોપલાઓ તો એમ જ માની બેઠાં કે અંગ્રેજ રાજ્ય સમાપ્ત થયું છે અને હિંદુ-સ્તાનમાં અંધાધુંધિનું સામ્રાજ્ય વ્યાપી ગયું છે. એટલે ધર્માંધપણે હિંદુઓને રંજાડવા મંડયા, હિંદુઓને જબરદસ્તીથી વટલાવી મુસલ-માન કરવા લાગ્યા, કહો કે, કેટલાંક હિંદુઓને મારી કચડીને તેમણે મુસલમાન બનાવ્યા. મલબારમાં અંગ્રેજ અમલનો અસ્ત જમાણે જણાયો. છેવટે અંગ્રેજ સરકારનું લશ્કર મલબારમાં આવી પુગ્યું અને મોપલાઓની સાન ઠેકાણે આવી. ઘણા બળવાખોર મોપલાઓને ફાંસી મળી, ઘણાને દેશનિકાલ કરવામાં આવ્યા અને હિંદુઓને સુર-ક્ષિતતા પ્રાપ્ત થઈ. વટલેલા હિંદુઓને પાછા હિંદુ ધર્મમાં લેવામાં આવ્યા. વગેરે વર્ણન ચિત્રપટ પ્રમાણે વાચકોની સમક્ષ રજુ થાય છે. કેટલાક પ્રકરણો:–મૌલવીનો ઉપદેસ અંત્યજ ધર્મવીર, ખિલાફત મંડળની હિંદુ સભા શયતાનોની મુરાદ અત્યાચારોની પરંપરા. બ્રાહ્મણ કુમારી લક્ષ્મીનો અભિશાપ વગેરે. પૃષ્ઠ ૧૮+૨૧૫=૨૩૩. કીંમત રૂ. ૨–૦–૦ ટ. ખ. ૦–૪–૦.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# કચ્છનો કેસરી

અથવા

# ઘોઘો અને ચનેસર

(૧૯૨૯)—સુલ્તાન અલાઉદ્દીને સિંધ પર કરેલી ચઢાઈ સર્વથા નિષ્ફળ જ નીવડી હતી, તે પૂરાવા સહિત જણાવેલ છે. સિંધુ દેશના સૂમરાવંશોનો અને ત્યાર પછીના સમાવંશનો ઇતિહાસ આપેલો છે. સિંધુ દેશના રાજાઓ કચ્છ દેશમાં આવ્યા, તે પહેલાં તેમણે મુસલમાન બાદશાહ અલાઉદ્દીન વગેરે સામે કેવી ટક્કર ઝીલી; વાયવ્ય પ્રાંતમાંના યવનોનાં ધાડાંઓ કેવી રીતે મારી હઠાવ્યાં, વગેરે રોમાંચજનક વાતો નવલકથામાં રસ ભરી રીતે ગુંથી લીધી છે. અત્યારના સૂમરાઓનાં હિંદુ પૂર્વજો ઇસ્વી સનની ૧૩ મી સદીના અંતમાં અલાઉદ્દીન ખૂનીના અત્યાચારોના પંજામાંથી છટકવા માટે કચ્છ પલાયન કરી ગયા હતા અને કચ્છના રહેવાસી થઇ ગયા પછી પણ કેટલોક કાળ પર્યન્ત તેઓ હિંદુજ કાયમ રહ્યા હતા. પાછળથી આ હિંદુઓ કેવી રીતે વટલીને મુસલમાન થયા, તે ચમત્કારિક વાર્તા વાંચવા જેવી છે. શુદ્ધિ અને સંગઠન ન થવાથી હિંદુ સંખ્યા કેમ ઘટતી ગઇ તે પણ દર્શાવ્યું છે. ચનેસર દિલ્હી જઇ અલાઉદ્દીનને સિંધમાં તેડી આવ્યો, તે ગુજરાતમાં કર્ણરાજાને હરાવવા માધવ અલાઉદ્દીનને લઇ આવ્યો, એ હકીકત સાથે મળતી આવે છે. આ બન્ને વાતોનું મળતાપણું દંતકથા રૂપે જ છે, ઐતિહાસિક નથી, વગેરે ચર્ચા કરવામાં આવી છે. પૃષ્ઠ સંખ્યા ૨૨+૨૩૧=૨૫૧. કીં. રૂ. ૩

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# નાના સાહેબ

અથવા

# સ્વધર્મ માટે પ્રાણાર્પણ

( ૧૮૫૭ ના બળવો )

(૧૯૨૬)—સન ૧૮૫૭ નો બળવો એ એકલા સિપાઈઓનો બળવો ન હતો, પણ હિંદુસ્તાનના નાના મોટા રાજ્યોના સંગઠનનો ઇસ્ટ ઇંડિયા કંપનીના તાબામાંથી છૂટવાનો પ્રથમ પ્રયાસ હતો. ઇસ્ટ ઇંડિયા કંપની સામે ઝાંસીની રાણી, પેશ્વા, હોલકર, નાગપુરના રાજા વગેરેએ હિંદુસ્તાનમાંથી પરદેશીઓને હાંકી કાઢવા જે પ્રથમ પ્રયત્ન ભેગા થવા કર્યો તેનો આબેહુબ ચિતાર આ નવલકથામાં દર્શાવ્યો છે, તેવો બીજા કોઈ પુસ્તકમાં વાંચવા નહીં મળે. સૈનિકો તથા રાજાઓનું સાથે મળીને સન ૧૮૫૭ નું આ ઉત્થાન હતું. The Indian People who regarded 1857 as the first effort towards independence. સ્વતંત્રતાના પ્રથમ પ્રયાસ તરીકે જ હિંદુસ્તાનના—લોકો સન ૧૮૫૭ ની સાલને ગણે છે. સન ૧૮૫૭ પછી ૨૮ વર્ષ સન ૧૮૮૫ માં ઇન્ડિયન નેશનલ કોંગ્રેસની સ્થાપના થઈ. ૧૮૫૭ થી દિલ્હીની સ્થિતિ, દત્તક વિધાન, નાનાની ક્રૂરતા, તાત્યા ટોપીનો ડંકો, તાત્યા ટોપીનો પૂર્વ વૃત્તાંત અને છેલ્લા દિવસો, બળવા પછીનો ઇતિહાસ, "ઇસ્ટ ઇંડિયા કંપની"—ગોરાંગ વ્યાપારી મંડળીનો અસ્ત કેમ થયો, વગેરે ઘણું ઘણું ન સાંભળેલું આ પુસ્તકમાં સાધાર વાંચવા મળે તેમ છે. આ પ્રથમ સ્વાતંત્ર્ય માટેના સંગ્રામમાં હિંદુ મુસલમાન સાથે હતા. કિંમત રૂ. ૨—૦—૦ ઘટાડેલી કિંમત રૂ. ૨) ટ. ખ. ૦—૫—૦

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# ડગમગતી શહેનશાહત

## અનુક્રમણિકા

# ડગમગતી શહેનશાહત

યાને

# શેતરંજના દાવ

## પ્રકરણ ૧ લું

### દર્દે દિલ

"ઔરત જાત લોંડી, મરદના પગની જુત્તી, અયશઆરામ અને લહેજત લૂંટવાની ચીઝ......" ઉપરના સુખના બોલતાં બોલતાં તો મુમતાઝમહાલના ગુલેલાલા મિસાલ ગાલ પર અંગારની રોશની ચમકી. તેનો મુલાયમ ચહેરો જરા સખ્ત થયો. બીજી જ પળે આસમાનમાં રૂપની રોશની ફેંકતા માહતાબ તરફ નજર ફેંકી. તેના દિલમાં ગજબનાક દર્દ થતાં તેનાથી બોલાઈ જવાયું.

"મરદોને નવજવાન નાઝનીનોને મિઠ્ઠા મિઠ્ઠા સુખનના આપેલા કૉલની પણ ક્યાં પરવાહ છે? તેઓ તો હરગીઝ મસ્ત હોય છે. ઇસ્તંબોલી શિરાઝીની લહેજતમાં અને બીજી હુસ્નપૂર નવજવાન, ગભરુ અને આલમના કાવાદાવા તથા શેતરંજની રમતથી બિનવાકેફ નાઝનીનોના......"

ઉપરના સુખન બોલતાં બોલતાં મુમતાઝમહાલનો આવાઝ છેક બેસી ગયો, અને તેના ગુલે ગુલાબી ગાલો પર તેની ચશ્મોમાંથી આંસુ સરી પડયું.

"પાક મુહબ્બતનો કબોલ આપ્યા છતાં માહતાબની આછી આછી ચાંદનીમાંથી નીતરતું નૂર જેના બદનમાં ઠાંસી ઠાંસીને ભર્યું છે, તેવી પાકસૂરત નાઝનીનના જ ખેઆલમાં મસ્ત રહેતા મરદને શું પડી છે? કબોલ પર કોને મુસ્તાક રહેવું છે? મરદની મુહબ્બતમાં ઔરત જાતે જ હિજરાયા કરવું તેવો આલમનો કાનૂન હશે? માશુક હિજરાયા કરે, આશકના દિદારના દર્શન માટે તડપ્યા કરે અને આશકને તેની પરવાહ પણ નહિ, આ કયાંનો કાનૂન?"

ઉપરના સુખન બોલતાં બોલતાં મુમતાઝમહાલ શાહી ગુલ્શનમાં આવેલા સંગેમરમરના ચબુતરા પાસે આવી પહોંચી. માહતાબ આ વખતે પુરબ્બહારમાં ખીલ્યે જતો હતો. ગુલ્શનમાં ખીલેલાં ફૂલોની ખુશ્બો શાહી ગુલ્શનને ઔાર મ્હેકાવી રહી હતી. મુમતાઝમહાલે એક વખત માહતાબની રોશની અને ગુલ્શનની તરફ નજર ફેંકી, બીજી જ પળે તેના દિલમાં અજબ તરહની તમન્ના પયદા થતાં જ તેનાથી એકાએક બોલાઇ જવાયું:

"આલમને તરબતર કરી દુનિયા પર પોતાના સામ્રાજ્યનો ડંકો વગાડતી માહતાબની રંગીલી રોશની અને દર્દે દિલમાં દિવાની બની ગયેલી માશુકને માટે આશકની ગોદ........."

આમ બોલતાં બોલતાં સંગેમરમરના ચબુતરાપર ચડીને પાસેના ઝાડને અઢેલીને બેસતાં મુમતાઝમહાલના દિલમાં કાંઇક ખેઆલ પયદા થતાં જ તે બોલી:

"શું મરદ જેટલી જ ઔરત જાત આલમમાં આઝાદ નથી? મરદને માટે ઔરત જાત પોતાનો જાન કુરબાન કરવાને હરગીઝ તૈયાર હોય છે તો પછી મરદને માટે પણ તેમ કરવું મુનાસીબ નથી?"

બીજી જ પળે આલમ પર પૂરબ્હારમાં રોશની ફેંકતા માહતાબ પર નજર પડતાં તેના દિલમાં સ્હેજ દર્દ પયદા થયું અને તેનાથી બોલાઈ જવાયું.

"મારા જિગરમાં અંગાર જલે છે—અંગારની રોશની પયદા થઇ છે. મારા દિલના માલિકના દિદાર જોવા અને તેની કદમબોસી ઉઠાવવા હું હિજરાયા કરૂં છું, લેકીન તેને કયાં આ દર્દે દિલની પરવાહ છે ?"

ઉપરના સુખન ખુદ–બે–ખુદ મુમતાઝમહાલના દર્દે દિલની નિશાની રૂપ હતા. તેના દિલના માલિકને—જાનેજિગરને ભેટવા, તેની ગોદમાં બહિસ્તની લહજ્જત લૂંટવાને તે કેવી તલપાપડ બની હતી—કેવી તડપ્યા કરતી હતી તેનો તે ખુલ્લો આવાઝ હતો. પૂર રોશનીમાં ખીલેલો માહતાબ ગુલ્શનની હરિયાળી જમીન પર તેની અજબ રોશની ફેંકી દિલચસ્પ વાતાવરણ પયદા કરી રહ્યો હતો. દર્દમંદ દિલમાં ઠંડક અને તાઝગી આપનારી, દર્દે દિલમાં મીઠાશ પૂરી ઔર રંગત જમાવનારી તે ચાંદની રાત હતી. પોતાના આશકના દિદાર માટે તડપતી મુમતાઝ-મહાલે રડતાં રડતાં માહતાબ તરફ નજર ફેંકી. માહતાબની રૂપેરી રોશનીમાં તેના આશકની મુહબ્બતભરી ગોદનો એકાએક ખ્યાલ પેદા થતાં જ તે બોલી ઊઠી:

"મારા જેવી દર્દે દિલ નાઝનીનના જલતા જિગરને જલાવીને ખાક કરી દેનાર આશકની ગોદ અને બોસાની લહજ્જતના ખ્યાલ દિલમાં પયદા કરી મને દિવાની બનાવી દેનાર માહતાબ તું પળભર છુપાઇ જા. શા માટે તારી રોશનીને ચમકાવી મારા જિગરમાં આગ જલાવે છે ? મારા જેવી નાજૂક બદનની ઓરતને સતાવતાં તને શરમ નથી આવતી ? મારો માલિક—દિલનો દિલારામ, મારા જલતા જિગરને બહેલાવનારો જાનેજિગર આજે કયાં છુપાઇ બેઠો હશે ?"

"ખુદાપાક ! આલમના માલિક ! આ જલતા જિગરની દર્દે દિલ નાઝનીનની દુઆ લેવાથી તારા પર રહમ વરસાવશે. રહમ કરી આ અંગાર મિસાલ બળતા દિલને—જલતા જિગરને વધુ ન જલાવ."

આમ બોલતાં બોલતાં તેના દિલમાં દુઃખ થયું. તેણે નિઃશ્વાસ નાંખ્યો અને બીજી જ પળે તેણે પૂરબહાર ખીલતા માહતાબ તરફ નજર ફેંકી તો કોણ જાણે તેની અરજ ન સાંભળી હોય તેમ માહતાબનું નૂર ધીમે ધીમે ઓછું થઇ ગયું અને બીજી જ પળે તે એક કાળા વાદળમાં છુપાઇ ગયો.

મુમતાઝમહાલના દિલમાં તો એક જ જાતની તમન્ના હતી અને તેના આશકની ગોદમાં લહજ્જત માણવાની અને તેથી તેના સુરીલા અને મુલાયમ આવાઝે તેના આશકને એકદમ હાજર થવાનો કેમ જાણે હૂકમ ન ફરમાવતી હોય તેવી રીતે તેણે નીચેની ગઝલ છેડી.

"સમજકર રહમ દિલ તુમકો,
દિયાથા હમને દિલ અપના;
મગર તુમ તો બલા નિકલે,
ગઝબ નિકલે, સીતમ નિકલે-સમજકર.

મેરે દિલસે કોઇ પૂછે,
તેરે ફુરકતકી બેતાબી;
યહી ફરિયાદથી લબ પર,
કે રબ જલ્દ દમ નિકલે-સમજકર.

શબાબે હુસ્ન જાતા હય,
ખીઝાં કહેતી હય આનેકો,
જવાની ફુક જાતી હય,
કિસે ભેજુ બુલાનેકો-સમજકર."

સંગીતના સૂર છેડવામાં માહતાબ મિસાલ નૂર જેના બદનમાંથી ટપકતું હતું, જેનું હુસ્ન આલમનો ખજાનો હતો, તેવી નાઝનીન મુમતાઝમહાલ સંગીતના સૂર છેડવામાં મસ્ત બની ગઇ હતી. તેને આલમનું કે આસપાસનું ભાન ન હતું. તે તો ફકત મસ્ત હતી તેના દર્દમંદ સંગીતના આવાઝમાં.

મુમતાઝમહાલ જ્યારે આવી રીતે મસ્ત અદાએ સંગીતના સૂર છેડયે જતી હતી તેજ વખતે પોતાના પહેલવાન મિસાલ દેહથી મોટી મોટી ફલાંગો ભરતો અને પોતાના ચેનન અને જોમથી દુશ્મનોને ડારતો હોય તેવો એક પડછંદ કાયાનો—અલમસ્ત બદનવાળો યુવાન ગુલ્શનમાં આવી પહોંચ્યો. એકાએક દિલને બહેલાવી દે તેવો મિઠો સંગીતનો આવાઝ તેના કાને પડતાં જ તેનું જિગર—દિલ હચમચી ઊઠયું. મુમતાઝ-મહાલને આપેલો કઓલ તેને ફોરન સાંભરી આવ્યો અને તેથી તેનાથી એકાએક બોલી જવાયું:

"યા ખુદા! ગફલત, ભારી ગફલત. હું ઇન્સાન કહેવડાવવાને લાયક છું? હરગીઝ નહિ? મુમતાઝ મારા કઓલ મુજબ ગુલ્શનમાં આવી હશે. મને ગુલ્શનમાં નહિ જોતાં તેના દિલમાં કેટલું બધું દર્દ થયું હશે? અને આ સંગીતના સૂર શાહી ગુલ્શનમાં કોણ છેડતું હશે? જો તે મારા જિગરમાં ઘર કરી બેઠેલી મારી નૂરેચશ્મ—દિલની દિલારામ મુમતાઝ જ હોય તો?"

આમ બોલતાં બોલતાં કાંઇક ખેઆલ પયદા થતાં તેણે દોટ મૂકી, અને કેમ જાણે માશુકના દિલને જલાવવાની તમન્ના નહિ હોવાથી જ માહતાબ વાદળી પાછળ ન ભરાઈ ગયો હોય તેમ પાછો પૂર-બહારમાં પોતાની રોશનીથી આલમને તરબતર કરવા લાગ્યો. માશુકને મળવા, તેના નાજુક અને મુલાયમ બદનને પોતાના બાહુપાશમાં જકડી તેના હિનાના રંગ મિસાલ લાલ લબ પર બોસો લેવાની તમન્નાથી દોડયા આવતા શાહજાદા ખુર્રમની નજર માહતાબના નૂરમાં—તેજમાં સંગીતના સૂર છેડતી મુમતાઝ પર પડી. મુમતાઝને જોતાં જ શાહજાદા ખુર્રમના દિલમાં આનંદની રોશની પયદા થઇ. મુહબ્બત અને ઇશ્કના રંગ તેના સીનામાં ઊછળવા લાગ્યા, અને બીજી જ પળે દોટ મૂકીને સંગીતના સૂર છેડતી—છેડવામાં મસ્ત બનેલી હુસ્નપરી મિસાલ મુમતાઝની આંખો—ચશ્મો શાહજાદા ખુર્રમે દાબી દીધી.

એકાએક પોતાની ચશ્મો પર કોઇના હાથ આવી પડતાં જ મુમતાઝમહાલ સ્હેજ ચમકી, તેના દિલમાં આફત પયદા થઇ અને તેથી તાકાત અને જોમનો ઉપયોગ કરી તેની ચશ્મોને કએદ બનાવી રહેલા હાથ છોડાવી નાખ્યા અને જોરથી કૂદીને તે દૂર ઊભી રહી.

પરંતુ બીજી જ પળે તેના ચ્હેરા પરની રતાશ દૂર થઇ ગઇ–છુપાઇ ગઇ. ગુસ્સાને બદલે તેના ચ્હેરા પર મુહબ્બત અને ઇશ્કના રંગ જણાવા લાગ્યા. તેના ચ્હેરા પર આછી આછી લાલી ચમકી ઊઠી અને તેના ચશ્મમાંથી દિલને પાગલ બનાવી દે તેવી ખોફનાક રોશની ફેંકતી તે શાહજાદા ખુર્રમ તરફ ઇશ્કના ભાવે–મુહબ્બતના રંગે રંગાયેલા ચશ્મે જોઇ રહી.

"કોણ, શાહજાદા સાહબ?" તેના દિલના માલિકને તેની આગળ ખડો થઇ ગયેલો જોતાં જ તેના દિલની આરપાર ઊતરી જાય તેવા કાતિલ ચશ્મોમાંથી મુહબ્બતનો માર મારતાં તે બોલી:

"દિલ્બર!" આમ બોલતાં બોલતાં શાહજાદાએ મુમતાઝમહાલના નાજૂક બદનને પોતાની ગોદમાં દબાવી તેના ગુલેલાલા મિસાલ લબ પર એક બોસો લઇ લીધો.

"વાહ! હિકમત તો અજબ ચલાવી. તમારા કઓલની આવી જ કિંમત?" શાહજાદાની ગોદમાંથી છૂટી થતાં પોતાના કાતિલ અને દર્દનાક ચશ્મોમાંથી આશકના દિલને વીંધી નાંખે–પળભર પાગલ બનાવી દે–જિગરને હચમચાવી નવી જ તાકાત અને તાઝગી પયદા કરે તેવી અદાથી શાહજાદા ખુર્રમ તરફ જોતાં અને આછું આછું હસતાં મુમતાઝમહાલ બોલી:

"મુમતાઝ! નૂરેચશ્મ........" શાહજાદાનું જિગર ભરાઇ જતાં તે એક સુખન પણ આગળ બોલી શકયો નહિ. નૂરેચશ્મ સિવાય એક હરફ પણ તેના મોંમાંથી નીકળ્યો નહિ.

"લેકીન હું કયાં તમારી ચાલાકીથી વાકેફ નથી કે છેતરાઇ જાઉં?" નાજૂક અદાથી કાતિલ છૂરી ફેંકતાં ને મિઠું હસતાં હસતાં મુમતાઝમહાલ બોલી:

"દિલ્બર ! માઆફી ચાહું છું. કસમ ખાઉં છું કે ફરીથી—"

"અને હું કયાં તમારી કસૂર કાઢી સજા કરવા બેઠી છું ?"

"મુમતાઝ ! મુહબ્બતના ગુલામની એક આરજુ મંજૂર કરશે ?"

"આરજુ ? અને તે એક લોંડી પાસે, મારા માલિક ? અને તેથી જ આ બાંદી......"

"જાનેજિગર ! શા માટે મારા જલતા જિગરને વધુ જલાવે છે ?" આમ કહીને શાહજાદા ખુર્રમે મુમતાઝમહાલને પોતાની ગોદમાં ફરી જકડી.

શાહજાદા ખુર્રમની ગોદમાં બહિશ્તની લહજ્જત લૂંટતી મુમતાઝ-મહાલ કેટલોક વખત પડી રહ્યા પછી બોલી:

"જાનેમન ! લોંડીને આરજુ કરવાની હોય ? નહિ જ અને તેથી મારા માલિક જે હુકમ ફરમાવવો હોય તે ફોરન ફરમાવો. આ બાંદી તે ઉઠાવવાને હરવક્ત તૈયાર છે."

"આ દિલમાં એક જ આરજુ છે."

"તો પછી ફરમાવતા શા માટે નથી ? એવી દિલમાં કઇ મુરાદ છે મારા માલિક ?" તીરછાં નયન—ચશ્મ મારફતે શાહજાદાને પાગલ બનાવવાની કોશિશ કરતાં મુમતાઝે કહ્યું.

"દિલને બહેલાવી દે તેવા તારા સૂરીલા આવાઝે એક અચ્છી ચીઝ સંભળાવશે ?" પોતાના પડછંદ અને મજબૂત હાથોમાં મુમતાઝમહાલના નાજૂક અને મુલાયમ દેહને જકડી બીજી જ પળે કચડી તેના લીસા કમળની દાંડી મિસાલ સુંવાળા અર્ધ ખીલ્યા ગુલ મિસાલ ગાલ પર મુમતાઝની હડપચી સ્હેજ ઊંચી કરી તેની જવાનીની લહજ્જત લૂંટવા શાહજાદા ખુર્રમે બોસાની રમઝટ મચાવી.

"લોંડીની ઇજ્જત કયાં સુધી વધારવી છે જાનેમન ?"

"તારી મુલાયમ સૂરીલી હલક આગળ તો મશહૂર ઉસ્તાદ પણ—" આમ બોલતાં બોલતાં શાહજાદો ખુર્રમ મુમતાઝમહાલની જાદુભરી ચશ્મોમાંથી નીતરતા નૂરનું પાન કરવા લાગ્યો.

"શાહજાદા સાહબ ! તમે બ્હોત અચ્છી કહી."

"અને મારી મહેબૂબા ! તો પછી એક ચીઝ શરૂ કર અને તારી મુલાયમ હલકને છેડી ગુલ્શનમાં કલ્લોલ કરી રહેલા બપૈયા અને બુલબુલને પણ મુમતાઝના દર્દમંદ આવાઝે ગાવાની હલક પાગલ બનાવી દે તેવી છે તે જોવા દે." ઈશ્કના રંગે રંગાયેલા શાહજાદા ખુર્રમે મુમતાઝ તરફ મિટ્ઠી નજર ફેંકતાં કહ્યું.

"ખૂબ ઉતાવળી કરી મારા માલિક !" પોતાના કાતિલ ચશ્મોમાંથી છૂરી ચલાવતાં મુમતાઝમહાલ આછું આછું હસતાં બોલી.

"તો પછી તારા દર્દમંદ અને પાગલ બનાવનારા સંગીતની લહેજત ચખાડવી શરૂ કરો." આમ કહીને શાહજાદા ખુર્રમે મુમતાઝ-મહાલના નાજૂક બદનને પોતાના દેહ સાથે ભીંસ્યું અને મુમતાઝના કાચની પૂતળી મિસાલ બદનમાંથી નીતરતા નૂરને-જવાનીનો બ્હાર લૂંટવા લાગ્યો.

આશકની મિટ્ઠી ગોદમાં મુમતાઝ બહિસ્તનો આનંદ લૂંટવા લાગી. શાહજાદાની ગોદમાં પડયા પડયા મુમતાઝમહાલે તેના મુલાયમ અને દિલને પાગલ બનાવી દે તેવા સૂરે-આવાઝે ગાવાનું શરૂ કર્યું:

"રૂખે રોશનકે આગે વહ,
  શમા રખકર યે કહતા હૈ;
ઉધર જાતા હય દેખો યા,
  ઈધર પરવાના આતા હૈ.—રૂખે રોશનકે

જો તુમ હસનેમેં કાબિલ હો,
  તો મંય રોનેમેં કાબિલ હૂં;
જો તુમ બિજલી ગીરાતે હો,
  મુઝે મેંહ બરસાના આતા હૈ.—રૂખે રોશનકે "

મુમતાઝમહાલના દિલને બહેલાવી દે તેવા દર્દમંદ સંગીતના આવાઝમાં શાહજાદા ખુર્રમના જિગરના તાર ઝણઝણી ઊઠતાં મુમતાઝના સંગેમરમરના પથ્થર મિસાલ પુતળા બદનને જોતાં તે બોલ્યો:

"આફરીન ! મુમતાઝ! તેં તો કમાલ-લાજવાબ સંગીત છેડયું."

"તેમાં કમાલિયત શેની ! કમાલ તો તમે કરો છો કે કઓલ આપીને અમોને હિજરાવ્યા કરો છો, તમારા દિદારની રાહમાં તડપાવ્યા કરો છો, છતાં પણ મારા જેવી નાઝનીનને-લોંડીને મિઠ્ઠા સુખનો બોલી શરમાવ્યા કરો છો. બોલો, મારા દિલના માલિક ! કમાલ કોણ કરે છે, શાહજાદા સાહેબ કે આ લોંડી ?"

"દિલબર !"

"ફરમાઇયે મારા માલિક !"

"સારીયે આલમનું નૂર તો તારા આસ્માની રોશનીથી ચમકતા કાતિલ ચસ્મોમાં ઘર જમાવી બેઠું છે, દિલારામ."

"નાચીઝ લોંડીની ઈજ્જત ક્યાં સુધી વધારવી છે, જાનેજિગર ?"

"અને મુમતાઝ ! તું આમાં ખુશામત પીછાને છે ? તને માલૂમ છે લખ્તેજિગર ! કે તારા હુસ્ન પાસે માહતાબની રોશની......"

"એમ......" નાજૂક અદાથી છણકો કરતાં મુમતાઝ બોલી. તેના પરસ્તાનની હુર મિસાલ બદન અને ગુલેઅનાર મિસાલ હોઠમાંથી ગુલોની દિલને પાગલ બનાવી દે તેવી ખુશ્બો વરસતી હતી.

"આલમ પર માહતાબની જે રોશની વરસે છે તે રોશની-નૂર તો તારા બદનમાં ઠાંસી ઠાંસીને આલમના માલિકે ભર્યું છે. તારી ચસ્મના કાતિલ પલકારામાં તો સારી જહાનના કાબીલ સમશીરબાજો અને શહેનશાહો પણ તારા કદમમાં શર ઝુકાવવા હરગીઝ તૈયાર થાય તેમ છે."

"લેકીન આ લોંડી તો તેનું હુસ્ન તમારાં પાક કદમોમાં પેશ કરવાની જ ખ્વાહિશ ધરાવે છે." મુમતાઝ મિઠું અને ગજબનાક કાતિલ હસતાં બોલી.

મુમતાઝના બદનમાંથી નીકળતી રોશનીની લહજ્જત અનુભવતો શાહજાદો ખુર્રમ મુમતાઝના ચ્હેરા પર નીતરતા નૂરનું પાન કરતાં બોલ્યો:

"મારા દિલમાં બસ એક જ તમન્ના છે અને તે—"

"આ કમતરીન બાંદી સારી જહાનમાં વસતા મરદોમાં માત્ર તમને એકને જ, શાહજાદા સાહેબને જ ઇશ્કના ખેઆલે જોઇ રહી છે, અને આ બદન–તમારા જ કદમમાં પેશ કરી ચૂકી છે. આ જિંદગી ને દેહ મુમતાઝના બદનમાં જીવ છે ત્યાં સુધી તમારો જ છે અને રહેવાનો છે."

"કેવી બડી ખુશાલીની વાત કહી મુમતાઝ?" આ સુખન શાહજાદો ખુર્રમ પૂરા કરે તે પહેલાં તો તેના દિલમાં આછો મુસ્કેરાટ પયદા થતાં જ તેણે મુમતાઝના ગુલાબી ગાલ પર એક બોસો લીધો, ને બીજી જ પળે તેના બદનમાંથી નીતરતી રોશની–નૂર જોવામાં તે મસ્ગૂલ બની ગયો.

---

## પ્રકરણ બીજું

### મયદાને જંગના પડઘા

"આફત અને મુશ્કિલી જ્યાં જ્યાં હું મારી નજર દોડાવું છું ત્યાં ત્યાં હરગીઝ ખડી થયેલી મારી નજરે પડે છે, લેકીન પરવાહ નહિ. હિન્દોસ્તાનની શહેનશાહ બાનુ નુરજહાનની ઉમ્મીદ બર લાવવામાં......"

નુરજહાનના મ્હોંમાંથી ઉપરના સુખન બહાર પડે તે પહેલાં તો નાદીરા ત્યાં આવી પહોંચી અને નાદીરાના કાને આ સુખન અથડાતાં જ તે ચમકી અને બીજી જ પળે બોલી:–

"શહેનશાહ બાનુ! ફિઝુલ ફિક્ર કરી શા માટે હયરાન પરેશાન થાવ છો? સારીયે આલમમાં બાદશાહ બેગમના ફરમાનની સામે થવાની કોઇ પણ ઇન્સાનમાં તાકાત હોય તેવું બિલકુલ ખેઆલમાં આવી શકતું નથી તો પછી બેવજૂદ ફિક્રમાં શા માટે પરેશાન થવું જોઇએ? બેગમ સાહબાના દિલની ઉમ્મીદ–તેમનો સુખન તે જ મોગલ શહેનશાહતનો કાયદો ગણાય છે."

નાદીરાના ઉપરના સુખનો નુરજહાનના કાને પડતાં જ તે ચમકી, તેના ખેઆલનો ભંગ થયો અને બીજી પળે જ બદનમાં આછો મુસ્કેરાટ પયદા થયો. પળ બે પળ નુરજહાન નાદીરાના ચ્હેરા તરફ જોઇ રહી ને નાદીરાનો હાથ પોતાના હાથમાં લેતાં બોલી:

"ગલત, તદ્દન ગલત. નાદીરા! તારા ખેઆલમાં બિલકુલ વજૂદ નથી. તને યકીન છે કે મારા દિલની ઉમ્મીદ બર આવશે?"

"બાખુશીથી, સારાયે હિન્દોસ્તાનની મલ્કાની ઉમ્મીદ બર લાવવામાં આલમમાં વસતા કોઇ પણ ઇન્સાનમાં મુસ્કિલી પયદા કરવાની તાકાત નથી."

"લેકીન તારા આ ખેઆલ પર ભરૂંસો મૂકવા હું હરગીઝ તૈયાર નથી. નાદીરા! તું મારા ખેઆલ–ઉમ્મીદ, ખ્વાહિશ અને તમન્નાથી બિલકુલ બેવાકેફ છે અને તેથી જ આવા ખેઆલમાં મશ્ગૂલ છે. જો તું મારા દિલની હકીકત–ઉમ્મીદથી પૂરેપૂરી વાકેફ હોત તો હરગીઝ આવા સુખન કાઢત જ નહિ." પોતાની ઉમ્મીદથી બિનવાકેફગાર નાદીરાને નુરજહાને કહ્યું.

"તો પછી આ નાચીઝ લોંડી શહેનશાહ બાનુના દિલની બિનાથી વાકેફગાર બનવાની લાયકાત નથી ધરાવતી? બાદશાહ બેગમની ખાનગી બિનાથી વાકેફ બનવાની આ કમતરીન બાંદી લાયકાત પયદા નથી કરી શકી?"

"સદહજાર દુવા વરસજો આલમના માલિકની કે તારા જેવી વિશ્વાસુ અને નિમકહલાલ બાંદી મેળવવાને હું ખુશ કિસ્મત છું." પોતાને નાદીરા પર પૂરતું યકીન છે તે જાહેર કરતાં નુરજહાને જણાવ્યું.

"મારા દિલમાં ઘર કરી બેઠેલી ઉમ્મીદ–ખ્વાહિશથી વાકેફગાર બનવાની તું તમન્ના ધરાવે છે?"

"બિલકુલ સચ."

"અને તે પાર પાડવા જતાં–બર લાવવાની કોશિશ કરવા જતાં જાન કુરબાન કરવી પડે અથવા તો લોઢાની જંજીરોમાં જકડાઇ કયદખાનાની લહજ્જત લૂંટવાનો મોકો ખડો થાય તો?" નાદીરાની નિમકહલાલીને કસોટીના એરણ પર ચડાવતાં નુરજહાને પૂછ્યું.

"બાદશાહ બાનુના સુખન પર આ લોંડી તેનો જાન કુરબાન કરવાને હરગીઝ તૈયાર છે."

"અલ્લાહની રહેમ ઊતરજો આલમના ઇન્સાન પર કે તારા જેવી નિમકહલાલ બાંદીની મને મલ્કા બનાવી છે."

"બાંદીની આ પ્રમાણે કદર બુઝાય છે તે માટે લોંડી બેશક મગરૂર છે. મારી મલ્કા! બોલો આ કમતરીન બાંદીને શું ફરમાન છે?"

"નાદીરા! સાંભળીને ચમકી જતી નહીં. હુશીઆર રહેજે. મારા દિલમાં મારી બેટી રોશનના શૌહર બલ્કે મારા દામાદ શાહજાદા શહરીયારને બાદશાહ સલામતની પછી આગ્રા અને દિલ્લીના તાજ અને તખ્તનો માલિક બનાવવાની તમન્ના છે અને આ તમન્ના–ઉમ્મીદ બર લાવવામાં તારી મદદની ઉમ્મીદવાર છું." પોતાના દિલની હકીકતથી વાકેફ કરતાં નુરજહાને નાદીરાની મદદ માગતાં જણાવ્યું.

"મામુલી ઔરતની કિંમત વધારી શા માટે મારા દિલમાં દુઃખ પયદા કરો છો? લોંડી તો—" આમ બોલતાં બોલતાં તે ચૂપ થઇ ગઇ અને ખેઆલમાં મશ્ગૂલ બની ગયેલી નુરજહાનનો કમળની દાંડી મિસાલ નાજૂક હાથ પોતાના હાથમાં લઇને બોલી:

"બાંદી તમામ કામ ખતમ કરવાને તૈયાર છે. તમારે કાંઇ ફિકર ફિક્ર કરવાની જરૂરત નથી."

"લેકીન આટલું થઇ જાય તો નાદીરા! જિંદગીભર હું તારી અહેશાનમંદ રહીશ."

"તેમાં અહેશાન જેવી શું ચીઝ છે? માલિકના માટે કિસ્મતના પાસા ફેંકવા એ તો મારા માટે મામૂલી ચીઝ છે. બાદશાહબાનુ તમો હરગીઝ બેફિક્ર રહો." નાદીરાએ શેતરંજના દાવ ફેંકવાની તૈયારી કરતાં નુરજહાનને જણાવ્યું.

"આલમના માલિકના કસમ ખાઇને કહું છું: આજથી જ બાંદી તેના કામની શરૂઆત કરી નાખશે અને જ્યાં સુધી ફત્તેહ ખુદ કદમ–બોસી કરતી નજરે નહિ ચડે ત્યાં સુધી આસાનીથી બાંદી રહી શકશે નહીં. આ લોંડી બાદશાહ બેગમને હરેક બાતમીથી વાકેફ કરતી રહેશે."

નાદીરાના ઉપરના સુખન નુરજહાનના કાને પડતાં જ તેના દિલમાં આનંદ થયો. તેના ચ્હેરા પરની રોશનીમાં ઓર વધારો થયો અને દિલની ઊર્મિઓ ઊછળી આવતાં તેણે નાદીરાને પોતાની ગોદમાં દબાવી. પોતાના દિલમાં ઘર કરી બેઠેલી એક આફતનો છેડો આવતાં નુરજહાન શેતરંજના દાવનો બીજો પાસો ફેંકતાં બોલી:

"શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાંથી ન્હાસી છૂટીને મોટી ફોજ જમાવીને આગ્રા તરફ કુચ કદમ કરતો આવે છે તેવી હકીકત મારી પાસે આવી છે તેમાં તને કાંઇ વજૂદ જણાય છે?"

"નહિ, હરગીઝ નહિ. શહેનશાહ બાનુ! શાહી રંગમહાલમાં સાચી બિના તો હરગીઝ પહોંચી શકતી નથી."

"તું આ બિનાથી કેટલી વાકેફગાર છે?" શાહજાદા ખુશરૂવાળી બિનાએ નુરજહાનના દિલમાં ફિક્ર અને સંતાપની આતશ જલાવી હોવાથી પોતાના દિલની આતુરતાને રોકી નહિ શકવાથી નુરજહાને નાદીરાને પૂછ્યું.

"......અને જે બિના શાહી રંગમહાલમાં ઘૂસી જાય છે તેમાં બિલકુલ સચ્ચાઇ હોતી નથી." પોતાનું વાક્ય ખતમ કરતાં નાદીરા બોલી.

"ત્યારે ખુશરૂ વિષેની બિના–હકીકત બિલકુલ ગલત છે?"

"હરગીઝ નહિ."

"તો પછી ખરી હકીકત શી છે?"

"બાદશાહ બેગમ! તમારી અક્કલ વાપરી તેનો સ્હેજ ઉપયોગ તો કરી જુઓ. ગ્વાલિયરના કિલ્લામાંથી ન્હાસી છૂટવું તે બચ્ચાની રમત છે? કાંઇ મામૂલી ચીઝ છે?"

"નહિ જ. ત્યારે આ બિના શું બિલકુલ ગપ છે."

"તેમ પણ નથી........"

"તો પછી સાચી હકીકત શી છે તે શા માટે જણાવતી નથી?" નાદીરાને બોલતી અટકાવતાં નુરજહાને પૂછ્યું.

"શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં મોજૂદ છે."

"અને આગ્રામાં ફેલાયેલી બિનામાં વજૂદ નથી એમ જ ને ?"

"હરગીઝ નહિ. શાહજાદા ખુર્રમે શહેનશાહ સલામતના કદમમાં શાહજાદા સાહેબને મોઆફી આપી છોડી મૂકવાની અરજ ગુજારી છે."

"શાહજાદા ખુર્રમે બાદશાહ સલામતના કદમમાં અરજ પેશ કરી ! અને તે મંજૂર થઈ ?" પોતાની અજાયબી વધી પડતાં નુરજહાન બોલી.

"લેકીન હરગીઝ શાહજાદા ખુર્રમની મુરાદ બર નહીં આવે. હું શાહજાદા ખુશરૂને ગ્વાલિયરના કિલ્લાની બહાર બિલકુલ પગ મૂકવા નહિ દઉં. આમ બને તો મારી શેતરંજની રમતના દાવ ઊંધા પડે અને......" પોતાની આંગળીના ટેરવા પર શહેનશાહ જહાંગીર નાચતો હોવાથી દિલની ઉમ્મીદ પૂરી પાડવાને દાવપેચ ફેંકવાના મક્કમ નિશ્ચય પર આવતાં નુરજહાન આ પ્રમાણે બોલી.

"નાદીરા ! દિલ્હીની ખૂનામરકીનો કાંઈ પત્તો મળ્યો ?"

"બાદશાહ બેગમ કેટલી બધી ફિઝૂલ ફિકર કરે છે ?"

"હિન્દોસ્તાનની મલ્કા બનવું તે મામૂલી ચીઝ નથી. હરેક બિનાથી વાકેફ બનવાની પૂરતી જરૂરત છે."

"દિલ્હીની ખુનામરકીની બિના શાહજાદા ખુશરૂવાળી હકીકત મિસાલ બિલકુલ ગલત તો નથી જ."

"તો પછી તેનો પક્કો બંદોબસ્ત કરવો જોઈએ." નુરજહાને કહ્યું.

"બેશક."

"આવા કટોકટીના મામલામાં શાહજાદા શહરિયારને દિલ્હી ને આગ્રાના તાજોતખ્તનો માલિક બનાવવા આપણે કેવી રીતે હિકમત લડાવવાની જરૂરત છે ?"

"સીકંદરખાનને દિલ્હીના કોટવાલ તરીકે જાહેર કરી ફોરન તેને દિલ્હી તરફ રવાના કરી દો. આ ઉપરાંત બાદશાહ બેગમે શહેનશાહ સલામત પાસેથી હરગીઝ દૂર ખસવું નહિ." કાવાદાવાની શેતરંજના દાવ કેવી રીતે ફેંકવા તેની યુક્તિ સમજાવતાં નાદીરા બોલી.

"નાદીરા! તે બધું ફોરન અમલમાં મુકાશે લેકીન આ વખતમાં તારી કામગીરી શી રહેશે?"

"મલ્કાનું ફરમાન તે જ લોંડી-બાંદીની કામગીરી."

"તો પછી શાહજાદા ખુર્રમ અને શાહજાદા ખુશરૂની હિલચાલ પર બારીક ખેઆલ રાખી તેનાથી મને પૂરતી રીતે વાકેફ કરવાની જુમ્મેદારી તારા શરપર નાખું છું."

"મારી મલ્કા, તમે બે ફિકર રહો. નાદીરા તમારી નાચીઝ બાંદી ભલભલા ઇન્સાનને ભુલાવામાં નાખી પોતાનું કામ કાઢી લેવામાં પૂરતી માહિતગાર છે. મોતને પણ ભેટીને શહેનશાહ બાનુનું ફરમાન ઉઠાવવાને આ બાંદી હરગીઝ તૈયાર છે."

"નુરજહાન પણ તેના દિલની ઉમ્મીદ બર લાવવાને શાહજાદા શહરિયારને દિલ્હી અને આગ્રાના તાજોતખ્તનો માલિક બનાવવા, આજથી ભવિષ્યમાં આવી પડનારી આફત મયદાને જંગના પડધા પર કાબૂ મેળવવા પોતાના દાવપેચના ખેલ શરૂ કરી દેશે અને તેની જાળમાં હરકોઇ સપડાયો તેને ખત્મ કરી નાખશે ત્યારે જ જંપીને બેસશે." નુરજહાને નાદીરા પાસે પોતાના દિલની હકીકત સ્પષ્ટ જણાવી.

"તો પછી મારી મલ્કાની આખરી ફત્તેહ માટે બિલકુલ શંકાને કારણ નથી. શહેનશાહ સલામત પર એવો અજબ કાબુ રાખજો કે તેઓ હરગીઝ રહેમદિલ બની શાહજાદા ખુશરૂના ગુન્હાની મોઆફી ન બક્ષે." આમ કહીને નાદીરાએ નુરજહાનના કાનમાં ધીમા અવાજે કાંઇક કહ્યું.

નાદીરાના આ સુખનો નુરજહાનના કાનમાં પડતાં જ તેની ચશ્મોમાં ઓર રોશની ચમકી. તેના ચ્હેરા પર આછો મુસ્કેરાટ પયદા થયો અને બીજી જ પળે બન્ને જણાં એટલે કે બાંદી અને મલ્કા પોત-પોતાની શેતરંજના-દાવપેચના પાસા કેવી રીતે ફેંકવા તેના ખેઆલમાં મસ્ગૂલ બની ગયાં.

× × × ×

રંગીલા આગ્રાના રંગમહાલથી તે મામૂલી અને મીસ્કીન ઇન્સાનની તૂટીફૂટી ઝૂંપડીમાંથી માત્ર એક જ જાતનો સ્વર–આવાઝ નીકળવા લાગ્યો અને તે ભવિષ્યમાં ખેલાનારા મયદાને જંગના પડઘા રૂપ હતો. આગ્રામાં વસનાર ઇન્સાન પછી તે માલેતુજાર હોય કે રસ્તાનો રખડતો ભિખારી હોય, અમીર હોય કે ઉમરાવ હોય, મરદ હોય કે નાજૂક બદનની નાઝનીન હોય સૌને માટે આજકાલ એક જ વિષય થઇ પડયો હતો. સઘળાના દિલમાં એક જ જાતની ફિક્ર પયદા થઇ રહી હતી અને તે નજદિકમાં થનારા ખૂનખાર મયદાને જંગની જ હતી.

અયશ આરામ અને લહજ્જતમાં મશ્ગૂલ–મસ્ત રહેનારા આગ્રાના રહેવાસીઓથી ચીકાર ઊભરાતી આગ્રાની ગલીઓ જ્યાં આનંદની છોળો ઊડતી હતી ત્યાં પણ આજે હરેકનો માત્ર એક જ વિષય હતો અને તે ભવિષ્યમાં થનારા મયદાને જંગનો જ. એના પડઘાઓએ આગ્રાની ગલીએ ગલીએ ભયંકર તોફાન મચાવી મૂકયું હોવાથી રંગીલા આગ્રા શહેરમાં રંગરાગ અને લહજ્જતનું નામોનિશાન કયાંઇ નજરે પડતું નહતું.

મયદાને જંગમાં શમશીરના ખેલ ખેલીને આવેલા બહાદૂર જંગે જવાનોના દિલમાં અજબ પ્રકારની તમન્ના પયદા થઇ હતી. પોતાની તાકાત બતાવવાનો અચ્છો મોકો નજદિક આવતો જોઇ જંગે બહાદૂર સિપાહીઓ જંગમાં ઝઝૂમવાની તૈયારીઓ કરી રહ્યા હતા. લડાઇના મોરચા મંડાય તે પહેલાં ઇશ્કના રંગે રંગાયેલા સિપાહસાલારો અને જંગે જવાનો તેમની માશુકની ગોદમાં ઇશ્ક અને મુહબ્બતની ગુફતગુ કરવામાં મશ્ગૂલ બની ગયા હતા.

મોગલ રિયાસતનો માલિક શહેનશાહ જહાંગીર બુઝર્ગ થઇ ગયો હોવાથી તેનું જોમ અને તાકાત બહેર મારી ગયાં હતાં. મોગલ શહેનશાહતનો કાબૂ તેના હાથમાંથી દિવસે દિવસે સરી જતો હોય તેમ જણાઇ આવ્યા વિના રહેતું ન હતું. પોતાની ઝૈફ અવસ્થામાં આગ્રાના સિંહાસનને ડગમગતી મ્હોલાતના રૂપમાં–હાલતમાં જોઇ–તાજ અને

તખ્તને ખાતર બિરાદરોને બિરાદરી તજી અંદર અંદર લડી મરવાને તૈયાર થયેલા જોઇ શહેનશાહ જહાંગીરના દિલમાં દુઃખ પયદા થતું હતું. તેના દુઃખનો આ વખતે પાર નહતો. પોતાના જ બેટાઓની એક બીજા પર શમશીર ચલાવવાની બૂરી ઉમ્મીદ પાર પડતાં તે અટકાવી શકવાને તાકાતવાન ન હતો. લેકીન જ્યાં કિસ્મતના આંક એવા જ લખાયા હોય ત્યાં ઇન્સાન શું કરી શકે ? તકદીર–કિસ્મત આગળ શહેનશાહ જહાંગીર હિન્દોસ્તાનનો બાદશાહ હોવા છતાં લાચાર હતો.

શહેનશાહ જહાંગીર આ બધું ગુપચુપ જોયા કરતો હતો. પોતાના જ બેટા તખ્ત અને તાજના લોભમાં ફસાઇ તેના સ્હામે–પોતાના પિદર સ્હામે–વાલિદ સ્હામે હથીઆર ઉઠાવવાની હિંમત કરે તે પણ કિસ્મતની જ કરામત હતીને ?

ઉપરની હકીકત શહેનશાહ જહાંગીરના દિલમાં આગ પયદા કરતી હતી. પોતાની જ ઔલાદ–બેટાઓને આવા નાફરમાન અને પોતાના સ્વાર્થ માટે બાપ અને બિરાદરની ગરદન ઉડાવી દેવાને હરગીઝ તૈયાર થયેલા જોઇ તેનું દિલ કાબૂમાં નહિ રહેતાં આંસુઓ પાડી આલમના માલિક પરવરદિગાર પાસે આવી પડનારી આફતમાંથી બચાવી લેવા તે દુવા માંગતો હતો.

શાહજાદો પરવીઝ તેના દિલમાં તે એકલો જ દિલ્લીના તાજ અને તખ્તનો માલિક છે તેવો ખેઆલ રાખતો હોવાથી બંગાળની સુબેદારીનો લાભ ઉઠાવી ભાવિ મયદાને જંગમાં ઉપયોગમાં આવે તે માટે પોતાની ફોજમાં વધારો કર્યે જતો હતો. લેકીન શાહજાદા શહેરિયારને હિન્દોસ્તાનનો બાદશાહ બનાવવાની ઉમ્મીદ ધરાવનાર બાદશાહ બેગમ નુરજહાનને આ ઇશ્ક અને લહજ્જત તથા અયશ આરામમાં મશ્ગૂલ રહેનાર શાહજાદાની ફિક્ર ન હતી. તે તો આ ઇશ્કી શાહજાદાને મચ્છર મિસાલ કચડી નાખવાની તાકાત અને હિંમત ધરાવતી હતી. તેને જો કોઇની પણ ફિક્ર પયદા થતી હતી તો તે લેકીન શાહજાદા ખુર્રમની જ હતી. તે જ તેની ઉમ્મીદ બર લાવવામાં તેને પહાડ મિસાલ

ખુંચતો હતો અને હરકોઇ રીતે તેની હસ્તી મિટાવી પોતાનો રસ્તો સાફ કરવાની તમન્ના નુરજહાનના દિલમાં ઘર જમા કરી બેઠી હતી અને તેથી જ તે શાહજાદા ખુર્રમના ઘાટ ઘડી નાખી પોતાનો રસ્તો સાફ કરવાના કાવાદાવા–દાવપેચની શેતરંજના દાવ ખેલી રહી હતી.

શાહજાદો ખુર્રમ પણ બાદશાહ બેગમ નુરજહાનના આ ઇરાદાથી પુરતો વાકેફગાર હોવાથી તે કોઇ પણ રીતે નુરજહાનના દાવમાં ન ફસાય તેની પૂરતી સાવચેતી રાખતો હતો. ભવિષ્યના મયદાને જંગમાં તાજ અને તખ્ત માટેનો પોતાનો હક્ક સાબિત કરવા મયદાને પડવાની જરૂરત પડે તે માટે મયદાને જંગમાં ઝઝૂમવા પોતાની બાજુ મજબૂત બનાવવા તે હરગીઝ સાવચેત રહેતો હતો. મેવાડ અને ઉદયપુરના રાજપૂત રાજાઓ મયદાનેજંગ જામે તો શાહજાદા ખુર્રમનો પક્ષ લેવાને તૈયાર જ હતા. શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં જંજીરમાં જકડાયો હોઇ તેના તરફથી ડરવાની નુરજહાનને બિલકુલ જરૂરત ન હતી. તેને ડર હતો ફક્ત–ફિક્ર હતી તો તે માત્ર શાહજાદા ખુર્રમની જ હતી અને તેથી જ તેની હસ્તી મિટાવી દેવાની નુરજહાનને હરગીઝ જરૂરત જણાતી હતી.

આવી રીતે મોગલ શહેનશાહ જહાંગીરની બુઝર્ગ હાલતનો લાભ લઇ નુરજહાન તેની બેટીના શોહર શાહજાદા શહેરિયારને હિન્દોસ્તાનના તાજોતખ્તનો માલિક બલ્કે શહેનશાહ બનાવવાના દાવપેચ ખેલતી હતી, ત્યારે શાહજાદો પરવીઝ અને શાહજાદો ખુર્રમ પોતપોતાનું કિસ્મત લડાવવાની પૂર તૈયારી કરી રહ્યા હતા.

શાહી કુટુંબની ઉપર પ્રમાણેની હિલચાલ પરથી આગ્રા શહેરની ગલીએ ગલીએ મયદાને જંગના પડઘા પડતા સંભળાતા હતા. આખું આગ્રા શહેર મયદાને જંગમાં પડવાથી રંગાઇને જુદા જુદા પક્ષમાં સામેલ થઇ ગયેલું જણાતું હતું.

# પ્રકરણ ત્રીજું
## રંગીલો શાહજાદો

"રોશન ! આલમના માલિકે આટલું બધું ગઝબનાક–અજાણ-પણે પણ તારા બદન પર ચશ્મો ઠરે તો દિલ હરગીઝ કાબૂ ગુમાવી દે–પાગલ બનાવી તારા નામની તસ્બી ફીરાવવામાં મશ્ગૂલ બનાવી દે–કલેજાં હચમચાવી આહ પોકરાવે અને અય હુસ્નપરી ! તારા દિદારના દર્શન કરવાની પ્યાસ પયદા કરે તેવું હુસ્ન–આલમની ખુબસૂરતીનો ખજાનો તારા બદનમાં–દિદારમાં જ શા માટે ઠાંસી ઠાંસીને ભર્યો હશે ?"

રોશનનો કમળની દાંડી મિસાલ હાથ પોતાના હાથમાં લઇ તેપર થોડો સમય નજર લગાવી પોતાની ગરદનને લપેટી રોશનના ચ્હેરા પરથી ઝરતા હુસ્નના પાનમાં તરબતર–મશ્ગૂલ બની જતાં શાહજાદો શહેરિયાર બોલ્યો.

"લેકીન બાંદીઓના કિસ્મતમાં માહતાબ મિસાલ રોશની ફેંકી પોતાના હુસ્નના અજવાળા ફેંકવાનો........"

"રોશન, તું બાંદી ? હરગીઝ નહિ. દિલ્બર ! તારૂં કિસ્મત તો તેજ છે. તું બાંદી નહિ લેકીન........" આમ બોલતાં બોલતાં શાહજાદો શહેરિયાર પોતાના ખેઆલમાં મસ્ત બની ગયો.

"તું તો બાદશાહની બેગમ બનવાની પૂરતી લાયકાત ધરાવે છે. તારા બદનમાંથી નીકળતી કાતિલ રોશનીએ મારા દિલપર કાબૂ જમાવી દીધો છે અને તારા ચશ્મોમાંથી ટપકતી જવાનીએ મારા જિગર પર સિદ્ધી છૂરી ચલાવી મારા દિલના ટુકડા કરી નાખ્યા છે:–

...રોશન ! તું તો મારા જિગરની પૂતળી છે. મારી લહજ્જત. અયશ આરામ અને જિંદગી..." આમ બોલતાં બોલતાં શાહજાદા શહેરિયારે આછું આછું મુસ્કેરાતી અને પોતાના આ કાતિલ મુસ્કેરાટમાં શાહજાદાના દિલપર છૂરી ચલાવી રહેલી રોશનના મુલાયમ હાથમાંથી શિરાઝીનો જામ ઉઠાવીને શહેરિયાર ગટગટાવી ગયો.

શાહજાદો શહેરિયાર રોશનના કાતિલ ચશ્મોમાંથી ઝરતી ચિનગારીમાં પાગલ બની તેના સુન્હરી બાલને પવનમાં ઉડતા જોઇ રહ્યો હતો તેવામાં તેના દિલમાં કાંઇક તમન્ના પયદા થતાં જ તે બોલી ઉઠયોઃ-

"રોશન ! જિગરના ટુકડે ટુકડા કરી નાખે તેવી કોઇ ચીઝ..."

"લોંડી હુકમ ઉઠાવવાને હરગીઝ તૈયાર છે. મારા માલિક." આમ કહીને શહેરિયારના હાથમાં ઇસ્તંબોલી શિરાઝીનો જામ મૂકી રોશને નીચે મુજબ તેના સુરીલા આવાઝે ગાવાનું શરૂ કર્યું.

"ખાક હોકર બન ગયે,
અકસીર રાહે ઇશ્કમેં;
કર ગયે કયા કામ મરકર,
કુશ્તગાને દર્દે દિલ."

રોશનની એક તો મિઠ્ઠી જબાન, સુરીલો આવાઝ અને માહતાબની રોશનીની લહજ્જત શાહજાદાના દિલને ઉશ્કેરી મૂકવાને બસ હતાં. મિઠ્ઠા આવાઝે સંગીતના સૂર છેડતી રોશનના ચ્હેરા પર પવનને લીધે ગૂંચળા વળીને ગેલ કરતા બાલની શાહજાદાને ઇર્ષ્યા પયદા થતાં ગૂંચળા વળીને રોશનના ગુલેલાલા મિસાલ ચ્હેરા પર હવામાં ઊડતી બાલની લટોને દૂર કરી રોશનના હુસ્નપૂર દિદાર પર ચમકતી રોશનીની લહજ્જત ઉડાવવામાં તે મશ્ગૂલ બની ગયો.

"રોશન !"

"હઝૂર શું ફરમાવે છે ?"

"મારો હુકમ ઉઠાવશે ?"

"બાખુશીથી. લોંડી હરદમ તેના માલિકના ફરમાનને અમલમાં મૂકવાને તૈયાર છે."

"લેકીન રોશન ! ગુલેલાલા મિસાલ ચમકતો અને હરદમ આછો મુશ્કેરાટ બતાવતો તારો ચ્હેરો આજે આમ કરમાયેલો કેમ નજરે પડે છે ?"

"રોશનના ખ્યાલમાં જ મસ્ત શાહજાદા સાહેબને તેવું માલૂમ પડતું હશે લેકીન મને તો.........."

"તો પછી........"

"શું ફરમાન છે, મારા શરતાજ?"

"તારા દિલમાં આગ તો પયદા નહિ થાય?"

"શાહજાદા સાહેબના દિલને તાઝગી અને સંતોષમાં રાખવા ખાતીર આ જાન કુરબાન કરવો પડે તો પણ આ લોંડી તેમ કરવાને હરગીઝ તૈયાર છે. ફરમાવો. શું ફરમાન છે, મારા માલિક?"

"રોશન! આસ્માનમાં ચમકતી ચાંદની જોઇ?"

"જરૂર લખ્તેજિગર!" આછા મુસ્કેરાટથી ગૂંગળાઇ જતાં રોશને કહ્યું.

"આ ચાંદની તારા દિલમાં કાંઇ અવનવા કોડ–તમન્ના પયદા નથી કરતી?"

"કરે છે, પ્યારા દિલ્બર."

"રોશન!"

"ચાંદનીની મુલાયમ ચાદર નીચે શિરાઝી અને હુસ્નપરી નાઝનીનના હુસ્નની લહજ્જત ઉડાવવાની હરગીઝ તમન્ના પયદા થઇ છે–ખ્વાહિશ ધરાવો છો ખરૂંને, શાહજાદા સાહેબ? આ બાંદીએ તેની જિંદગી ને જોબન શાહજાદા સાહેબના કદમમાં પેશ કરી છે. શાહજાદા સાહેબ તેમની તમન્ના–શોખ પૂરો કરવા દિલ ચાહે તેવી રીતે આ ખાદિમાનો ઉપયોગ કરી શકે છે." આમ બોલતાં બોલતાં પોતાના કાતિલ ચસ્મમાંથી શાહજાદાના દિલને વીંધી નાખે તેવો પલકારો માર્યો અને બીજી જ પળે આછું મુસ્કેરાતા કાતિલ અદાએ શાહજાદા તરફ રોશન જોઇ રહી.

"રોશન! તારા દિલમાં દુઃખ તો પયદા નહિ થાય?"

"હરગીઝ નહીં, મારા માલિક."

"રોશન! મારા દિલની પ્યાસ તારૂં થનગનતું જોબન કે હુસ્ન બુઝાવી શકે તેમ નથી, લેકીન રંગ મહાલમાં હરદમ મારી તહેનાતમાં

ખડી રહેનાર જન્નતની હુરોની જવાનીની લહજ્જત લૂંટવાનો મારા દિલમાં શોખ પયદા થયો છે. મારી આ તમન્ના પૂરી નહિ કરે?"

ઉપરા ઉપરી શિરાઝીના જામ ખેંચીને બેફામ બની ગયેલા શાહજાદાના બદનમાં હવસ પયદા થયો હતો અને તેથી હવસનો ગુલામ બની રોશનના જિગર પર કાતિલ છૂરી ચલાવે તેવા સુખનો શાહજાદાના મ્હોંમાંથી નીકળી પડયા. રોશનના કાને આ અદેખા સુખનો અથડાતાં જ તેના દિલના ટુકડા થઇ ગયા, તેના ચ્હેરાપર ચમકતું નૂર ગએબ થઇ ગયું અને તેનો હસતો તથા ખીલતો ચ્હેરો કરમાઇ ગયો. તેના દિલની મુરાદ તૂટી પડવાથી એક પણ સુખન નહિ બોલતાં તે જમીન તરફ જોઇ રહી.

"રોશન! શિરાઝીના જામ હાજર કર." કેમ જાણે શયતાન તેના દિલપર સ્વાર ન થઇ બેઠો હોય તેમ સખ્ત બની જતાં શાહજાદા શહેરિયારે રોશનને ફરમાવ્યું. રોશનના દિલના ટુકડે ટુકડા થઇ ગયા હતા, લેકીન શાહજાદો શહેરિયાર તેનો ખાવિંદ–દિલનો માલિક હતો. તેનો હુકમ ઉઠાવવો તે એક પાકદામન ઔરત તરીકે તેની ફરજ હતી અને તેથી જિગર પર છૂરી ચાલતી હોવા છતાં તેને શિરાઝીના જામ લઇને હાજર થવું પડતું હતું.

"મારી પાસે આવો." રોશન અને શાહજાદાની ખિદમતમાં ઉભેલી બાંદીઓને શાહજાદાએ ફરમાવ્યું.

શાહજાદાના ફરમાનને અમલમાં મૂકવા બાંદીઓ થોડે નજદિક જઇને ઉભી રહી. બાંદીઓને હુકમ ફરમાવ્યા પછી શાહજાદા શહેરિયારે ચીરાતા દિલે આંસુ પાડતી રોશન તરફ નજર ફેંકી. રોશનને રડતી જોઇ શાહજાદાને ઔર ગુસ્સો ચડયો અને તેથી રોશનને ચીડવવા ખાતર કહ્યું.

"રોશન! આ હુસ્નપરીઓને શિરાઝીના જામ આપ."

શાહજાદા શહેરિયારના હુકમને તાબેદાર બનવા રોશને કદમ ઉઠાવ્યા, લેકીન બે ત્રણ કદમ ભાગ્યે જ ઉઠાવ્યા હશે તેવામાં તેને ચક્કર આવતાં જ તે જમીનપર પટકાઇ પડી. શાહજાદાના કાને રોશનના પડવાનો આવાઝ પડતાં જ તે બેદરકારીથી બોલી ઉઠયો:–

"તમો બિલકુલ ગભરાશો નહિ. આપણી લહજતમાં ખૂંચતો કાંટો દૂર થઇ ગયો છે અને તેથી તેને બાજુના કમરામાં લઇ જાવ." આમ કહીને શિરાઝીનો જામ ગટગટાવી જતાં તે આછું બેદરકારીભર્યું હસ્યો અને બીજી જ પળે જેના બદનમાંથી હુસ્નનો અંગાર ઝરતો હતો તેવી બાંદીઓના હુસ્નની લહજ્જત લૂંટતો શિરાઝીના જામ ઉડાવવામાં તે મસ્ત બની ગયો.

× × × ×

"નાદીરા! મધરાત થઇ ગઇ હોવા છતાં આ સંગીતનો આવાઝ અને ધીમો કિલકિલાટ કયાંથી આવતો હશે? બાદશાહ સલામત તો આરામ લ્યે છે તો પછી—"

"શહેનશાહબાનુ—"

"આવાઝ કેમ બંધ કર્યો? બોલતી શા માટે નથી?"

"ગુન્હો મોઆફની શરતે—"

"લેકીન તેમાં ડરે છે શા માટે? એક નહિ, તારા એક હજાર ગુન્હા મોઆફ છે તેથી બાખુશીથી ખરી હકીકત જણાવ." વસ્તુસ્થિતિથી વાકેફગાર બનવાને ઇન્તેજાર બનેલી બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"જેને તમો દિલ્લી અને આગ્રાના તાજોતખ્તનો માલિક બનેલો જોવાની તમન્ના સેવો છો તેના જ આ—" આમ બોલતાં બોલતાં નાદીરા ચૂપ થઇ ગઇ અને નુરજહાનના ચ્હેરા તરફ જોઇ રહી.

"નાદીરા! શું તું આ ખરું કહે છે? શાહજાદો શહેરિયાર. મારી બેટીનો શૌહર આટલો બધો રંગીલો છે?"

"લોંડી એક હરફ પણ હરગીઝ બોલવા ચાહતી નથી. તેની સચ્ચાઇની જો હિન્દોસ્તાનના શહેનશાહ બાનુને ખાતરી ન થતી હોય તો આપની બેટીને પૂછવાથી માલુમ પડશે, લેકીન વધુ પુરાવાની જરૂરત હોય તો તે જગ્યાની મુલાકાત લેવાથી આપોઆપ સઘળી બિનાથી બાદશાહ બેગમ વાકેફગાર બની શકશે." ખરી હકીકત જણાવતાં નાદીરાએ કહ્યું.

"નાદીરા! મોગલ સલ્તનતનું કોકડું ગૂંચવાઇ ગયું છે, પળે પળે મયદાને જંગના પડઘા પડી રહ્યા છે. સલામતી, તાઝગી અને અયશ આરામ હાલને માટે તો દૂર ચાલ્યા ગયા છે. આવા બારીક અને કટોકટીના મામલામાં જ્યારે હરેક શાહજાદો દિલ્લીનું તાજો-તખ્ત હાથ કરવા પોતપોતાનું કિસ્મત અજમાવવા મયદાને પડી ચૂકેલ છે ત્યારે આ અયશ આરામી, શિરાઝીની લહજ્જત અને નાઝનીનોની મુલાયમ ગોદમાં જ લહ્ બની ગયેલ છે, લેકીન–" આમ બોલતાં બોલતાં નુરજહાન પોતાના ખ્યાલમાં મસ્ત બની ગઇ.

થોડો સમય કાંઇક ખ્યાલમાં ગુમાવ્યા પછી પક્કા નિશ્ચય પર આવતાં તેની ચશ્મોમાંથી અંગારની રોશની ચમકી, તેના હોઠ કાંઇક સખ્ત બન્યા, ચ્હેરા પર કરડાકી આવી અને કાંઇક ગુસ્સાભર્યા આવાઝે નુરજહાન બોલી:–

"હરગીઝ તેમ બની શકશે નહિ-"

"જરૂર, લેકીન બાદશાહ બાનુનું શું ફરમાન છે?"

"બીજું શું હોઇ શકે? આવા કટોકટીના મામલામાં જ્યાં એક બીજા દુશ્મન બનીને પોતાની શમશીરથી પોતાના રસ્તામાં આડે આવનારને ઉડાવી દેવાને તૈયાર થયા છે, જ્યાં જાન સાથે ખેલવાનું છે ત્યાં આ જાતના રંગરાગ, બિલકુલ ચાલશે નહિ. મયદાને જંગના જ્યાં પડઘા વાગી રહ્યા હોય ત્યાં હરગીઝ હું તેને હુરનપુર નાઝનીનની ગોદમાં આરામ કરવા નહિ જ દઉં. નાઝનીનને પેહલુમાં રાખવાને બદલે હું તેને શમશીર સોંપીશ. હુસ્નની પૂતલીઓની ગોદમાં લહજ્જત ભોગ-વવાની તમન્ના સેવનારને હું શમશીર નામની સુંદરીની ગોદની લહજ્જત ચખાડવાની કોશિશ કરીશ." ઉપરના સુખન બાદશાહબેગમ નુરજહાનના મ્હોંમાંથી બહાર પડે તે પહેલાં તો તે બેઠી હતી ત્યાંથી ખડી થઇ ગઇ અને નાદીરાને સંબોધીને બોલી ઊઠી.

"નાદીરા! મારી સાથે ચાલ." આમ કહીને ગુસ્સાના આવેશમાં નુરજહાન નાદીરાને લઇને શાહજાદા શહેરિયારના મહેલ તરફ જવાને રવાના થઇ ગઇ.

દિલ્લીના તાજ અને તખ્તના માલિકના શાહજાદાને, પોતાની બેટીના શૌહરને–શહેરિયારને હુસ્નપૂર લડકીઓની જવાનીની લહજત અને શિરાઝીના જામ ઉડાવતો જોતાં જ નુરજહાનનો ગુસ્સો અંગાર મિસાલ ગરમ બની ગયો. તેની ચશ્મોમાંથી આતશ ઝરવા લાગી અને બીજી જ પળે કાંઈક સખ્ત બની રૂઆબભર્યા આવાઝે મોગલ સલ્તનતની મલ્કા નુરજહાન બોલી:–

"શહેરિયાર! આ શું કરી રહેલ છે? સનમ અને શિરાઝી સિવાય જહાનમાં બીજી કોઈ ચીઝ છે કે નહિ? મોગલ શહેનશાહત પર કઈ પળે આફતનું વાદળ તૂટી પડશે તે જાણવું મુશ્કિલ છે ત્યારે......."

સનમ અને શિરાઝીની લહજ્જત ઉડાવવામાં મશ્ગૂલ બની ગયેલા શાહજાદા શહેરિયારના કાને શહેનશાહ બાનુ નુરજહાનના ઉપલા સુખન પડતાં જ તે ચમકી ઉઠ્યો. બીજી જ પળે આવી પડનારી આફતથી તેનું બદન કંપી ઊઠ્યું. નુરજહાનને જવાબ આપવાની તાકાત નહિ હોવાથી તે જમીન તરફ જોઈ રહ્યો. ધ્રૂજતી બાંદીઓ તરફ ખૌફનાક ચશ્મે જોતાં નુરજહાને ફરમાવ્યું:–

"ફોરન કદમ ઉપાડી અહીંઆથી રૂખસદ લ્યો."

દિલ્હીના શહેનશાહને પોતાની આંગળીના ટેરવા પર નચાવનારી, રિયાસતની મલ્કાના આ સુખનો સાંભળતાં જ બાંદીઓ છુટકારાનો દમ ખેંચી ફોરન ત્યાંથી પલાયન કરી ગઈ. બાંદીઓના ચાલ્યા જવા પછી નુરજહાને શહેરિયારના દિદાર તરફ એક વખત નજર ફેંકી અને કહ્યું:–

"શહેરિયાર! અહીંઆં આવ."

શહેરિયારના દિલમાં બાદશાહ બેગમ પાસે જવાની કે તેની સાથે વાત કરવાની બિલકુલ મુરાદ ન હોવા છતાં બાદશાહ બાનુના હુકમને અમલમાં મૂકવાને તે તરત જ ઉઠ્યો અને નુરજહાનની છેક નજીક જઈ બોલી ઉઠ્યો.

"બાદશાહબાનુ, શું ફરમાવે છે?"

"તું ફરમાન ઉઠાવશે?"

"બાખુશીથી."

"શહેરિયાર! તું રાજ્યદ્વારી કાવાદાવા અને શેતરંજની રમતથી વાકેફગાર છે?"

"હરગીઝ નહિ. જ્યાં સુધી તમો ફિક્ર કરનાર છો ત્યાં સુધી મારે તકલીફ ઉઠાવવાની શી જરૂરત છે?"

શાહજાદા શહેરિયારના આ સુખનો સાંભળતાં જ બાદશાહ બેગમ નુરજહાન આછું હસી પડી, લેકીન તે છુપાવતાં બોલી.

"તું જવાન થયો છે. હવે તારે તારી લાયકાત બતાવવાની કોશિશ કરવી જોઇએ તેમ હરગીઝ તને માલૂમ પડતું નથી?"

"તમો હુકમ કરો તે ઉઠાવવા હું બિલકુલ તૈયાર છું.

"જરૂર?"

"જાનો જિગરથી."

"તું શમશીર ઉઠાવી શકશે?"

"અલબત્ત."

"કત્લ ચલાવી શકશે?"

"બેલાશક અને તે બાખુશીથી. શહેનશાહ બાનુના હુકમ જાનના જોખમે પણ ઉપાડી લેવાને હું તૈયાર છું."

"મયદાને જંગમાં શમશીર લઇને દુશ્મનો સ્હામે લડી શકશે?"

"કત્લ કરવાને શમશીર ઉઠાવવાને જ્યારે હું તૈયાર છું તો પછી દુશ્મનો સ્હામે તલ્વાર લઇને ઝઝૂમવાનું કામ તમો ન કરી શકો? દુશ્મનો સ્હામે તલ્વાર—શમશીર લઇને ઝઝૂમવા કરતાં હુસ્નપૂર નાઝનીનોનાં તીરછાં ચશ્મો સ્હામે ઝઝૂમવામાં હું પક્કો ઉસ્તાદ છું." આમ કહીને સ્હામે પડેલો શિરાઝીનો જામ ઉઠાવીને ગટગટાવી જવામાં શાહજાદો શહેરિયાર મશ્ગૂલ બની ગયો.

નુરજહાન જેને પોતે દિલ્હી અને આગ્રાના તાજોતખ્તનો માલિક બનાવવા માટે આ મુશીબત અને મુશ્કિલીઓ સ્હામે રાજ્યદ્વારી શેતરંજના પાસા ફેંકી રહી હતી તે પળભર તો અજાયબ બની ગઇ અને આ રંગીલા શાહજાદા તરફ જોઇ રહી.

---

## પ્રકરણ ચોથું

## મિઠ્ઠી ગુફ્તેગો

"**એશ, આરામ** અને જિંદગીની લહજ્જત ઉડાવવાની તમન્ના ધરાવનાર ઇન્સાન અનેક કરામત, છલકપટ અને કાવાદાવાના દાવ ફેંકી પોતાના દિલની મુરાદ બર લાવવા કેવી જાતની રમત રમે છે તેનો જીવતો જાગતો પુરાવો જોઇતો હોય તો મોગલ રંગમહાલનો ખૂણે ખૂણો પૂરો પાડશે. મોગલ રંગમહાલમાં રમવામાં આવતી ભેદી રમત અને કાવાદાવા તેનો ખેઆલ પયદા કરાવશે કે, આ તે શાહી રંગમહાલ છે કે કાવાદાવા પયદા કરવાનું–શેતરંજનો દાવ ખેલવાનું મયદાન?"

રંગમહાલમાં ખેલવામાં આવતા કાવાદાવા અને છલકપટથી મુમતાઝમહાલના દિલમાં દુ:ખ પયદા થતાં તેનાથી ઉપરનાં વાકયો બોલાઇ જવાયાં.

"આલમના માલિકે પયદા કરેલો ઇન્સાન તેની જિંદગી હરગીઝ કાવાદાવાઓ અને કુડકપટભરી રમતના પાસા ફેંકવામાં જ ગુમાવતો હશે? અને તેના દિલમાં કાવતરાં અને ફરેબબાજીની રમત સિવાય બીજો ખેઆલ જ પયદા નહિ થતો હોય?" આમ બોલતાં બોલતાં મુમતાઝમહાલ વિચારમાં મશ્ગૂલ બની ગઇ.

"રંગમહાલમાં વસનારો હરેક ઇન્સાન પોતપોતાની ચાલબાજી ખેલવામાં પોતાની ઉસ્તાદી સમજે છે અને આમ કરી પોતાનો રસ્તો સાફ કરવા બાપ બેટા સ્હામે, બિરાદર બિરાદર સ્હામે, મા પોતાના જ લડકા સ્હામે શંકાભરી નજરથી જુએ છે. કોઇના દિલમાં એક બીજા તરફની લાગણી–મુહબ્બતનો ખેઆલ પયદા થઇ શકતો નથી. હરેક એક બીજાના દુશ્મન બની બેઠા છે. આ ખેઆલ રંગમહાલમાં કાવતરાંબાજોનો અડ્ડો હોય તે પૂરવાર કરવાને પૂરતો નથી? મારા દિલના માલિક, મારી ચશ્મોનું નૂર શાહજાદો ખુર્રમ..." મુમતાઝમહાલના મ્હોંમાંથી એક પણ સુખન વધારે નીકળી શકયો.

નહિ. બીજી જ પળે તે ગંભીર બની ગઇ. તેના દિલમાં એક પ્રકારની તમન્ના પયદા થતાં જ તે બોલી ઊઠી.

"જહાનમમાં જાવ આ રંગમહાલ, રંગમહાલમાં રહીને હરગીઝ ફિક્રમાં જિંદગી ખતમ કરી નાખવી તેના કરતાં તૂટીફૂટી ઝૂંપડીમાં આરામ, તાઝગી અને સંતોષમાં દિવસો ગુજારવા શું ખરાબ છે? આ તાજ અને તખ્ત, અયશ આરામ અને બાદશાહી જાહોજલાલીને આગ લાગો. બાદશાહ બેગમ કરતાં એક મામૂલી ઔરત વધારે સુખી હોય છે. રંગમહાલના કાવાદાવા અને ભેદભરમનો પાર જ નથી આવતો. હું હરગીઝ બાદશાહ બેગમ બનવાની તમન્ના ધરાવતી નથી. મારા દિલનો માલિક દિલ્લીના તાજ અને તખ્તનો માલિક બને તેની હરગીઝ મારા દિલમાં ખ્વાહિશ નથી. મારા દિલમાં માત્ર એક જ તમન્ના ઘર કરીને બેઠી છે અને તે મારા નૂરેચશ્મની મિઠ્ઠી હુંફમાં–ગોદમાં દિવસો પસાર કરવાની." આમ બોલતાં બોલતાં મુમતાઝમહાલનો પડતો સુખન ઉઠાવી લેવાને ખડા પગે ઉભેલી બાંદી તરફ તે જોઇ રહી.

"શાહજાદા સાહેબને મારી ખિદમતમાં હાજર થવાનું ફરમાન પહોંચાડી મારી પાસે ખડા કર. મારે હરગીઝ બાદશાહ બેગમ નથી બનવું. ઇશ્ક અને મુહબ્બતની મિઠ્ઠી લહજ્જતમાં છળકપટ અને કાવા-દાવાની શી જરૂરત છે?"

શાહજાદા ખુર્રમના દિદાર જોવાની મુમતાઝમહાલના દિલમાં પ્યાસ પયદા થતાં જ મુમતાઝમહાલે બાંદીને ફરમાવ્યું અને બીજી જ પળે પોતાની મલ્કાનો હુકમ થતાં જ બાંદી કુરનીશ બજાવીને ખડી થઇ, તે જ વખતે સામેથી ધીમા કદમે ચાલ્યા આવતા શાહજાદા ખુર્રમ પર બાંદીની નજર પડતાં જ તે બોલી:–

"ફરમાન અમલમાં મુકાય તે પહેલાં જ શાહજાદા સાહેબ તમારી તહેનાતમાં હાજર થયા છે. લોંડીને બીજું શું ફરમાન છે?" પોતાના માલિકના આવવાના ખબર આપતાં બાંદી મુમતાઝમહાલ તરફ જોઇ રહી.

શાહજાદા ખુર્રમના આવી પહોંચ્યાના સમાચારે મુમતાઝમહાલના દિલમાં અજબ રોશની પયદા કરી અને તેજ પળે તેણે મસ્ત અદાભરી ચશ્મોએ શાહજાદા તરફ નજર ફેંકી અને શાહજાદા ખુર્રમને ચાલ્યો આવતો જોઇ મુમતાઝમહાલના દિલમાં ખુશાલી પયદા થતાંજ મુમતાઝમહાલના ગુલાબી ગાલો પરની રતાશમાં ઔર ઝમક આવી અને તેથી નીચી નજરે તેના કાતીલ ચશ્મોમાંથી શાર ફેંકી શાહજાદા ખુર્રમને ઘાયલ કરવાની કોશિશમાં તે મશ્ગૂલ બની.

"મુમતાઝ! નૂરેચશ્મ! હરગીઝ તારા ગુલેલાલા મિસાલ ખીલતા ચ્હેરાપર આજે રંજની નિશાની કેમ પયદા થયેલી જણાય છે?" મુમતાઝની છેક નજદિક આવી કમળની દાંડી મિસાલ તેનો નાજૂક અને મુલાયમ હાથ પોતાના હાથમાં લેતાં શાહજાદા ખુર્રમે પૂછયું.

"લખ્તેજિગર! તારા ખુશ ખુશાલ હસ્તા ચ્હેરાપર આજ ફિક્ર કેમ સવાર થઇ બેઠી છે?" હરગીઝ હસતી મુમતાઝમહાલને આજ બિલકુલ ચુપ અને ખેઆલમાં મસ્ત જોઇ શાહજાદા ખુર્રમના દિલમાં મુમતાઝના રંજથી વાકેફગાર બનવાની ઇંતેજારી પયદા થતાં શાહજાદો ખુર્રમ બોલી ઉઠયો.

"ફિક્ર અને રંજ અને તે મારા દિલમાં? શાહજાદા સાહેબ, તમો ફિઝૂલ ફિક્ર કરી રહ્યા છો. મારા દિલમાં તો તેવું કાંઇ નથી, લેકીન મારા માલિકના ચ્હેરાપર આજે ફિક્રનું વાદળ કેમ ચડી આવ્યું છે તેનાથી આ લોંડીને વાકેફગાર બનાવશો તેવી હરગીઝ ઉમ્મીદ છે." મુમતાઝમહાલે કહ્યું.

"મુમતાઝ! શાહી ખાનદાનમાં પયદા થવાની સાથે જ ફિક્ર અને મૌત તો હરગીઝ કિસ્મતમાં લખાયેલાં હોય છે. બાદશાહ સલામતની હજૂરમાં બડા ભાઇ ખુશરૂને ગ્વાલિઅરના કિલ્લામાંથી છૂટા કરી તેના ગુન્હાઓ મોઆફ કરવાની મેં બાદશાહ સલામતની તહેનાતમાં અરજ પેશ કરી છે, લેકીન શહેનશાહબાનુ—"

"નારાજ છે એજ કહેવું છે ને?" મુમતાઝે પૂછયું.

"બિલકુલ સચ."

"તો પછી ?"

"બીજું શું ? શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં જ ખતમ થઇ જાય. સાકી સનમ અને શિરાઝીની લહજ્જતમાં પરવીઝ મશ્ગૂલ રહેતો હોવાથી શહેનશાહબાનુને તેના તરફથી હરગીઝ ધાસ્તી નથી. શહેરિયાર ખુદ તેની બેટીનો શૌહર છે લેકીન............"

"શહેનશાહ બાનુને રંગમહાલની લહજ્જત છોડી કાવાદાવાની દુનિયામાં શા માટે દાખલ થવું પડયું છે ?" શાહજાદો ખુર્રમ તેનું વાકય ખતમ કરે તે પહેલાં દુનિયાના કાવાદાવા અને છળકપટથી અજાણ મુમતાઝ વચ્ચે જ બોલી ઊઠી.

"ભોળી, બિલકુલ ભોળી. પ્યારી મુમતાઝ ! તારા જેવી જ આલમ પર વસતી બધી જ ઓરત ભોળી હોય તો કેવું સારૂં ! લેકીન તું આલમના કાવાદાવાથી બિલકુલ બેવાકેફગાર છે. શહેનશાહ બાનુ શાહજાદા શહેરિયારને, પોતાની બેટીના શૌહરને દિલ્હી અને આગ્રાનો તાજ અને તખ્ત પહેરાવવાની ઉમ્મીદ ધરાવે છે ત્યારે હું મારી મુમતાઝના—" આમ કહીને શાહજાદા ખુર્રમે મુમતાઝના ગુલેલાલા મિસાલ લબપર એક બોસો લીધો.

"શાહજાદા સાહેબ ! મને ખુશ કરવા દિલ્હીના તાજ અને તખ્તની મલ્કા બનાવવા તમે આ બધી જહેમત ઉઠાવો છો તો પછી મારા દિલની તમન્ના નહિ પૂરો ?" કાતિલ ચશ્મોમાંથી દિલને પાગલ બનાવી દે તેવી રોશની ફેંકતી મુમતાઝમહાલ શાહજાદા ખુર્રમ તરફ જોઇ રહી.

"મુમતાઝ ! તારા દિલની તમન્ના પૂરવાને હું હરગીઝ તૈયાર છું તો પછી શા માટે દિલની ઉમ્મીદ છુપાવી રાખે છે ?" આમ બોલતાં બોલતાં મુમતાઝના ચાંદની મિસાલ ચમકતા ચ્હેરા પર પવનમાં ફર ફર ઉડતી બાલની લટોને શાહજાદા ખુર્રમે દૂર કરી.

"શાહજાદા સાહેબ ! તમો મને ખુશ કરવાને ખરેખર તૈયાર છો ?"

"બેશક."

"તો પછી બાદશાહ બેગમ બનવાની મારા દિલમાં હરગીઝ તમન્ના નથી. મારા દિલમાં એક માત્ર ઉમ્મીદ ઘર જમાવી બેઠી છે અને તે મારા માલિક–મારા શૌહરના દિદારના દર્શનની. એક પાક-દિલ ઔરતના દિલમાં તેના ખાવિંદના સુખ કરતાં બીજા કયા સુખની તમન્ના હોય?"

"દિલ્બર!" મુમતાઝમહાલના કરમાઇ ગયેલા ચ્હેરા પર નજર પડતાં જ શાહજાદા ખુર્રમના મ્હોમાંથી એક પણ હરફ બ્હાર નીકળી શકયો નહિ. કેટલોક સમય તે મુમતાઝના ચ્હેરા તરફ એકીટસે જોઇ રહ્યા પછી બોલી ઉઠયો.

"તારી આ સ્થિતિ–દશા જોઇ મારૂં દિલ–જિગર ચીરાઇ જાય છે લેકીન ઇલાજ શું?"

"હરગીઝ ઇલાજ નથી?"

"બિલકુલ નહિ."

"હું બતાવું તો?"

"તો પછી તે અમલમાં મૂકવાને હું બિલકુલ તૈયાર છું."

"શાહજાદા સાહેબ! આ રંજ અને મુશીબત લેકીન તાજ અને તખ્ત માટે છે. મારા દિલમાં તાજ અને તખ્તની હરગીઝ મુરાદ નથી તો પછી તે મેળવવા કાવાદાવા કરવાનું ન છોડી શકો?"

"જરૂર લેકીન—"

"તેમાં લેકીનની જરૂરત જ કયાં છે?"

"તેની સાથે જિંદગી અને મૌતની રમત જોડાયેલી છે તેનાથી તું પૂરતી રીતે વાકેફગાર છે?"

"બિલકુલ વાકેફગાર છું છતાં પણ........"

"શા માટે તેમ કરવાની જરૂરત છે?"

"લેકીન તમારી મુમતાઝને ખુશ કરવા, તેના દિલને બહેલાવવા."

"દિલ્બર! તને બાદશાહ બેગમ બનાવવાની મારા દિલની તમન્ના છે તેનું કેમ?"

"દિલ્દાર! મારી ચશ્મોના નૂર! તમારા દિદાર જોવામાં જ મને બાદશાહીની લહજ્જત મળે છે."

"અને મુમતાઝ! તારાથી દૂર રહેવામાં મારા દિલમાં કેટલું દુ:ખ પયદા થાય છે તે તને કેવી રીતે બતાવી શકું? તાજ અને તખ્ત મેળવવાની કોશિશ છોડી દેવાથી મારાપરનું આફતનું વાદળ હરગીઝ દૂર થાય તેમ નથી." આમ બોલતાં બોલતાં શાહજાદો ખુર્રમ મુમતાઝ-મહાલના બદનમાંથી બહિસ્તની હુર મિસાલ ચમકતા નૂરનું પાન કરવામાં મશ્ગૂલ બની ગયો.

"મુમતાઝ તારૂં હુસ્ન તો કમાલ છે. ખુદાપાકે આલમમાં તારા સિવાય બીજી કોઇ હુસ્નપૂર નાઝનીન પયદા કરી હશે કે નહીં તેના ખેઆલમાં જ હું મશ્ગૂલ બની ગયો છું."

"લેકીન બાદશાહબેગમ બન્યા પછી આ લહજ્જત લૂંટી શકાશે?"

"આવો બેહુદા ખેઆલ કરવાની કાંઇ જરૂરત છે?"

"કાવાદાવા અને ખટપટ મારા માલિકને મારી પાસેથી ખુંચવી ન લે એની જ મને હરદમ ફિક્ર થયા કરે છે."

"તું એમ ધારે છે કે દિલ્લીના તાજોતખ્તનો માલિક બન્યા પછી હું મારી મુમતાઝને ભૂલી શકીશ?"

"લેકીન મારૂં દિલ તો બાપોકાર જાહેર કરી રહ્યું છે કે, મુમતાઝ! હરગીઝ બાદશાહબેગમ ન બનતી અને જો બાદશાહબેગમ બનવાનો ખેઆલ પણ કર્યો છે તો તારી કમબખ્તી સમજજે."

"મુમતાઝ! તારા દિલમાં ઘર કરી બેઠેલી આ ફિક્ર બિલકુલ ફિઝૂલ છે. બાદશાહબેગમ બન્યા પછી હું તને..................."આમ બોલતાં બોલતાં શાહજાદા ખુર્રમે મુમતાઝના કાતિલ ચશ્મોને સ્હેજ ઊંચા કરી તેના ચશ્મો સાથે મીટ મિલાવતાં મુમતાઝના મુલાયમ અને ગુલાબી ગાલ પર ધીમેથી ટાપલી મારી.

"ખરેખર તું અજબ કીસમની ઔરત જણાય છે. જે તાજ અને તખ્તપર કાબૂ જમાવવા બાદશાહબેગમ નુરજહાન જેવી ઔરત

આજે આસ્માન અને પાતાળ એક કરી રહી છે તેની તને બિલકુલ પરવાહ નથી ?"

"છે. શા માટે નથી ? મને હરગીઝ તમન્ના છે."

"શેની ?"

"મારા જિગરના આરામની."

"કમાલ કરી, લખ્તેજિગર ! દિલ્લીની બાદશાહબેગમ બનવાની તારા દિલમાં બિલકુલ તમન્ના–ઉમ્મીદ નથી ?"

શાહજાદા ખુર્રમના ઉપરના સુખન મુમતાઝમહાલના કાને પડતાં જ તેના દિલમાં તાજગી પયદા થતાં મુમતાઝ તેના ઇશ્કના રંગે રંગાયેલા જાદુ ભરેલા ચશ્મોએ શાહજાદા ખુર્રમ તરફ એકી ટસે જોઇ રહી. શાહજાદો ખુર્રમ તો આ હુસ્નપરીના સંગેમરમર મિસાલ બદનમાંથી નીકળતી રોશનીમાં પાગલ બની ગયો હોવાથી ઇશ્કના આતશમાં હિજરાતી–જલતી મુમતાઝનો હાથ પોતાના હાથમાં લઇને તેને ગોદમાં જકડી તેના ચ્હેરા પર ચમકતા નૂરનું પાન કરવામાં તલ્લીન બની જતાં બોલ્યો:—

"મારા દિલમાં ફક્ત એક જ તમન્ના હરગીઝ રમી રહી છે અને તે તને બાદશાહબેગમ બનાવવાની. મારા દિલની આ મુરાદ બર લાવવા–પાર પાડવાની જ હું કોશિશ કરૂં છું, લેકીન જ્યારે તું ખુદ નારાજ છે, તારા દિલમાં દુઃખ પયદા થાય છે, તો પછી તેમ કરવાથી શો ફાયદો ?" પોતાના દિલમાં છુપાવી રાખેલી હકીકત મુમતાઝ પાસે જાહેર કરતાં શાહજાદા ખુર્રમે જણાવ્યું.

"મારા દિલના માલિક ! મુમતાઝને તમે સ્વાર્થી સમજો છો ? મારા એકના સુખ અને સંતોષ માટે તમારે તમારો દિલ્લીના તાજ અને તખ્ત પરનો હક્ક ઉઠાવી લેવાની હરગીઝ જરૂરત નથી. ખાવિંદના સુખમાં જ આનંદ માનવો તે શું એક પાકદિલ ઔરતની ફરજ નથી ? તમે તાજ કે તખ્તના માલિક હો અગર એક મિસ્કીન ઇન્સાન હો તેની મને બિલકુલ પરવાહ નથી. હું તમારી ગોદમાં જન્નતનો આનંદ લૂંટી

શકું છું. તમારા દિદારના દર્શન મારો રંજ અને બેચેની ગૂમ કરી દે છે અને તેથી બાંદીની ફક્ત એક જ આરજુ છે કે તાજ અને તખ્તના માલિક–હિન્દોસ્તાનના બાદશાહ બન્યા પછી મારા આ હક્કને ડુબાવવાની કે મિટાવવાની હરગીઝ કોશિશ ન થવી જોઇએ." પોતાના કાતિલ ચશ્મોમાં શાહજાદા ખુર્રમના દિલને ઘાયલ બનાવવાની કોશિશ કરતાં મુમતાઝમહાલે કહ્યું.

"મારા દિલના આરામ? આખી આલમનો ખજાનો હું તારા કદમ પાસે ઝુકાવવાની કોશિશ કરીશ લેકીન–"

"લેકીન શાહજાદા સાહેબ લોંડીને શું હુકમ ફરમાવે છે?"

"તારા મીઠાશભર્યા લબ્ઝ મારા દિલના રંજને દૂર કરી ત્યાં ખુશાલીનો સમંદર છલકાવવાને પૂરતા છે. તું તો મારી–"

શાહજાદાની ગોદમાં જન્નતના આનંદની લહજ્જત લૂંટતી મુમતાઝ શાહજાદા ખુર્રમ સાથેની મિઠ્ઠી ગુફતગોની લહજ્જતમાં મસ્ત હતી તેવામાં મુમતાઝના માહતાબ મિસાલ ચમકતા ચ્હેરાપર આછો મુસ્કેરાટ પયદા થયો. બીજી જ પળે તેના આ કાતિલ મુસ્કેરાટમાં શાહજાદો ખુર્રમ દિલ ગુમાવી બેઠો–પાગલ બની ગયો અને મુમતાઝના ચમકતા ચ્હેરાપર બોસો લગાવી ઇશ્કની રંગતની લહજ્જત લૂંટવામાં મશ્ગૂલ બની ગયો.

---

## પ્રકરણ પાંચમું

### નુરજહાનના દાવપેચ

"**શહેરિયાર!** મારી બેટીનો શૌહર હરગીઝ દિલ્લીના તાજ અને તખ્તનો માલિક બનવો જ જોઇએ. શાહજાદો પરવીઝ હરદમ સનમ અને સાકીની લહજ્જતમાં મશ્ગૂલ છે–ઉમ્મીદવાર છે. તેનામાં મારી સ્હામે દાવપેચ ખેલવાની કે સહન કરવાની હરગીઝ તાકાત નથી. તે તો મચ્છર મિસાલ મારી ગોઠવેલી એક જ સુરંગના ભડાકે નુરજહાનના રસ્તામાંથી હતો નહતો બની રસ્તો સાફ બનાવી દેશે. તેના તરફની મને બિલકુલ ફિકર નથી, લેકીન શાહજાદો ખુર્રમ......"

આમ બોલતાં બોલતાં દિલ્લીના તાજ અને તખ્તના માલિક શહેનશાહ જહાંગીરને પોતાની ઇચ્છા મુજબ પૂતળા મિસાલ નચાવનાર તેની ગજબનાક ચશ્મોમાંથી નીકળતી રોશનીમાં હરકોઇને પાગલ બનાવી દે–પોતાના સકંજામાં સપડાવી ગમે તેવા ઇન્સાનને પૂરતા ફેજે પહોંચાડનાર બાદશાહબેગમ નુરજહાન તેના દિલમાં ગોઠવી રાખેલી શેતરંજના પાસા કેવી રીતે ફેંકવા તેના ખેઆલમાં મશ્ગૂલ બની ગઇ. આવી રીતે થોડો સમય પસાર કર્યા પછી એકાએક કોઇ ખેઆલ તેના હૈયે ચડી આવતાં જ તે બોલી ઊઠી.

"દિલ્લીના તાજોતખ્તના માલિકને પોતાની ચશ્મોના ઇશારે નચાવનાર નુરજહાન શું ન કરી શકે?" આમ બોલતાં બોલતાં તે પાછી ખેઆલમાં મસ્ત બની ગઇ.

"હું કોણ? નુરજહાન. હિન્દોસ્તાનની શહેનશાહબાનુ. એક કંગાલ ઇન્સાનની લડકી બાદશાહબેગમ બની આજે તેના હુકમનો કોરડો ચોતરફ ચલાવી રહી છું, તો પછી મારી બેટી—."

"બાદશાહબેગમ શા માટે ન બને? મારી લડકી—મારી દુખ્તર બાદશાહબેગમ ન બને તે મારા પોતાના માટે શરમાવનારૂં નથી? શાહજાદા શહેરિયારને કોઇ પણ હિસાબે ને જોખમે મારે બાદશાહ બનાવવો જ જોઇએ. શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં એવા સકંજામાં સપડાયો છે કે તે હરગીઝ ત્યાં જ ખતમ થઇ જવાનો. ગ્વાલિયરના કિલ્લાની બહારની હવા આ જિંદગીમાં પણ તે લેવા પામે તેમ નથી. મારા રસ્તામાં નડતા કાંટાને હું દૂર કરી નાખીશ. તેના જીવનને ચૂંથી નાખીશ, અને સાપનું ઝેર કાઢી લીધા પછી જેમ તે ડંખ દઇ શકતો નથી તેમ હું તેને—"

નુરજહાન શાહજાદા શહેરિયારને દિલ્લીનો બાદશાહ બનાવવાના તેના રસ્તામાં નડતા કાંટાઓને કેવી રીતે દૂર કરવા તેના વિચારો—ખેઆલમાં મશ્ગૂલ છે તેવામાં ત્યાં નાદીરા આવી પહોંચી. નાદીરાના પગલાંના અવાજથી ચમકીને નુરજહાને તેની તરફ જોયું. નાદીરાનો

હસ્તો અને ખુશખુશાલ ચ્હેરો જોતાં જ નુરજહાનના દિલમાં સંતોષ પયદા થયો અને તેથી કુરનીશ બજાવીને એક બાજુએ ઊભી રહેલી નાદીરાને પોતાની નજદિક આવવાનું કહેતાં નુરજહાને કહ્યું:–

"નાદીરા! શું મારા દિલની તમન્ના–ઉમ્મીદ હરગીઝ પાર નહિ પડે?"

"શા માટે નહિ? દિલ્લીના બાદશાહ બેગમની મુરાદ બર નહિ આવે? તેમ બનવું જ બિલકુલ બેવજૂદ છે. મોગલિયા સલ્તનતની મલ્કાની ઉમ્મીદ બર નહિ આવે તો—"

"તારા કહેવાના ખ્યાલથી હું પૂરતી રીતે વાકેફગાર છું લેકીન નાદીરા! બોલવું અને કહેવું જેટલું સ્હેલ છે તેટલું જ કરી બતાવવું મુશ્કેલ છે તેનો ખ્યાલ હરગીઝ ધ્યાનમાં રાખવાની જરૂરત છે, તે બિલકુલ ભૂલવાનું નથી."

નાદીરાને બોલતી અટકાવી બાદશાહબેગમ નુરજહાન બોલ્યે જતી હતી તેવામાં તેને અટકાવીને નાદીરાએ કહ્યું.

"બાદશાહબેગમના દિલમાં આરામ કેમ જણાતો નથી? શું કોઈ નવી ફિક્ર પયદા થઈ છે કે નાદીરાની હુકમ બજાવવાની તાકાત કે લાયકાત પર મોગલ સલ્તનતની મલ્કાને યકીન નથી?"

"તારા પર મને પૂરતું યકીન છે ત્યારે જ તને આ બિનાથી વાકેફગાર બનાવી છે તે બિના હરગીઝ તું શા માટે ભૂલી જાય છે?"

"તો પછી હરદમ તમારી કદમબોસી ઉઠાવવાની તમન્ના સેવતી બાંદીને શા માટે હુકમ ફરમાવતા નથી?"

"નાદીરા! એવી રમત જમાવ કે એક વખત ઔરત જાત પણ શું કરી શકે છે તે આલમ પર વસતો હરેક ઇન્સાન જાણી શકે, દુશ્મનો તારાજ બને અને આપણું કામ ફત્તેહમંદીથી પાર પડે."

"જિંદગીની પરવાહ કર્યા વિના આ લોંડી હરદમ હિન્દોસ્તાનની શહેનશાહબાનુ–મારી મલ્કાની ખાતર સળગતી આગમાં પણ ઝુકાવવાને તૈયાર છે. ફરમાવો ફોરન હુકમ, તાજ અને તખ્તના માલિકની મલ્કાનું આ કમતરીન બાંદીને શું ફરમાન છે?"

"નાદીરા! તું કત્લ ચલાવી શકશે?"

"જ ખુશીથી."

"તું આરામ અને લહજ્જતથી રસ્તામાં નડતા કાંટાઓને તારી ચાલાકી અને હિકમતથી દૂર કરી શકશે?"

"શા માટે નહીં? મારી મલ્કાના સુખન પર સારી હિન્દોસ્તાનની રિયાસતને હચમચાવી મૂકવા હું હરગીઝ તયાર છું. શહેનશાહબાનુના દુશ્મનોને એવી તોબાહ પોકરાવીશ કે તેઓ નાદીરા નામને હરગીઝ તેમની જિંદગી ખતમ થતાં સુધી નહીં ભૂલી શકે." આમ બોલતાં નાદીરા સ્હેજ નીચી નમી અને નુરજહાનના કદમમાં શર ઝુકાવીને ખડી રહી.

"શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં કયદ હોવાથી અત્યારે આપણે તકેદારી રાખવી હોય તો તે લેકીન શાહજાદા ખુર્રમ અને તેની મહોરદાર મુમતાઝની જ છે. તેનાથી જ પૂરતા સાવધ રહેવાની અને મોકો મળતાં જ તેમનો કાંટો હરહંમેશને માટે સાફ કરવાની જ જરૂરત છે." કામની શરૂઆત કેવી રીતે કરવી તે સમજાવતાં બાદશાહબેગમ નુરજહાને નાદીરાને કહ્યું.

"આપણા રસ્તામાં આવતા દુશ્મનોને કેવી રીતે ખતમ કરી નાખવા તે બાબતમાં મેં પણ એક તરકીબ ઢુંઢી કાઢી છે."

"તો પછી વાકેફગાર શા માટે નથી કરતી?"

"ગ્વાલિયરના કિલ્લામાં કયદ બનેલા શાહજાદા ખુશરૂને છોડી મૂકવાની બાદશાહ સલામતની હજૂરમાં શાહજાદા ખુર્રમે પેશ કરેલી અરજપરથી શહેનશાહ સલામત પોતાના બેટા પર રહમ લાવી શાહજાદા ખુશરૂને બેગુનાહ માનીને હરગીઝ છોડી મૂકવાની કોશિશ કરશે લેકીન–"

"આપણે તેને હરગીઝ બેગુનાહ માનનાર નથી તેમ જ તારે કહેવું છે ને?" નાદીરાના વાકયના તુટતા લબ્ઝ પૂરા કરતાં નુરજહાને કહ્યું.

"બિલકુલ સચ, બાંદી કાંઇક તેવી જ મતલબનું......"

"શાહબાશ! નાદીરા! તું બાંદી નહિ લેકીન શાહી ખાનદાનમાં."

"બાદશાહબાનુની રહમદિલી પર લોંડી જાનનિસાર કરવાને તૈયાર છે, સલાબતખાન—"

"ચુપ કેમ બની ગઇ?"

"જંગી જવાન છે." આમ બોલતાં બોલતાં નાદીરાના ચ્હેરાપર આછો મુસ્કુરાટ પયદા થયો.

"એમ! લેકીન આ હુસ્નની પૂતલીને તેની જવાનીએ દિવાની તો નથી બનાવી?"

"બાંદીનો ગુન્હો મોઆફ કરશો, તેવું પણ કાંઇ બની ગયું હોય તો જવાની દિવાની છે તેમ પુરવાર નથી થતું?"

"તો પછી તું તે જંગી જવાનની બહાદરી અને શમશેરબાજી પર જાન ફીદા કરી ચૂકી છે ખરું ને?"

"જરૂર."

"તો પછી હું તેને ગ્વાલિયરના કિલ્લા તરફ આપણા કામને ફત્તેહમંદીથી પાર પાડવા રવાના કરું છું. ફોરન તેને અહીંઆ હાજર કર." નુરજહાનના આ સુખન સાંભળતાં જ નાદીરાના દિલમાં આનંદ પયદા થતાં જ તે કૂદી અને બીજી જ પળે ઝડપથી સલાબતખાનને બાદશાહબેગમની ખીદમતમાં હાજર કરવાને રવાના થઇ ગઇ.

× × × ×

"નાદીરાને આવવામાં વિલંબ કેમ થયો હશે? કોઇના કાવત્રા—દાવપેચમાં તો તે નહીં ફસાઇ ગઇ હોય?" નાદીરાને આવવામાં ઘણો વખત પસાર થઇ જતાં નુરજહાન તેના દિલમાં તરહ તરહના ખેઆલ કરવા લાગી. અજબ તરહના ખેઆલ તેના દિલમાં પયદા થવા લાગ્યા, અને નાદીરા જો હરગીઝ પાછી ન ફરે તો તેને શોધી કાઢવા કેવા ઉપાય અમલમાં મૂકવા—તેનો પત્તો મેળવવા આસ્માન જમીન એક કરી નાખવાના ખેઆલમાં દિલ્લી અને આગ્રાની રિયાસતની મલ્કા મશ્ગૂલ બની ગઇ.

"લડકી અજબ ચાલાક જણાય છે. કોઇની ફરેબ–જાળમાં હરગીઝ ફસાય તેવી તો નથી છતાં તેના આવવામાં ઢીલ કેમ પયદા થઇ હશે ?" નાદીરાના આવવાની પળે પળે રાહ જોતી નુરજહાન પાછી ફિક્રમાં પડી.

"ચોક્કસ સપડાઇ ગઇ જણાય છે. શું હરગીઝ સપડાઇ ગઇ હશે ? અને તે જો દુશ્મનોના હાથમાં કયદ બની હશે તો ગોઠવેલા શેતરંજની બાજી ખુલ્લી પડી જવાનો પૂરતો શક જણાય છે." મોગલ-શહેનશાહના ચશ્મની પૂતળી કોઇ જાતના મક્કમ વિચાર પર નહિ આવી શકતાં વિચારો–ખેઆલમાં મશ્ગૂલ બની ગઇ.

"શું મારી ઉમ્મીદ હરગીઝ બર નહિ આવે ? શા માટે નહિ આવે ? હું કોણ ? હિન્દોસ્તાનના બાદશાહની મલ્કા. મારી ચશ્મના ચમકારે હિન્દોસ્તાનના બાદશાહ સલામતને નચાવનારી નુરજહાન. મારી તમન્ના–મારી ઉમ્મીદ બર નહિ આવે તો શું એક નાચીઝ ગુલામની બર આવશે ? હું હરગીઝ તેમ થવા નહિ દઉં."

"કોઇ પણ હિસાબે ને જોખમે ગમે તેવી આફતનો સામનો કરીને પણ મારી બેટી રોશનનો શૌહર શાહજાદો શહેરિયાર દિલ્હી અને આગ્રાના તાજોતખ્તનો માલિક બનવો જ જોઇએ." ઉપર મુજબના ખેઆલમાં નુરજહાન મસ્ત હતી તેવામાં તેના કાને કોઇના આવવાના પગલાંનો આવાઝ પડતાં જ તે ચમકી અને બડી આતુરતાથી આવનાર તરફ જોઇ રહી.

નાદીરાને જોતાં જ તેના દિલમાં ખુશાલીનો સમંદર ઉભરાઇ જતાં તે બોલી ઉઠી.

"કોણ નાદીરા ! હજારો શુક્ર ખુદાના કે તું સહિસલામત આવી પહોંચી."

"શું બાદશાહબેગમ મારી જાન માટે ફિક્રમંદ હતાં ? નાચીઝ બંદી તો શહેનશાહબાનુના ફરમાનને અમલમાં મૂકવાની તૈયારીમાં જ રોકાયેલી હતી અને તે ખતમ થતાં જ બેગમસાહબાની ખિદમતમાં હાજર થઇ ચૂકી છે." નાદીરાએ મોડા થવાનું કારણ સમજાવતાં કહ્યું.

"સલાબત ક્યાં છે?" નુરજહાને આતુરતાથી પૂછ્યું.

"હાજર છે સરકાર. આપની ખિદમતમાં હાજર થવાની મંજૂરીની રાહ જોતાં દરવાજા પર ખડા છે."

"તો પછી તેને ફોરન હાજર કર."

"જેવો મલ્કાએ હિન્દોસ્તાનનો હુકમ." આમ કહીને નાદીરા સલાબતખાનને બોલાવી લાવવાને ચાલી ગઇ. થોડા જ વખતમાં નાદીરા સલાબતખાનની સાથે નુરજહાનની હજુરમાં ખડી થઇ. બાદશાહબાનુની ખીદમતમાં હાજર થતાં જ સલાબતખાન કુર્નીશ બજાવીને બોલ્યોઃ—

"ગુલામને શાહેનશાહબાનુ શું ફરમાવે છે?"

"સલાબત! હું તારી જંગે બહાદરી જોઇ ખુશ થઇ છું. તું મારા હુકમને તાબે થશે?"

"ગુલામ શાહેનશાહબાનુના લબ્ઝ પર જાન દેવાને તૈયાર હોઇ જે હુકમ ફરમાવે તે ઉઠાવવાની હરગીઝ તમન્ના ધરાવે છે."

"તું ગ્વાલિયર જશે?"

"બેલાશક. બાદશાહબાનુનો હુકમ થાય તો આ નાચીઝ ગુલામ આસ્માનમાં પણ જવાને તૈયાર છે."

"અને—"

"ત્યાં જઇને ગુલામને કામ શું કરવાનું છે?" બાદશાહબેગમ નુરજહાનની કામગીરીથી વાકેફગાર બનવાની કોશિશ કરતાં સલાબતખાને પૂછ્યું.

"ગ્વાલિયરના કિલ્લેદારને મળીને તારે—"

"શું કરવાનું છે શાહેનશાહબાનુ?"

"નમકહલાલ રહેશે?"

"યકીન નથી આવતો?"

"તેમ હોત તો પછી નાદીરા પાસે તને શા માટે બોલાવી મંગાવત?"

"તો પછી હિન્દોસ્તાનની મલ્કા ! પૂરતા યકીન સાથે ગુલામને હુકમ ફરમાવો. આ કમતરીન ગુલામ પૂરા તોર, યકીન અને હોશિયારી તેને બજાવવાની કોશિશ કરશે."

"જરૂર ?"

"બિલકુલ સચ."

"સલાબત !"

"જી, હજૂર."

"કિલ્લેદારને ફરમાન પહોંચાડી શાહજાદા ખુશરૂને કત્લ કરી નાખવાનો મારો પયગામ પહોંચાડશે ? પૂરા યકીનથી આટલું કામ બજાવશે ?"

"બાખુશીથી."

"તો પછી ફોરન તારા કામ પર લાગીજા." આમ કહીને નુરજહાને શાહી રમતના કાવાદાવા–શેતરંજનો પાસો ફેંકી સલાબતખાનને શાહજાદા ખુશરૂની કત્લ કરવાના હુકમવાળો શાહી મહોર સાથેનો રૂક્કો આપીને ગ્વાલિયરના કિલ્લા તરફ રવાના થઇ જવાનો હુકમ ફરમાવ્યો.

નુરજહાનના મ્હોંમાંથી ઉપરના સુખન બહાર નીકળતાં જ સલાબતખાન દિલ્લી અને આગ્રાની રિયાસતની મલ્કાના કદમમાં શર ઝુકાવીને પોતાને સોંપવામાં આવેલું કામ ફત્તેહમંદીથી પાર પાડવાને ત્યાંથી રવાના થઇ ગયો.

સલાબતખાનના જવા પછી નુરજહાને આરામનો દમ ખેંચ્યો અને બડી ખુશાલીમાં આવી જતાં નાદીરાને પોતાની ગોદમાં લઇ આછું આછું મુસ્કેરાતાં બોલી:—

"નાદીરા ! કોણ કહે છે કે નુરજહાન પોતાનું ધાર્યું નિશાન ફેંકી શકે તેમ નથી ? આવતી કાલે શાહજાદો ખુશરૂ આ ફાની જહાન પર ન હશે. અને પછી નુરજહાનના દાવપેચ–શેતરંજના પાસા પોબાર પડતાં......" આમ બોલતાં બોલતાં ખુશાલીના સમંદરમાં ગરક થતાં નુરજહાન નાદીરાને ભેટી પડી–પોતાની ગોદમાં લીધી.

નુરજહાન અને નાદીરા બન્ને પક્કાં કાવતરાંબાજ પોતપોતાના દાવપેચ કેવી રીતે ખેલવા અને દિલ્લીની રિયાસતનો તાજ શાહજાદા શહેરિયારના હાથમાં કેવી રીતે આવે તે વિષેની મસ્લત કરવામાં મશ્ગૂલ હતાં તે જ વખતે કોઇ ત્રીજી જ વ્યકિત–કોઇ ઇન્સાન તેમના આ કાવતરાં પર પાકી નજર રાખી રહેલ હતો, તેનાથી બન્ને બિલકુલ વાકેફગાર નહિ હતાં.

સલાબતના જવા પછી ખાનગી બાતમી મળે તેવું નહીં જણાતાં તે છુપાઇ રહેલા ઇન્સાને નાસી જવાની કોશિશ કરી લેકીન તેવામાં અચાનક પાનદાની સાથે અથડાઇ પડતાં તેના પડવાનો આવાઝ થયો. આ આવાઝ નુરજહાન અને નાદીરાના કાને પડતાં જ બન્ને એકાએક તેમના ખેઆલમાં ખલેલ પડતાં જ ચમકી ઊઠયાં અને જે બાજુથી આવાઝ આવ્યો હતો તે તરફ દોડી ગયાં.

---

## પ્રકરણ છઠ્ઠું
## રાજપૂતોનો નિર્ણય

**શાહી કુટુંબનો** મામલો દિવસે દિવસે વધુ ગૂંચવાતો જતો હોવાથી શહેનશાહ જહાંગીરના શાહજાદાઓના દિલમાં દિલ્હીના તાજ અને તખ્તના માલિક બનવાની તમન્ના પયદા થાય અને એક જ બાપના–વાલિદના બેટાઓ બિરાદરી છોડી શમશીર ઉઠાવી એક બીજાનું ખૂન રેડવાને તૈયાર થાય તો તે વખતે આજ સુધી મોગલ સલ્તનતને પોતે આપેલા કોલ ખાતીર મદદ કરનારા મેવાડ અને મારવાડના રાજપૂત રાજવીઓએ કેવો માર્ગ લેવો, તે વિશેની મસલત કરી સર્વાનુમતે શું કરવું, તે નક્કી કરવા માટે ભેગા થયેલા રાજપૂતો એક પછી એક આવી પહોંચતાં મેવાડપતિ ભીમસિંહ આજે સૌ કયા કારણે ભેગા થયા છે તે જણાવવાના હેતુથી સૌને ઉદ્દેશીને બોલ્યાઃ–

“આજે આપણે શા હેતુથી મળ્યા છીએ તે જણાવવાની આવશ્યકતા હોય તેમ મને જણાતું નથી. દિવસે દિવસે મોગલ સલ્તનતનો

મામલો વધુ ને વધુ ઉગ્ર બનતો જાય છે. એક એક શાહજાદો દિલ્લીની રાજગાદી મેળવવાને તલપી રહેલ છે અને તેથી જો કદાચ લડાઇ ફાટી નીકળે તો આપણે કોના પક્ષમાં રહીને લડવું તે જ આજની સભાનો વિચારવાનો મુખ્ય મુદ્દો છે."

"વાસ્તવિક રીતે તમારું કહેવું સત્ય છે. આપણે મોગલ સલ્તનતને વફાદાર રહેવાનો કોલ આપ્યો હોઇ, રાજપૂત બચ્ચો પ્રાણાન્તે પણ પોતાના કોલને વળગી રહેવાને તૈયાર હોય છે. રાજગાદીના ખરા હક્કદારને જ આપણે જો લડાઇ ફાટી નીકળે તો મદદ કરવી જોઇએ તેવી મારી માન્યતા છે." અનુપસિંહે પોતાના વિચારો જણાવતાં કહ્યું.

"અને તેથી જ આ બાબતમાં યોગ્ય પ્રબંધ કરવાની આવશ્યકતા હોય તેમ તમોને નથી જણાઇ આવતું ?" એક રાજવીએ પૂછ્યું.

"વસ્તુસ્થિતિ તેમ જ છે, અને તેથી આપણે સૌએ માત્ર એક જ પ્રશ્ન પર એકમત–સંમત થવાની આવશ્યકતા છે કે, શહેનશાહ જહાંગીર પછી દિલ્લીની રાજગાદીપર કોણ બેસી શકે ? તે જ નક્કી કરવાનું છે."

"તેમાં નક્કી કરવા જેવું છે જ શું ? એ તો ચાલતો આવતો શાહી રિવાજ છે કે, બાદશાહનો સૌથી મોટો પુત્ર એટલે કે યુવરાજ હોય તે જ રાજગાદીનો માલિક બને."

"પરંતુ અહીંઆ તે વસ્તુ જ ગૂંચવણ ભરેલી હોઇ તેના ઉકેલની જ આવશ્યકતા છે, કારણ કે શહેનશાહ જહાંગીરનો યુવરાજ શાહજાદો ખુશરૂ શહેનશાહ સલામતની કોઇ કારણે તેના પર ખફગી ઊતરી હોવાથી આજે ગ્વાલિયરના કિલ્લામાં કેદ છે." ખરી વસ્તુસ્થિતિ સમજાવતાં ભીમસિંહે કહ્યું.

"જો શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં કેદ ભોગવતો હોય તો તેના પછી રાજગાદી પર શહેનશાહ જહાંગીરના બીજા શાહજાદા ખુર્રમનો હક્ક સાબિત થતો હોઇ શાહજાદા ખુર્રમને તેની કફોડી હાલતમાં આપણે મદદ કરવી તે આપણો રાજપૂતોનો ધર્મ છે." એક વૃદ્ધ રાજવીએ પોતાના વિચારો જણાવતાં કહ્યું.

"છતાં પણ......" ભીમસિંહ માત્ર આટલું જ કહીને અટકી ગયો.

"પોતપોતાના વિચારો ખુલ્લા દિલે જણાવવામાં સંકોચ રાખવાની અહીંઆ લેશ માત્ર આવશ્યકતા નથી માટે સહુ પોતપોતાના વિચારો કોઇ પણ પ્રકારના રૂંધન વિના જણાવી શકે છે." એક બે રાજપૂત વીરો એકી સાથે બોલી ઊઠયા.

"શહેનશાહબાનુ નુરજહાન કોઇ બીજા જ શાહજાદાને સલ્તનતનો માલિક બનાવવાની ખટપટ કરી રહેલ હોય તેમ જણાય છે." પોતાનું વાકય પૂરું કરતાં ભીમસિંહે જણાવ્યું.

"તો પછી આ બાબતમાં આપણે શું કરવાનું છે?" અનુપસિંહે ભેગા મળેલા રાજપૂતવીરોને ઉદ્દેશીને કહ્યું.

"ગાદીના ખરા હક્કદારનો હક્ક ડૂબે નહિ તેજ જોવાનું આપણું કર્તવ્ય હોઇ, આપણે હક્કદારનો હક્ક ન ડૂબે તેજ જોવા ઇચ્છીએ છીએ અને તેથી શાહજાદા ખુશરૂ પછી મોગલ સલ્તનત પર શાહજાદા ખુર્રમનો હક્ક હોવાથી, આપણે તેને દિલ્લી અને આગ્રાની રાજગાદી મળે તેજ જોવાનું છે અને વખત આવ્યે તેના માટે ખાંડાના ખેલ ખેલવા પડે તો તે માટે પણ તૈયાર રહેવું તેમાંજ આપણું રાજપૂતવટ છે. મારા આ વિચારોમાં તમો સૌ સંમત થશો જ." ભીમસિંહે વખત આવ્યે શું કરવું તે જણાવી દીધું.

"રાજપૂતવટને માટે તમારા વિચારો ગૌરવભર્યા હોઇ અમો સર્વે તમારા વિચારોમાં સંમત છીએ." હાજર રહેલા રાજપૂત વીરોએ ભીમસિંહના કથનમાં સંમતિ આપતાં કહ્યું.

"શાહજાદા ખુર્રમનો રાજગાદી પરનો હક્ક ન ડૂબે તે માટે આપણે સૌ તેને મદદ કરવાને સંમત થયા. પરંતુ પોતાના દાવપેચમાં સફળ બનવા બાદશાહબેગમ નુરજહાને જે જાળ પાથરી છે તેનું શું?" અનુપસિંહે ભીમસિંહે ઉપાડેલી નુરજહાન સંબંધીની વાતની શરૂઆત કરી.

"નુરજહાન ભલે કાવાદાવા અને દાવપેચની રમતરૂપી શેતરંજના પાસા ફેંકે. જો નુરજહાનની આ ચાલ શાહજાદા ખુર્રમને હાનિકર્તા

હોય તો એક પળ માત્રમાં આપણે તોડી નાખવાની શક્તિ ધરાવીએ છીએ. તે ગમે તેટલી કુશળ અને કાવતરાંબાજ હોય છતાં પણ એક અબળા છે અને તેથી તેની ચાલબાજીમાં ફસાઇ રાજપૂત-વીરો શું ખરા હક્કદારનો હક્ક કદી પણ ડુબાવશે ?" એક નવયુવાને પોતાનું મંતવ્ય જણાવતાં કહ્યું.

"રાજગાદી તો તેના હક્કદારને જ મળવી જોઇએ અને તેમ કરવા માટે કદાચ રાજપૂત વીરોને ખાંડાના ખેલ ખેલવા પડે તો તેમ કરવાને પણ રાજપૂતો તૈયાર છે." પહેલાના કથનને ટેકો આપતાં બીજો રાજવી બોલી ઊઠયો.

"શહેનશાહ જહાંગીરના ચાર શાહજાદાઓમાં શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં કેદ છે તેનાથી આપણે સૌ માહિતગાર છીએ. બીજો શાહજાદો ખુર્રમ ખુશરૂ પછી તાજ અને તખ્તનો વારસ બનતો હોઇ, તેને મદદ કરવા આપણે એકમત થયા છીએ. ત્રીજો શાહજાદો પરવીઝ દારૂડીઓ અને અયશ આરામમાં મસ્ગૂલ રહેનારો હોઇ હિન્દોસ્તાનની બાદશાહીનો કારભાર ચલાવવાને લાયક હોય તેમ જણાતું નથી. ચોથા શાહજાદા શહેરિયાર માટે તો બાદશાહબેગમ નુરજહાન પોતે જ ખટપટ કરી રહેલ છે, અને તેથી બધા શાહજાદાઓની લાયકાત જોતાં દિલ્હીની શહેનશાહતનો માલિક બનવાને જો કોઇપણ શાહજાદો વધુ લાયક હોય તો તે શાહજાદો ખુર્રમ જ છે, તેવો મારો મજબૂત અભિપ્રાય છે." શાહી ખાનદાનોની લાયકાત જણાવી પોતાનો અભિપ્રાય જણાવતાં ભીમસિંહ બીજા રાજપૂત વીરોની તરફ જોઇ રહ્યો.

"બાદશાહબેગમ નુરજહાનના કાવાદાવાના કારણે લડાઇ જાગે તો શાહજાદા ખુર્રમના પક્ષમાં રહીને લડવું તે જ આપણો રાજપૂતોનો આખરી નિશ્ચય છે." એક વૃદ્ધ રાજવી બોલી ઊઠયો.

"અને તેમાં સૌ રાજપૂત રાજવીઓ સંમત છે ?" ભીમસિંહે પૂછ્યું.

"જરૂર, ઉપરના પ્રસ્તાવમાં અમો સૌ સંમત છીએ." હાજર રહેલા રાજવીઓએ સંમતિ દર્શાવતાં કહ્યું.

ઉપર પ્રમાણેની મસલત ચાલી રહી છે તેવામાં એકાએક કોઇના આવવાના પગલાંનો આવાજ સૌના કાને પડતાં જ બધા ચોંકી ઊઠયા અને આવનાર તરફ નજર ફેંકી જોઇ રહ્યા. આવનાર વ્યક્તિ નજીક આવતાં જ આનંદમાં આવી જતાં ભીમસિંહે તેને ઉદ્દેશીને કહ્યું:–

"જસવંતસિંહ! તું યોગ્ય સમયે આવી પહોંચ્યો છે. બોલ શા સમાચાર છે?"

"સમાચાર! સમાચાર તો ઘણા જ ભયંકર છે." જસવંતસિંહે જવાબ આપ્યો.

"તો પછી તે જણાવતો શા માટે નથી?"

"શહેનશાહબાનુ નુરજહાન શાહજાદા ખુશરૂને ગ્વાલિયરના કિલ્લામાં ધકેલી દીધા પછી શાહજાદા ખુર્રમનો ઘાટ ઘડી નાખવાના કાવાદાવા ખેલી રહેલ હોય તેમ જણાય છે."

"પરંતુ તેનું કાંઇ કારણ?" વચ્ચે જ એક રાજવી બોલી ઊઠયો.

"કારણ વિના કાર્ય સંભવી શકે છે? નુરજહાન તેની આગલા ઘરની દીકરીના પતિ એટલે પોતાના જમાઇ શાહજાદા શહેરિયારને શહેનશાહ જહાંગીર પછી મોગલ સામ્રાજ્યનો બાદશાહ બનાવવાની અભિલાષા રાખી રહેલ છે અને તેથી......" આમ કહીને જસવંતસિંહ અટકી ગયો.

"પોતાની આ અભિલાષા પૂરી પાડવાને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરી રહી છે તે જ તમારૂં કહેવું છે ને?" ભીમસિંહે જસવંતસિંહનું વાકય પૂરું કર્યું.

"તેમ જ છે. આ ઉપરાંત શાહજાદો પરવીઝ પણ પોતાની બંગાલની સુબેદારીનો લાભ લઇને રાજગાદી પચાવી પાડવાનો મોકો આવે તો તેને ઘણી જ સહેલાઇથી પહોંચી શકાય અને સારી રીતે લાભ ઉઠાવી શકાય તે માટે આજકાલ લશ્કરમાં મોટા પ્રમાણમાં ભરતી કરી રહેલ છે."

જસવંતસિંહ પાસેથી ઉપરની હકીકત જાણતાં જ સૌ આશ્ચર્યચકિત બની ગયા.

"શાહજાદો પરવીઝ પણ શું હિન્દોસ્તાનનો બાદશાહ બનવાની ઇચ્છા ધરાવે છે ?

"જરૂર."

"તો પછી આપણે બાદશાહબેગમ નુરજહાન અને પરવીઝ બંનેની બાજુથી શાહજાદા ખુર્રમને બચાવી લેવો જોઇએ." અનુપસિંહ બોલી ઊઠયો.

"વસ્તુસ્થિતિ આવી હોવાથી કદાચ યુદ્ધના મોરચા મંડાય તેવો પૂરતો સંભવ છે; અને તેથી આપણે માત્ર એક સિદ્ધાન્તને ખાતર રાજગાદીના ખરા હક્કદારનો જ પક્ષ લેવાને બંધાયેલા હોવાથી રણના રણશિંગા ફુંકાય તે પહેલાં શાહજાદો ખુર્રમ કોઇના કાવતરામાં ન ફસાઇ જાય તે માટે પૂરતી કાળજી રાખવાની આવશ્યકતા હોય તેમ તમોને નથી જણાતું ?" ભીમસિંહે સૌને પૂછ્યું.

"અને તેથી અમો સૌ આ કામની જોખમદારી અનુપસિંહ પર છોડીએ છીએ." શાહજાદા ખુર્રમની જિંદગીની સલામતી માટે બંદોબસ્ત કરવાનું અનુપસિંહ પર છોડતાં સૌ રાજપૂત વીરો બોલી ઊઠયા.

"અને તે માટે હું આજે જ દિલ્હી તરફ રવાના થઇ જવાને તૈયાર છું." અનુપસિંહે દિલ્હી તરફ રવાના થઇ જવાનો પોતાનો નિશ્ચય જણાવતાં કહ્યું.

"જસવંતસિંહ, બીજા શું સમાચાર છે ?" અનુપસિંહના જવાબથી સંતોષ પામ્યા પછી ભીમસિંહે જસવંતસિંહને ઉદ્દેશીને પૂછ્યું.

"બાદશાહબેગમ નુરજહાને સલાબતખાનને ગ્વાલિયર તરફ રવાના કર્યાની ખબર મને રસ્તામાં જ મળી છે."

"સલાબતખાનને ગ્વાલિયર મોકલવામાં શહેનશાહબાનુ નુરજહાનનો કાંઇક હેતુ હોય તેમ તમોને નથી જણાતું ?" ભીમસિંહે સર્વ રાજપૂત રાજવીઓને ઉદ્દેશીને પૂછ્યું.

"તે તો નુરજહાને સલાબતખાનને ગ્વાલિયર મોકલ્યો તે હકીકત જ આપોઆપ સિદ્ધ કરી આપે છે." પોતાનો અભિપ્રાય જણાવતાં એક રાજવીએ જણાવ્યું.

"અને આ હકીકત મળ્યા પછી તમે એટલું તો સમજી શક્યા હશો કે બાદશાહબેગમ નુરજહાન કોઇ નવા જ પ્રકારનો દાવ ફેંકી રહેલ છે અને તેથી તેના આ દાવપેચનો ભેદ શોધી કાઢી, ફેંકવામાં આવેલા તેના શેતરંજના દાવને નિષ્ફળ બનાવવાનો પ્રયત્ન કરવાની આવશ્યકતા નથી ?"

"છે જ. અને જો આપણે બાદશાહ બેગમ નુરજહાનનાં કાવતરાંને શોધી કાઢીએ તો હું ધારું છું કે આપણો માર્ગ વધુ સરલ બનવાનો પૂરતો સંભવ છે." જસવંતસિંહે અનુમોદન આપ્યું.

"પરવીઝ રાજગાદી મેળવવા લડાઇમાં ઊતરવું પડે તો પોતાની પાસે મજબૂત લશ્કરી બળ હોય તો વધુ ઉપયોગી નીવડે તે માટે ભલે લશ્કરમાં ભરતી કરી રહ્યો હોય, કારણ કે પરવીઝના માટે વધુ ચિંતા કરવાનું હાલમાં કાંઇ કારણ નથી. આપણે તો આજે જે સાવચેતી રાખવાની છે તે માત્ર બાદશાહબેગમ નુરજહાન તરફની જ છે અને તેથી તેના કાવાદાવાને પહોંચી વળવાની સૌથી પહેલી આવશ્યકતા છે." હાલમાં સૌએ પોતાનું લક્ષ પહેલાં કયાં લગાડવાનું છે તે જણાવતાં ભીમસિંહ બોલી ઊઠયો.

"નુરજહાને સલાબતખાનને ગ્વાલિયર તરફ રવાના કર્યો તેનો ભેદ તમે પારખી શક્યા છો ?"

"કદાચ નુરજહાન ગ્વાલિયરના કિલ્લેદારને પોતાના પક્ષમાં લેવાની ખટપટ કરતી હોય તે બનવાયોગ્ય છે."

"ત્યાં જ તમે ભૂલ કરો છો. નુરજહાન કિલ્લેદારને પોતાના પક્ષમાં લેવાની માત્ર ખટપટ જ નથી કરી રહી, પરંતુ બીજો જ દાવપેચ રમી રહી છે, કારણ કે ગ્વાલિયરનો કિલ્લેદાર તો કયારનો યે નુરજહાનનો તાબેદાર ગુલામ બની ગયો છે. પોતાના હૃદયની અભિલાષા પોશવાના માર્ગમાં કાંટા રૂપે નડતા શાહજાદા ખુશરૂને હંમેશને માટે આ દુનિયામાંથી રવાના કરી દઇ પોતાનો રસ્તો સાફ કરવાના જ હેતુથી સલાબતખાનને નુરજહાને ગ્વાલિયર તરફ રવાના કર્યાનો મને પૂરતો

શક છે." હાજર રહેલા રાજપૂત રાજવીઓને ખરી વસ્તુસ્થિતિથી માહિતગાર બનાવતાં ભીમસિંહે કહ્યું.

"અને જો તેમ જ હોય તો નુરજહાનની શેતરંજના પ્યાદાને મ્હાત કરી તેના ફેંકેલા પાસા ઊંધા વાળી નાખવા માટે જસવંતસિંહને આ પળે જ ગ્વાલિયર તરફ રવાના કરવાની આવશ્યકતા નથી?"

"છે જ અને તેથી જ આ પળે જ જસવંતસિંહ ગ્વાલિયર તરફ જવાને રવાના થઇ જશે. ઉપરાંત આપણા તરફથી શાહજાદા ખુશરૂ અને શાહજાદા ખુર્રમની જિંદગી બચાવી લેવાના પ્રયત્નો કરવામાં આવશે અને જરૂર પડયે તેના પક્ષમાં રહીને લડવાને પણ રાજપૂતો તૈયાર છે, તે જ આપણી આજની સભાનો પ્રધાન સૂર નથી?" સભામાં ભેગા થયેલા રાજપૂતવીરોની છેવટની સંમતિ જાણી લેવા માટે એકવાર ફરીથી ભીમસિંહે સૌને પૂછયું.

"હક્કદારનો હક્ક સાચવવા માટે લડવું અને પોતાના આશ્રયે આવનાર માટે મરી ફીટવું તે તો ક્ષાત્રવીરોનો ધર્મ અને ટેક છે અને તેથી પોતાના લીલુડા માથાનાં ખાતર પૂરવાં પડે તો તે પૂરવા રજપૂતવીરો સદા તૈયાર છે." સભામાંથી એક રાજવી બોલી ઉઠયો.

"જય એકલિંગેશ્વર." ઉપરના શબ્દો સાંભળતાં જ ત્યાં હાજર રહેલા રાજવીઓએ એકલિંગેશ્વરના નામની ઘોષણા કરી વાતાવરણને ગરમ કરી મૂકયું કે તરત જ બીજી જ પળે પોતાના ફાળે આવેલી કામગીરી બજાવવાને ભીમસિંહ અને બીજા રજપૂત રાજવીઓની સંમતિ મેળવીને જસવંતસિંહ ગ્વાલિયર તરફ જવાને રવાના થઇ ગયો.

---

# પ્રકરણ સાતમું

## હિલોળે ચડેલી કિસ્તી

"લેકીન ઇન્સાનની ઇન્સાનિયત હરગીઝ કાવાદાવા, દાવપેચ અને કાવતરાંમાં જ સમાયેલી હશે? જિંદગી અને જીવનને હરગીઝ ઇન્સાન શા માટે શેતરંજના દાવ ખેલવામાંજ ગુમાવતો હશે? આ સિવાય માનવીના જીવનનો કાંઇ હેતુ જ નહીં હોય?" પળે પળે શાહી રંગ-મહાલમાં બદલાતા રંગોથી કંટાળી જતાં મુમતાઝમહાલ બોલી ઊઠી.

"જૂઠ, દગાબાજી અને ખૂનની પ્યાસથી રંગાયેલા શાહી રંગ-મહાલમાં નેકી, ઇમાન અને શાંતિ એ શબ્દને હરગીઝ સ્થાન નહિ હોય?" ઉપર મુજબના સુખન બોલતાં બોલતાં શાહી રંગમહાલમાં કૂડ, કપટ અને કાવાદાવાની શેતરંજના ખેલાતા દાવ તેની ચશ્મો આગળ ખડા થઇ ગયા—તરવરી ઊઠતાં જ તેના દિલમાં બેચેની પયદા થતાં જ તેના જિગરમાં મૂંઝવણ પયદા થઇ અને તેથી તેના દિલની આ મૂંઝવણ અને બેચેની દૂર કરવાના સબબથી તે શાહી ગુલ્શન તરફ જવાને રવાના થઇ ગઇ.

ઘનઘોર કાળી વાદળીમાં જેમ વીજળી ચમકે તેમ કાચની પૂતળી મિસાલ બદનમાંથી ચમકતા તેજના અજવાળાં ફેંકતી અને પોતાના કાતિલ હુસ્નની રોશનીમાં ભલભલા જવાનને પાગલ બનાવી પરવાના મિસાલ શમાપર જલી જવાને આકર્ષવામાં હરગીઝ પાછી પાની નહિ કરે તેવી મુમતાઝ શાહી ગુલ્શનમાં આવી પહોંચી કે તરત જ તેના કાને નીચેના સુખન પડયા.

"કોની મજાલ છે કે મારા શેતરંજના દાવમાં ન સપડાય? મારો દાવ ખાલી ગયો તો—" આમ આમ બોલતાં બોલતાં આસ્માનમાં ચમકતી ચાંદની મિસાલ હુસ્ન જેના બદનમાંથી ટપકી રહ્યું હતું, જેના ચશ્મો ખુદ કાતીલ શમશીરની ગરજ સારતા હતા તેવી એક આધેડ ઉમરની એટલે કે ત્રીસ પાંત્રીસ વર્ષની ઔરત પોતાના ખ્યાલમાં મસ્ત બની બોલતી હતી.

મુમતાઝમહાલના કાને ઉપરના સુખન પડતાં જ શાહી રંગમહાલમાં ખેલાતા દાવપેચ અને કાવાદાવા શાહી ગુલ્શનમાં પણ ખેલાઇ રહ્યા છે તેમ જણાતાં તે ગુલાબના દર્ખ્તની બાજુમાં છુપાઇ ગઇ.

"કોની તાકાત—મજાલ છે કે——" પાછી તે નાઝનીન ચૂપ બની ગઇ.

"અહીંઆં આવવાની કબૂલાત આપી હોવા છતાં કેમ નહીં આવેલ હોય ? કાવતરાંબાજોની જાળમાં તો નહીં ફસાઇ ગયેલ હોય ?" ઉપરના સુખન બોલતાં બોલતાં ખેઆલની ધૂનમાં ને ધૂનમાં તે મુમતાઝમહાલ જ્યાં છુપાઇ રહી હતી તેની છેક નજદિકમાં આવી પહોંચી.

મુમતાઝમહાલના દિલમાં કાંઇક ડર પયદા થયો, લેકીન બીજી જ પળે હિંમતથી તેનો સામનો કરવો તેવું દિલમાં નક્કી થતાં જ તેણે તેના મંજુલ અને દિલચશ્પ આવાઝે ગાવાનું શરૂ કર્યું.

**"હજારો તમન્નાએં છુપાઇ હૈ યે દિલમેં,**
**ઢૂંઢતી ફરતી હું દિલ્દારકો મેં દિલમેં."**

દિલપર કાબૂ જમાવે તેવા આવાઝે છેડાયેલા સંગીતના સૂર ગુલ્શનમાં પોતાના કાવતરાંમાં સામેલ થવા કઓલ આપેલ ઇન્સાનને મળવા આવનાર નાઝનીનના કાને પડતાં જ પળ ભર તો તે ચમકી. આવા વખતે શાહી ગુલ્શનમાં કોણ સંગીતના સૂર છેડતું હશે. દોસ્ત હશે કે દુશ્મન ? તેવો ખેઆલ પયદા થતાં જ મુમતાઝમહાલ તેના સુરીલા આવાઝે સંગીત છેડી રહી હતી ત્યાં આવી પહોંચતાં જ નાદીરા બોલી ઊઠી:

"લડકી ! શાહી ગુલ્શનમાં કોની પરવાનગીથી તું દાખલ થઇ છે?"

"તે મને પૂછનાર તમે કોણ છો ?" આમ કહીને મુમતાઝમહાલ પળ બે પળ તે નાઝનીન તરફ જોઇ રહી. મુમતાઝમહાલના ચહેરા પર તે નાઝનીનની નજર પડતાં જ તે મુમતાઝમહાલને પીછાની જતાં બોલી:

"કોણ મુમતાઝ ! અને તે આ વખતે શાહી ગુલ્શનમાં ?"

"અને કોણ ! શહેનશાહબાનુની દાસી નાદીરા પણ શાહી ગુલ્શનમાં ?" ઉપરના સુખન કહીને બંને નાઝનીનો એક બીજાના ચ્હેરા તરફ જોઇ રહી. બંને નાઝનીનોના બદનમાંથી હુસ્ન ટપકતું હતું. બંને એકબીજાને મ્હાત કરવા પૂરતાતોરથી કોશિશ કરી રહેલ હોય તેમ જણાઇ આવ્યા વિના રહેતું ન હતું. એક દુનિયાનાં કાવાદાવા, ચાલબાજી અને કૂડકપટની શેતરંજના પાસા ફેંકવામાં ઘડાયેલી ઔરત હતી ત્યારે બીજી તો ગુલ્શનનું ખીલતું ફૂલ હતું.

જવાનીના જોમમાં પૂરબ્હાર ખીલ્યે જતી આ પરીસુરત નાઝનીનના ચશ્મોમાં કાતિલ તેજ હતું ત્યારે તેનાથી મોટી ઉમરની ઔરત–નાઝનીનના ચશ્મોમાં એવી જાતની સખ્તાઇ ઘર જમાવી બેઠેલી હતી કે હરકોઇ ઇન્સાનની તેની પાસે હરફ કાઢવાની–જબાન ખોલવાની હિંમત ચાલતી ન હતી, અને તેથી હરગીઝ તેને તાબે થવાની ફરજ પડતી હતી.

બંને નાઝનીનોમાંથી કોઇ કમ ન હતું. એક બીજાની બોલવાની છટા બિનહરીફ હોય તેમ જણાઇ આવ્યા વિના રહેતું ન હતું. બંનેના મ્હોંમાંથી તલવારની ધાર જેવા સુખન નીકળ્યે જતા હતા.

"પળ પહેલાં કોઇ દિવાની જેવી નાઝનીન સાથે તમે શું વાત કરતા હતા ?" નુરજહાનની બાંદીને ઊંધે રસ્તે દોરવાની કોશિશ કરતાં મુમતાઝ બોલી.

"લડકી ! તારો ખેઆલ બિલકુલ ગલત છે. તું આ બાબતમાં ભૂલ કરે છે. તું જે દિવાની વિશે કહે છે તેવી કોઇ દિવાની સાથે મારી મુલાકાત જ નથી થઇ માટે તેવો બેવજૂદ ખેઆલ દૂર કરી આવા સમયે તું શાહીગુલ્શનમાં શા માટે આવી હતી તે કહે ?" સ્હેજ ઠપકો, સત્તા અને અક્કડભર્યા આવાઝે નાદીરા બોલી.

"નાદીરાબાનુ, હું મારા ખેઆલમાં મક્કમ છું. તમો જ્યાંસુધી તે દિવાનીની બિનાથી મને માહિતગાર નહિ કરો ત્યાંસુધી હું તમોને એક કદમ પણ આગળ ભરવા દેનાર નથી." પોતાના ખેઆલમાં કેમ જાણે પૂરતી મક્કમ ન હોય તેવા તોરથી મુમતાઝમહાલે કહ્યું.

કેમ જાણે આ તરફ બિલકુલ બેદરકાર ન હોય તેવા ભાવે મુમતાઝના ઉપરના સુખનો નાદીરાના કાને પડતાં જ તે ખડખડાટ હસી ઊઠી અને બીજી જ પળે સખ્ત થઈ જતાં કરડાઈભરી નજરે નાદીરાએ મુમતાઝ તરફ જોયું અને ઝડપથી આજુબાજુના વાતાવરણનું માપ કાઢી લેતાં ધીમા આવાઝે તે બોલી ઊઠી.

"મુમતાઝ! તું મારા વિશે કેવો ખેઆલ ધરાવે છે?"

"તમો પોતે જ કહી દો જોઈએ કે મારે તમારા માટે કેવો ખેઆલ બાંધવો?" શહેનશાહબાનુની વફાદાર બાંદીની ચાલબાજીમાં ન ફસાઈ જાય તેવા ખેઆલ સાથે ઘણી જ કાળજી ધરાવતાં મુમતાઝે સામું પૂછયું.

"તે તો તારી મુનસફીની વાત છે, લેકીન કઈ જાતની શેતરંજના પાસા ફેંકવા આપની સ્વારી અહીંઆ આવી પહોંચી હતી?" મુમતાઝ મહાલનો દાણો દબાવી જોતાં તેની હિંમત અને તાકાતનો કયાસ કાઢવાની નાદીરાએ કોશિશ કરતાં પૂછયું.

"તેનો તમોને જવાબ આપવાને હું બિલકુલ તૈયાર નથી!" નાદીરાને વધુ ગૂંચવાડામાં ઉતારવાના હેતુથી મુમતાઝ બોલી.

"તું જવાબ આપવાને તૈયાર હોય કે ન હોય, લેકીન શહેનશાહબાનુ નુરજહાનની બાંદી નાદીરાના હુકમને માન આપી તારે તેનો જવાબ આપવો જ પડશે, નહિંતર હરગીઝ આનું પરિણામ સારું નહિ આવે!" નાદીરાએ મુમતાઝને દમદાટી આપતાં જણાવ્યું.

"આ જિંદગીમાં હરગીઝ તેમ બની શકનાર નથી." સ્હેજ ઉશ્કેરાઈ જતાં મુમતાઝ બોલી.

નાદીરા અને મુમતાઝમહાલ ઉપર મુજબ વાતચીત કરી રહ્યાં હતાં તેવામાં પાસેના એક ચબુતરાનો પથ્થર ખસ્યો અને ધીમો અવાજ કાને પડતાં જ ત્યાંથી બુરખામાં છુપાયેલ બે બુરખાબાજ નીકળતાં મુમતાઝ અને નાદીરાની નજરે પડયા. તરત જ તેઓ આ બુરખાવાળાઓની નજરે ન ચડે તે માટે બાજુના ગુલાબના ઝાડોની ઓથમાં લપાઈ ગયાં.

"ફત્તેહ, જો આટલું કામ આસાનીથી પાર પડી જાય તો કોઇની મજાલ નથી કે આપણા કામમાં મુશ્કિલી ઉભી કરી શકે." એક બુરખા-બાજે તેના સાથીને ઉદ્દેશીને કહ્યું.

"કામ સ્હેલાઇથી પાર ઉતારવું એ તો ડાબા હાથના મેલ જેવી વસ્તુ છે લેકીન બાદશાહબેગમની ચબરાક બાંદી નાદીરાથી સાવચેત રહેવાની ખાસ જરૂર છે. તે જો આપણા હાથમાં સપડાઇ જાય–તેનું કાટલું કાઢી નાખવામાં આવે તો આપણો બેડો પાર." બીજાએ પોતાના પહેલા સાથીદારને કહ્યું.

બુરખેબાજના સુખન ગુલાબના દર્ખમાં છુપાઇ રહેલ મુમતાઝ અને નાદીરાના કાને પડતાં જ હિંમતવાન નાદીરાનું બદન ધ્રૂજી ઊઠયું. બીજી જ પળે તેને મૌત સ્હામે ખડું થયેલ નજરે પડયું લેકીન નાહિંમત ન થતાં તે વધુ સચેત બની અને બુરખાબાજ કોણ છે, તેનો પત્તો મેળવવાના મક્કમ નિશ્ચય પર આવી.

"ત્યારે ખુદાહાફિઝ આવતી કાલે રાતના બે વાગે." આમ કહીને એક બુરખાબાજ પોતાના સાથીદારને ત્યાં જ છોડીને જમીનના પેટા-ળમાં આંખનો પલકારો થાય તેટલા વખતમાં ગેબ બની ગયો.

એક બુરખાબાજના ચાલ્યા જવા પછી નાદીરાના ચ્હેરા પર ઓર મુસ્કેરાટ પયદા થતાં તે મુમતાઝ પ્રત્યે બોલી:

"લડકી આપણે દોસ્ત છીએ કે દુશ્મન તેનાથી વાકેફગાર બન-વાની કડાકૂટ છોડી પાક આલમના માલિકના નામ પર આપણે બંનેએ હાથ મિલાવવાની ખાસ જરૂરત છે, કારણ કે આપણે બંનેને આપણા સામાન્ય દુશ્મન સ્હામે ઝઝૂમવું છે. માટે ચાલ, હાથ મિલાવ." આમ કહીને નાદીરાએ મુમતાઝ સાથે હાથ મિલાવવા પોતાનો હાથ લાંબો કર્યો.

"લેકીન તેમ બિલકુલ બની શકશે નહિ. તમારી બેધારી તલ્વા-રનો વાર હું મારા જ હાથે મારી ગરદન પર પડવા દઉં તેટલી હું મૂર્ખ–કમ અક્કલ તો નથી જ." મુમતાઝે જવાબ આપ્યો.

"મુમતાઝ! હું પાક પરવરદિગારના કસમ ખાઇને કહું છું કે તું તારા દિલમાં પક્કો ખ્યાલ રાખજે કે, હું બાદશાહબેગમની બાંદી

હોવા છતાં તારી હરગીઝ દુશ્મન નથી. તને અને શાહજાદા ખુર્રમને અયશઆરામ અને શાન્તિમાં દિવસો પસાર કરતા જોવાની મારા દિલમાં ખ્વાહિશ છે, તે હરગીઝ તું ભૂલતી નહિ." મુમતાઝમહાલને વધુ ભ્રમમાં નહિ રાખતાં નાદીરાએ સ્પષ્ટ જણાવ્યું.

"શું તમો આ ખરૂં કહો છો? દુશ્મનની સાથે રહેતાં હોવા છતાં અમારા દોસ્ત છો?" અજાયબીમાં ગરક બની જતાં મુમતાઝથી બોલી જવાયું.

"તો પછી આજથી હું તમોને મારા દોસ્ત સમજું છું અને તેથી તમારી જિંદગી ખતમ કરી નાખવાની તમન્ના સેવનાર આ બુરખાબાજને..." આમ કહીને મુમતાઝે ઝપાટાબંધ બહાર નીકળવાની કોશિશ કરી. મુમતાઝનો બહાર નીકળવાનો આવાઝ બુરખેબાજના કાને પડતાં જ કાંઇક આફત જેવું છે, તેમ તેના કાને પડતાં જ મુમતાઝ અને નાદીરા તેની નજદિક આવીને તેને પકડી પાડે તે પહેલાં તે ત્યાંથી ફોરન પલાયન કરી ગયો.

"મુમતાઝ! ત્હારી રહેજ ઉતાવળ બલ્કે ગફલતને લીધે હાથમાં આવેલો શિકાર ગુમાવી બેઠાં તેમાં અફસોસ જેવું નથી?" નાદીરાએ મુમતાઝને પૂછ્યું.

"તેમાં અફસોસ કે કમનસીબી જેવું શું છે?" આમ કહીને મુમતાઝ આછું હસી અને તે બુરખાબાજ ઊભો હતો ત્યાં આવી પહોંચી તો જમીન પર પડેલો એક લીફાફો તેની નજરે ચડતાં જ મુમતાઝે લીફાફો ઉઠાવી લીધો અને નાદીરાના હાથમાં મૂકતાં બોલી:

"આ લીફાફો જરૂર બુરખાબાજોનો કાંઇક ઉકેલ લાવશે." આમ કહીને લીફાફો તોડી વાંચવા લાગી. લીફાફામાં લખેલા હરફો પર તેની નજર પડતાં જ તે ચમકી અને બીજીજ પળે બોલી ઊઠી:

"ખુશ વધાઇ. મૌતના મ્હેમાન બનવાને તૈયાર રહેવાનું આ ફરમાન," આમ કહીને તે લીફાફો અને કાગળ નાદીરાના હાથમાં મૂકયા.

"મૌતના પંજામાં સપડાઇ આ ફાની દુનિયામાંથી રવાના થવું હોય તો જ અમારો પીછો પકડવાની કોશિશ કરજો, સલામુ આલે-

કુમ.'' લીફાફો લઇ ખોલતાં જ નાદીરાની નજર ઉપરના લખાણ પર પડતાં પળ બે પળ તે કાંઇક ખ્યાલમાં મશ્ગૂલ બની ગઇ.

"નાહિંમત બની ગયાં? કેમ બોલતાં નથી? બોલો, હવે આપ કયા રસ્તે જવાને તૈયાર છો?"

"હું આવી ધમકીથી ડરીને મારા કામમાંથી પાછી હઠું તેવી મામૂલી ઔરત નથી તે હરગીઝ તમારે ભૂલવાનું નથી."

"તો પછી?"

"બીજું શું? દુશ્મનોને મ્હાત કરવામાં એક બીજાની મદદની આશા-રાખવી બેવજૂદ છે?"

"બિલકુલ નહિ."

આમ વાતચીત કરતાં કરતાં અને ગુલ્શનના દર્ખો અને ઝાડોની ડાળીઓની ઓથે કયાંઇ જો બુરખાબાજ છુપાઇ બેઠો હોય તો તેને ઢૂંઢી કાઢવાની કોશિશ કરતાં કરતાં મુમતાઝ અને નાદીરા શાહી ગુલ્શનનો જે ભાગ જમુના નદીના કિનારા પર પડતો હતો ત્યાં આવી પહોંચ્યાં, તો ત્યાં એક નાની હોડી કિનારા પર લાંગરેલી તેઓની નજરે પડતાં જ બન્ને એકી સાથે બોલી ઊઠયાં.

"આ એક બીજું અજબ કૌતક. રાતના વખતે શાહી ગુલ્શન પાસે હોડી લઇને કોણ આવ્યું હશે?" આજકાલ દિવસે દિવસે નવા નવા કાવતરાંની જાળ ગોઠવાયે જતી હોઇ શાહી રંગમહાલનો કોઇ પણ ઇન્સાન પોતાની જિંદગી કઇ પળે ફુટી જશે. કઇ પળે દુશ્મનોના કાવતરાંનો ભોગ બની હરહંમેશને માટે આ દુનિયા છોડી જવી પડશે તેની ફિક્રમાં આરામથી નિંદ કરી શકતો ન હતો.

ઉપરાઉપર દાવપેચ અને કાવાદાવાના દાવ ખેલાતા હોઇ દુશ્મનો તરફથી તેઓને ફસાવવાની આ એક હિકમત તો નહિ હોય, તેવો ખ્યાલ પયદા થતાં જ પળ બેપળ મુમતાઝ તથા નાદીરાએ ખ્યાલમાં જ ગુમાવી તેવામાં નવો જ તુક્કો હૈયે ચડી આવતાં મુમતાઝ બોલી:

"આ કિસ્તીને જમુનાના પાણીમાં ડુબાવી દેવી તે જ વધુ સહી-સલામત અને જોખમ વિનાનો ઇલાજ હોવાથી તેને જે દોરડાથી નાંગરવામાં આવી છે તે કાપી નાખીએ તો?"

"લડકી! તું બડી ચાલાક છે. તારામાં હિન્દોસ્તાનની રિયાસત ચલાવવાની કાબેલિયત હોય તેમ તારી અક્કલમંદી પૂરતી રીતે વાકેફ-ગાર બનાવે છે અને તેથી પાકપરવર દિગાર તને હિન્દોસ્તાનની રિયાસતની શહેનશાહબાનુ બનાવે તેવી મારી આરજુ છે." નાદીરાથી બોલી જવાયું.

"લેકીન! તેમ બનવું હરગીઝ......" મુમતાઝના મ્હોંમાંથી એક પણ હરફ આગળ નીકળી શકયો નહિ.

"મુમતાઝ! નિરાશ બનવાની હરગીઝ જરૂર નથી. બાદશાહ બેગમ નુરજહાન તેની બેટીના શૌહર શહેરિયારને દિલ્લીના તાજ અને તખ્તનો માલિક બનાવવાની તમન્ના રાખે છે લેકીન–" નાદીરા તેનું વાક્ય ખતમ કરે તે પહેલાં મુમતાઝે કિસ્તીને નાંગરેલા દોરડાપર એવા જોરથી પથ્થર માર્યો કે જે દોરડાવડે કિસ્તી નાંગરી હતી તેના બે ટુકડા બની જતાં જમુનાના પૂરમાં કિસ્તી હીલોળે ચડી ને દૂર દૂર ચાલી જવા લાગી.

મુમતાઝની આ હિંમત ઉપર આફ્રીન થતાં નાદીરા બોલી: "લડકી, તું કોઇ ખુશ નસીબ લડકી જણાય છે."

"લેકીન હું કોઇની શેતરંજનું પ્યાદું બની તેના ઇશારે નાચવાને બિલકુલ તૈયાર નથી."

"અને તેમ તું કરે તે પણ હું હરગીઝ ઇચ્છતી નથી."

"અને તેથી જ તમોને હું એક દાના દુશ્મન તરીકે હાથ મિલાવવાને તૈયાર છું." આમ કહીને મુમતાઝ હસી પડી.

"લેકીન તને જોતાં મારો ભૂતકાળ મારી ચશ્મો પાસે ખડો થાય છે."

"એટલે આજે હું જે હાલતમાં દિવસો પસાર કરું છું તેવી જ હાલતમાં તમારે એક વખત દિવસો પસાર કરવા પડયા હતા તેમ જ તમારું કહેવું છેને?"

"બિલકુલ સચ; લેકીન ફોરન આપણે હવે અહીંઆથી રવાના થઈ જવાની જરૂરત હોય તેમ મને જણાય છે." નાદીરાએ કહ્યું.

"લેકીન શાહી રંગમહાલની હીલોળે ચડેલી કિસ્તી કેટલા ઇન્સાનના ભોગ લેશે?" મુમતાઝે પૂછ્યું.

"તે જ એક અણઉકેલ્યા કોયડા મિસાલ રાત દિવસ કોઇને સુખેથી આરામ કરવા દેતો નથી અને આ કોયડાનો શિકાર આપણે ન બનીએ તેના માટે તું પૂરતી સાવધ રહેજે." વાતચીત કરતાં કરતાં શાહી મહેલના પાછળના દરવાજા પાસે આવી પહોંચતાં મુમતાઝ અને નાદીરા પોતપોતાના રહેઠાણ તરફ જવાને છૂટાં પડયાં.

---

## પ્રકરણ આઠમું

### શાહજાદો ખુશરૂ

"આલમના માલિક! તું રહમદિલ કહેવાય છે. લેકીન આ નાચીઝ બંદાપર તારી રહમ શા માટે વરસાવતો નથી? શું આ ગ્વાલિયરના કિલ્લામાં જ દુ:ખ, પરેશાની અને ફિક્રમાં જ મારી જિંદગી ખતમ થઇ જશે." આમ બોલતાં બોલતાં શાહજાદા ખુશરૂની ચશ્મોમાંથી આંસુ નીકળી પડયાં.

"શાહી ખાનદાનમાં પયદા થવું-જન્મ લેવો તે પણ એક ગુન્હો નથી? દિલ્લી અને આગ્રાની રિયાસતના માલિકનો, હિન્દોસ્તાનના શહેનશાહ જહાંગીરનો વડો બેટો-બાદશાહી ગાદીનો પહેલો વારસ શાહજાદો ખુશરૂ આજે કેવી ખૌફનાક હાલતમાં તેના દિવસો ગુજારી રહ્યો છે? ગ્વાલિયરના કિલ્લામાં કયદી બનીને આવેલો કોઇ ઇન્સાન તેની જિંદગી ખતમ કર્યા સિવાય કિલ્લાની બહાર નીકળી શકયો છે?

"જવાની અને જિંદગી બન્ને ગ્વાલિયરના કિલ્લામાં જ ખતમ કરવાને હું પયદા થયો છું? અમ્મા! અમ્મા! તારો બેટો આજે કેવી ખૌફનાક હાલતમાં પોતાના દિવસો પસાર કરી રહ્યો છે તેનાથી તું વાકેફગાર છે? અને મારી પ્યારી બેગમ! તેની કેવી હાલત હશે?"

પોતાની જિંદગી અને સગાવહાલાંઓની હાલત પર ખેઆલ કરતાં પળ બે પળ તો શાહજાદો ખુશરૂ ખેઆલમાં મસ્ત બની ગયો, લેકીન બીજી જ પળે તેના દિલમાં પારાવાર દુઃખ પયદા થતાં તે ડુસ્કે ને ડુસ્કે રડી પડયો.

રડવું પણ કેટલીક વખત ઇન્સાનના દિલમાં જલતી આગને બુઝાવી, તાઝગી અને આનંદ પયદા કરી દે છે. શાહજાદા ખુશરૂની પણ તેવી જ હાલત હતી. ઘણા વખત સુધી ખુલ્લા દિલે રડયા પછી તેના દિલમાં આશાની રોશની પયદા થતાં જ તે બોલ્યોઃ

"બાદશાહ સલામત, હિન્દોસ્તાનના શહેનશાહ જહાંગીર જેનો અદલ ઇન્સાફ સારીયે આલમમાં મશહૂર છે, તે મારા પર શું રહમ નહિ ગુજારે ? પોતાના લાડીલા શાહજાદાને–પોતાની ગોદમાં ખેલેલા તેના બચ્ચાને શું કત્લની છૂરીનો ભોગ બનાવશે ? પ્યારથી પોતાની ગોદમાં રમાડેલા ખુશરૂની ગરદન ઉડાવી દેવાનો હુકમ ફરમાવશે ? અને તે પણ એક પિદર–વાલિદ તેના પ્યારા બેટાની ?" ખુશરૂ ફરીથી વિચારમાં મશ્ગૂલ બની ગયો.

"હરગીઝ નહિ. બાદશાહ સલામત હરગીઝ તેના બેટાની કત્લ કરવાનો હુકમ નહિ જ ફરમાવે. પૂરાતોરથી મને મોઆલુમ છે કે દિલ્લીના તાજ અને તખ્તનો માલિક પોતાના બેટાનું ખુન હરગીઝ નહિ વહેવડાવે, એક પિદર–વાલિદ તેના લડકા–બેટાના ખૂનથી પોતાના હાથ નહિ જ રંગે."

આમ બોલતાં બોલતાં શાહજાદા ખુશરૂની નજરે તેણે પોતાના વાલિદ–હિન્દોસ્તાનના શહેનશાહ તરફ બતાવેલી બેવફૂફીનો ખેઆલ તેની ચશ્મો પાસે ખડો થતાં જ તેના રૂંવાડે રૂંવાડાં ખડાં થઇ ગયાં, તેના શરીરમાં કંપ પયદા થયો અને બીજી જ પળે તે બોલી ઊઠયો.

"ખુશરૂ ! પોતાના જ પિદર સામે થનાર તેની રાજગાદી–તાજ અને તખ્ત પોતાની હકુમતમાં લેવાની કોશિશ કરનાર અને તે પણ બાદશાહ સલામતની હૈયાતીમાં આવું પગલું ભરનાર બેટાની હાલત આનાથી પણ બૂરી ન થવી જોઇએ ? જરૂર, બાખુશીથી લેકીન

નાલાયક બેટાને લાયક બનાવનારા વાલિદો આ જહાન પર પડેલા છે તો પછી બાદશાહ સલામત મારા જેવા નાલાયક બેટાના ગુન્હા મોઆફ કરવા જેટલી ઉદારતા નહિ બતાવે?

"શા માટે નહિ બતાવે? કોણ કહે છે કે મને મોઆફી નહિ મળે? હું શહેનશાહ સલામતના કદમમાં શર ઝુકાવીને ગુન્હાની મોઆફી માગીશ લેકીન એક જ વખત ગુન્હો મોઆફ કરવાની આરજુ ગુજારીશ. અને..........."

શાહજાદા ખુશરૂના દિલમાં ખુશાલી પયદા થતાં જ તે ખડખડાટ હસી પડયો અને બીજી જ પળે તેના દિલમાં કાંઈક ખેઆલ પયદા થતાં જ તે ફરી બોલી ઊઠયો.

"બડી ખુશાલી. હું કાળા કિલ્લામાંથી આલમની રોશની દેખી શકીશ. મારા બિરાદરો, દોસ્તો અને સગાંવ્હાલાંઓને મળી શકીશ તે ખુશાલીની બિના નથી? પોતાના વાલિદ સામે સર ઉઠાવનાર બેટો હરગીઝ કત્લને લાયક નથી?"

શાહજાદો ખુશરૂ ઉપર મુજબના ખેઆલમાં ચકચૂર—મસ્ત હતો તેવામાં કોઈ ઇન્સાનના આવવાના પગલાંનો આવાઝ તેના કાન સાથે અથડાતાં જ તે ચમકી ઊઠયો. તેના બદનમાં ઝણઝણાટી પયદા થઈ. મૌતનો દૂત તો નહિ આવતો હોય, તેવો ખેઆલ દિલમાં પયદા થતાં જ ખુશરૂના મ્હોંમાંથી ધીમી ચીસ નીકળી ગઈ. બીજી જ પળે તેના હાથમાં જકડાયેલી લોખંડની જંજીરોને તપાસી જોઈ અને જો મોઆફી ન જ બક્ષવામાં આવે તો આપઘાત કરીને જિંદગી ખતમ કરી નાખવી તેવો ખેઆલ પયદા થતાં તે બેઠો હતો ત્યાંથી ખડો થઈ ગયો. શાહજાદો ખુશરૂ ઉપર મુજબની ગડભાંજમાં મશ્ગૂલ હતો તેવામાં આવનાર ઇન્સાન છેક તેની નજદિક આવી પહોંચ્યો. શાહજાદા ખુશરૂને કાંઈક ખેઆલમાં મસ્ત જોઈ ચુપચુપ ખડો રહ્યો.

"ખુશાલી, આનંદ અને—" શાહજાદો ખુશરૂ આથી વધારે એક પણ સુખન બોલ્યા વિના ખડખડાટ હસી પડયો.

"શાહજાદા સાહેબ! ખુશખુશાલ હસો." ગ્વાલિયરના કિલ્લેદારના ઉપરના સુખન તેના કાને પડતાં જ શાહજાદા ખુશરૂએ એક વખત કિલ્લેદાર તરફ ખૌફનાક નજરે જોયું. બીજી જ પળે કિલ્લેદાર અત્યારે શા માટે આવ્યો હશે, તેનો ખેઆલ પયદા થતાં જ તે ફરીથી કંપી ઊઠયો અને એક હરફ પણ બોલ્યા વિના કિલ્લેદાર તરફ જોઇ રહ્યો.

"શાહજાદા સાહેબ! ખુશ બનો. બડી ખુશાલીની હકીકતથી તમોને વાકેફગાર કરવા આવ્યો છું."

"ખુશાલી કે મૌતનો પયગામ?"

"હરગીઝ મૌતનો પયગામ નહિ, લેકીન ખુશાલીની વાત છે. શાહજાદા ખુર્રમે બાદશાહ સલામતની હજૂરમાં આપને ગ્વાલિયરના કિલ્લામાંથી આઝાદ–મુક્ત કરવાની આરજુ ગુજારી હોવાથી અને મોગલ રિયાસતના માલિકે પૂરાતોરથી તે મંજૂર કરેલી છે. હવે તમે જ કહો કે ખુશાલીની બિના છે કે નહિ?" આમ કહીને ગ્વાલિયરનો કિલ્લેદાર રસુલખાન શાહજાદા ખુશરૂના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

પોતાનું સ્વપ્ન–ખેઆલ પૂરાતોરથી ખરો પડતો જોઇ શાહજાદો ખુશરૂ એકાએક અજાયબ બની ગયો. તેને ગ્વાલિયરના કિલ્લેદારના કહેવાની સચ્ચાઇ પર યકીન નહિ આવતાં ગુપચુપ જમીન તરફ જોઇ રહ્યો.

"શાહજાદા સાહેબ! ગુલામના બોલ પર યકીન નથી આવતો?"

"હરગીઝ નહિ, તેમ બનવું આસ્માન ને જમીન એક કરવા જેવી બિના છે."

"લેકીન આફતાબમાં ગરમી હોય છે અને માહતાબમાં ઠંડી હોય છે તે બિનામાં જેટલી સચ્ચાઇ હોય છે તેટલી જ સચ્ચાઇથી આ હકીકત ભરપૂર હોઇ તમારે ગભરાવાની જરૂરત નથી." કિલ્લેદારે શાહજાદા ખુશરૂનો ખેઆલ તદ્દન બેવજૂદ છે તેમ જણાવતાં કહ્યું.

"તો પછી—"

"ફરમાવો શાહજાદા સાહેબ."

"મારા હાથ અને પગમાં આ જંજીરો છે તે શું બતાવી આપે છે? આ જંજીરો—"

"ફોરન તોડી નાખવામાં આવશે?"

"સચ મુચ?"

"બિલકુલ સચ, બાદશાહ સલામતના ફરમાનવાળો રૂક્કો ગુલામને મળી ગયો છે અને તેમાં ફરમાવવામાં આવ્યું છે કે ફરમાનને—હુકમને અમલમાં મેલી ફોરન શાહજાદા સાહેબને આઝાદ કરી—મુક્ત કરી આગ્રા તરફ મંઝિલ કરવાની ફરમાયેશ કરવી. અને છતાં પણ યકીન ન આવતું હોય તો લ્યો આ શાહે હિન્દોસ્તાનનો રૂક્કો, વાંચી ખાતરી કરો." આમ કહીને કિલ્લેદાર રસુલખાને શાહજાદા ખુશરૂના હાથમાં રૂક્કો મૂકયો.

રૂક્કો વાંચતાં જ શાહજાદા ખુશરૂની ખુશાલીનો પાર ન રહ્યો. તેના દિલમાં તાઝગી અને આનંદ પયદા થતાં. તેના ચ્હેરા પરનું કરમાઇ ગયેલું નૂર ઔર ચમકવા લાગ્યું. તે દોડીને કિલ્લેદારને વળગી પડયો અને તેને પોતાની બાથમાં લેતાં બોલી ઊઠયો:

"પ્યારે દોસ્ત! સદહજાર અહેસાન—જિંદગી સુધી......"

"અહેશાન! અને તે મારા જેવા નાચીઝ સિપાહીનો? અહેશાન તો પરવરદિગારનો માનો કે બાદશાહ સલામતના દિલમાં રહમ પયદા થઇ. ગ્વાલિયરના કિલ્લામાં કયદી બનેલો કમનસીબ ઇન્સાન એક વખત આ કિલ્લામાં આવ્યા પછી હરગીઝ આલમની રોશની મોતને ભેટયા વિના જોઇ શકયો હોય તેવું મારા ખેઆલમાં નથી." આમ કહીને શાહજાદાને ઊભો કરી સિપાહીને બોલાવી શાહજાદા ખુશરૂના હાથમાંની જંજીરો દૂર કરવાનો હુકમ કિલ્લેદારે ફરમાવ્યો.

કિલ્લેદારનો હુકમ થતાં જ પહેરેગીરોએ ફોરન શાહજાદા ખુશરૂના હાથ પગની જંજીરો તોડીને દૂર કરી નાખી તેને આઝાદ બનાવી દીધો. શાહજાદા ખુશરૂને આઝાદ બનેલો જોતાં જ કિલ્લેદારના દિલમાં આનંદ—ખુશાલીનો સમંદર છલકી ઊઠતાં જ રસુલખાન શાહજાદાને ભેટી પડયો

અને બીજી જ પળે શાહી ફરમાનને અમલમાં મૂકી રસુલખાન શાહજાદા ખુશરૂ સાથે પોતાના મકાન તરફ જવાને રવાના થઇ ગયો.

"રસુલખાન! પ્યારે બિરાદર! તારો અહેશાન–" રસુલખાનના મકાને આવી પહોંચતાં જ હર્ષ ઘેલો–આનંદમાં પાગલ જેવો થઇ જતાં શાહજાદો ખુશરૂ બોલી ઊઠયો.

"શાહજાદા સાહેબ! પાગલ તો નથી બની ગયા?"

"ખુદાપાકની કરામત જોઇ ઇન્સાન પાગલ બની જાય તો તેમાં હરગીઝ અજાયબ થવા જેવું શું છે? મૌતનો મ્હેમાન બનેલો આદમી–"

"એ બધું શહેનશાહ સલામતની રહમદિલી અને શાહજાદા ખુર્રમની આરજુનું પરિણામ બલ્કે કરામત છે. આલમનો માલિક હજુ તમોને હિન્દોસ્તાનના શહેનશાહ બનાવવાની ખ્વાહિશ ધરાવતો હોવાથી હરગીઝ તમોને મૌતના મ્હેમાન કેમ બનવા દે?" શાહજાદા ખુશરૂને બોલતો અટકાવી કિલ્લેદાર રસુલખાને કહ્યું.

બંદિવાન તરીકે રહેતા શાહજાદા ખુશરૂને આઝાદ કરી ફોરન આગ્રાના કિલ્લા તરફ રવાના કરવાનો શાહી હુકમ હોવાથી બને તેટલી ઝડપે શાહજાદા ખુશરૂને રવાના કરવાની તૈયારીઓમાં કિલ્લેદાર રસુલખાન મશગૂલ બની ગયો હતો અને તેથી પૂરા તોરથી તૈયારી કરતાં કરતાં પણ શાહજાદાના દિલને બહેલાવવાની કાળજી રાખવા ઉપરાંત કોશિશ કરતો હતો. તેવામાં એકાએક સિપાહી ત્યાં આવી પહોંચ્યો અને રસુલખાનને કુર્નીશ બજાવી તે બોલી ઊઠયો:

"આગ્રાથી શહેનશાહબાનુ નુરજહાનનો પયગામ લઇને સલાબતખાન ફોજી અફસર સાથે આવી પહોંચેલ હોઇ મુલાકાતને માટે ઇન્તેજાર છે."

"કોણ સલાબતખાન?" ઇન્તેજારીભર્યા આવાઝે રસુલખાને પૂછયું.

"જી હઝુર."

"અને બાદશાહ બેગમના પયગામ સાથે?" નુરજહાનનું નામ સાંભળતાં જ ફિકમંદ બની જતાં શાહજાદા ખુશરૂએ પૂછયું.

"શાહજાદા સાહેબ! ગુલામ રૂખસદ ચાહે છે. આપની આગ્રાની મુસાફરી માટે સઘળી જાતની તૈયારી કરી લેવામાં આવેલી હોવાથી ફોરન આગ્રા તરફ જવાને રવાના થઇ જાવ. ખુદા તમોને સલામત રાખે તેવી આ નાચીઝ બંદાની આલમના માલિક પાસે દુવા છે." આમ કહીને રસુલખાન શાહજાદા ખુશરૂને ભેટી પડ્યો અને જુદા પડતાં બોલી ઊઠ્યો.

"સલામુ આલેકુમ."

"વાલેકુ મુસ્સલામ, ખુદા હાફિઝ." આમ કહીને કિલ્લેદાર રસુલખાનની રજા લઇને શાહજાદો ખુશરૂ—ગ્વાલિયરના કિલ્લાનો એક વખતનો રાજકયદી આગ્રાના રંગમહાલ તરફ જવાને રવાના થઇ ગયો.

શાહજાદા ખુશરૂને આગ્રા તરફ રવાના કર્યા પછી ગ્વાલિયરનો કિલ્લેદાર પોતાના રહેઠાણમાં આવીને મખમલની ગાદી પર આડો પડી હુક્કો ગુડગુડાવતો શહેનશાહ બાનુ નુરજહાનનો પયગામ લઇને આવી પહોંચેલા સલાબતખાનના આવવાની હરપળે ઇન્તેજારી સેવતો બેઠો હતો. તેવામાં થોડા જ વખતમાં પહેરેગીર સલાબતખાનને લઇને કિલ્લેદાર રસુલખાન જે કમરામાં બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો. કિલ્લેદાર રસુલખાનને જોતાં સલાબતખાન બોલ્યોઃ

"સલામુ આલેકુમ."

"વાલેકુ મુસ્સલામ." આમ કહીને રસુલખાને સલાબતખાનને બાજુની ગાદી પર બેસવાની ઇશારત કરી આવવાના કારણથી વાકેફગાર બનવાના હેતુથી પૂછ્યું:

"સરદાર સાહેબ! આવા કટોકટીના મામલામાં અહીંઆ સુધી આવવાની તકલીફ ઉઠાવવાની કેમ જરૂરત પડી?"

"બાદશાહબાનુનું ફરમાન થતાં ગુલામ મૌતને પણ ભેટવાને હરગીઝ તૈયાર છે." આમ કહીને બાદશાહબાનુ નુરજહાને આપેલો રૂક્કો સલાબતખાને કિલ્લેદાર રસુલખાનના હાથમાં મૂક્યો.

રૂક્કો વાંચતાં જ કિલ્લેદાર રસુલખાન બાદશાહ બેગમના પયગામની અને સલાબતખાનના આવવાની મતલબને પૂરાતોરથી પીછાની ગયો.

એક પળ પહેલાં જ શાહજાદા ખુશરૂને રવાના કરી દીધો હોવાથી તેના દિલમાં ખુશાલી પયદા થઇ અને તેથી આછું મુસ્કેરાતાં તેણે સલાબતખાનને પૂછ્યું.

"કિલ્લેદારીનો અખત્યાર આપ ક્યારે લેવાની ખ્વાહિશ ધરાવો છો?"

"ગ્વાલિયર પહોંચતાં જ કિલ્લાની જુમ્મેદારી સંભાળી લેવાનું બાદશાહઆનું ફરમાન હોઇ હું આજે જ તમોને જુમ્મેદારીમાંથી રાહત આપવાની ખ્વાહિશ ધરાવું છું."

"તો પછી આ પળે જ કિલ્લાનો કુલ અખત્યાર અને જુમ્મેદારી તમોને સોંપી દેવાને હું હરગીઝ તૈયાર છું. કિલ્લાના દરવાજાની અને કયદખાના તથા બીજા ખાનગી સ્થળોની આ ચાવીઓ. કિલ્લાની જવાબદારી આ પળથી જ હું તમોને સોંપું છું." આમ કહીને કિલ્લેદાર રસુલખાને કિલ્લેદારની મ્હોર તથા ચાવીઓ સલાબતખાનની સ્હામે મૂકી.

---

## પ્રકરણ નવમું

### નવો દાવ

"**નુરજહાન** ધીમે ધીમે લેકીન મક્કમતાથી પોતાની શેતરંજની રમત ખેલતી જાય છે. દિલ્હી અને આગ્રાના તાજ અને તખ્તનો માલિક, ખરો હક્કદાર શાહજાદો ખુશરૂ જીવતો હોવા છતાં અને શાહજાદા ખુશરૂ પછી પણ મોગલ રિયાસત પર શાહજાદા ખુર્રમનો હક્ક શાહજાદા શહેરિયાર કરતાં પહેલો પહોંચે છે લેકીન પોતાના દિલની ખ્વાહિશ-તમન્ના પૂરી પાડવા માટે નુરજહાન કોશિશ કરી રહી છે અને તેમાં નાદીરાને પોતાની શેતરંજનું એક પ્યાદું બનાવી પોતાની રમતનો દાવ ખેલવા હરગીઝ તમન્ના ધરાવી રહી છે, લેકીન—"

ઉપરના સુખન હજુ નાદીરાના મ્હોંમાંથી ભાગ્યેજ બહાર પડ્યા હશે તે પહેલાં તો નાદીરાના ચ્હેરાપર અંગારની રોશની ચમકી ઊઠી. ધીખતા અંગારા મિસાલ તેનો ચ્હેરો લાલ બની ગયો. બીજી પળે કાંઇક નિશ્ચય પર આવતાં દાંતને દાંત સાથે ભીંસ્યા અને ગુસ્સાભરી ચશ્મો ચોતરફ ફેંકતાં બોલી:—

"નુરજહાન ભલે મારા પર ગુજારેલા સિતમને ભૂલી ગઇ હોય લેકીન હું આ જિંદગીમાં હરગીઝ ભૂલી શકનાર નથી. બાદશાહ બેગમની બાંદી બનીને મોગલ રંગમહાલમાં આવવાનો મારો હેતુ આખરે પૂરાતોરથી પાર પાડવાની અણી આવી પહોંચેલ છે. નુરજહાન અયશ અને આરામમાં પોતાની જવાની અને જિંદગી ખતમ કરતાં પોતાના દામાદ–જમાઇ શાહજાદા શહેરિયારને હિન્દોસ્તાનની રિયાસતનો માલિક બનાવવા કાવાદાવા અને દાવપેચના ખેલ ખેલવામાં મશ્ગૂલ બની ગઇ છે, લેકીન—" આમ બોલતાં બોલતાં નાદીરા એકાએક ખેઆલમાં મસ્ત બની ગઇ. કેટલોક વખત આમ ખેઆલમાં જ પસાર કર્યા પછી પાછી એકાએક બોલી ઉઠી:–

"આફત અને પરેશાનીમાં દિવસો પસાર કર્યા પછી પણ આખરે દુનિયાના–આલમના માલિકની રહમદિલીથી મારા જિગરમાં–મારા દિલમાં ઘર કરી બેઠેલી મારી આખરી મુરાદ પાર પાડવાનો મોકો આવી પહોંચ્યો છે તો પછી નાદીરા એટલી બેવકૂફ નથી કે, આવા સુન્હરી મોકાનો લાભ ઉઠાવવામાં હરગીઝ પાછી પડે.

"બિલકુલ નહિ, હરગીઝ તેમ બની શકનાર નથી. નુરજહાનની શાહજાદા શહેરિયારને મોગલ સલ્તનતનો માલિક બનાવવાની મુરાદ–તમન્ના નાદીરાના બદનમાં જાન હશે ત્યાં સુધી હરગીઝ બર આવશે નહિ. હું હર તરહથી તેમાં ખતરા–મુશ્કિલી પયદા કરવાની કોશિશ કરીશ અને જો પાકપરવર દિગાર મારો મદદગાર બનશે તો શાહજાદા ખુર્રમને જ મોગલ સલ્તનતનો બાદશાહ બનાવીશ.

"શાહજાદો ખુર્રમ અને મુમતાઝ એક બીજાને પુરાતોરથી પોતાનાં દિલ આપી ચૂકેલાં જણાય છે. મુમતાઝની કાતિલ ચશ્મમાંથી ચમકતા નૂરનો શાહજાદો પૂરેપૂરો શિકાર બની ગયો હોઇ હવે તે હરગીઝ મુમતાઝને ભૂલી જાય તેવો બિલકુલ ડર નથી. મુમતાઝના હુસ્નમાં શાહજાદો સપડાયો તે જ મારા પહેલા દાવની સફળતાનું પગથિયું છે. લેકીન મુમતાઝ અને ખુર્રમ બંને લાંબો વખત શાહી રંગ-

મહાલમાં ગુજારે તે તેમના બંનેને માટે હરગીઝ દુરસ્ત નથી. નુરજહાન પોતાના દાવપેચમાં કઇ પળે તેનો શિકાર નહિ કરે–બનાવે તે સમજવું બિલકુલ મુસ્કિલ છે. તેથી તેઓને ફોરન અહીંઆંથી બીજી કોઇ ગુપ્ત–સલામત જગ્યાએ પહોંચાડી દેવાં તેજ વધુ દુરસ્ત છે." આમ બોલતાં બોલતાં કેવી જાતની યુક્તિ લડાવી બંનેને સલામત બનાવવાં તેના ખેઆલમાં નાદીરા મસ્ત બની ગઇ.

કેટલોક વખત શાહજાદા ખુર્રમ અને મુમતાઝમહાલને નુરજહાનના ખૌફમાંથી બચાવવા ક્યાં છુપાવવાં અને કયું સ્થળ વધુ અનુકૂળ અને સલામત રહેશે તે બાબતના ખેઆલમાં પસાર કર્યા પછી, નુરજહાન તો શું લેકીન ખુદ મોગલ રિયાસતના માલિક શહેનશાહ જહાંગીરનો એક વખત ખૌફ ઉતરે તો પણ બડી આસાનીથી પોતાના દિવસો પસાર કરી શકે તેવી જગ્યા તેના હૈયે ચઢી આવતાં તે બોલી:–

"મારો દાવ ખેલવાનો વખત હરગીઝ નજદિક આવી પહોંચ્યો છે. ફોરન શાહજાદા ખુર્રમ અને મુમતાઝને ફત્તેહપુર સીક્રી તરફ રવાના કરી દેવાં જોઇએ. ત્યાં પહોંચી ગયા પછી કોઇની તાકાત નથી કે—"

"બંનેને એવી ચાલાકી–સિફતથી ત્યાં મિલાવી દેવાં જોઇએ કે બંનેની ખુશાલીનો પાર ન રહે અને નાદીરા તેવી જ કરામત ખેલી બંને આશક માશુકને હયરતમાં નાખી દેવાની મુરાદ ધરાવે છે."

આમ કહીને નાદીરા જ્યાં બેઠી હતી ત્યાંથી ઉભી થઇ અને એક બે કદમ આગળ ભર્યાં કે, તરત જ બીજી જ પળે ઉભી રહી ગઇ, અટકી ગઇ, અને તરત જ કાંઇંક ખેઆલમાં મશગૂલ બની ગઇ, અને એજ "મુમકીન–દુરસ્ત છે, એજ રસ્તો મારા દિલની મુરાદ પાર લાવવાને માટે હરગીઝ બંધ બેસ્તો છે, અને તેથી શાહજાદા ખુર્રમને તેના પર આવી પડનારી આફત અને મુસ્કિલીથી વાકેફગાર બનાવવો તે મુનાસિબ નથી?"

આમ કહીને બડા તોરથી નાદીરા શાહજાદા ખુર્રમના મહાલ તરફ જવાને રવાના થઇ ગઇ. નાદીરાએ હજુ અર્ધો જ મંઝિલ–રસ્તો કાપ્યો હશે તેવામાં તેના દિલમાં બીજો જ ખેઆલ પયદા થયો. શાહજાદા ખુર્રમ કરતાં મુમતાઝને પહેલી સહિસલામત જગ્યાએ ખસેડવી તે વધુ મુનાસિબ અને અક્કલમંદીનું કામ છે, તેમ તેને જણાતાં તે ફોરન મુમતાઝના રહેઠાણ તરફ જવાને રવાના થઇ ગઇ.

"કેવો ખુબસૂરત જવાન છે? દિલ હરગીઝ તેના દિદારને જોવાને તલસ્યા કરે છે–હિજરાયા કરે છે. આલમનો માલિક શું મારા દિલની આ મુરાદ બર નહીં લાવે?" શાહજાદા ખુર્રમના ખેઆલમાં મસ્ગૂલ બની ગયેલી મુમતાઝમહાલના મ્હોંમાંથી ઉપરના સુખન નીકળી પડયા.

"પાકપરવરદિગાર હરએક શખ્સના દિલની તમન્ના–ખ્વાહિશ હરગીઝ પાર ઉતારે છે, લેકીન ખુબસૂરત જવાનની જવાની પર પાગલ બની ગયેલી એ લડકી! આફત અને પરેશાની તારા શર પર નંગી શમશીર મિસાલ લટકી રહેલ છે, સ્વાર થઇને ખડી છે, તેનો બિલકુલ ખેઆલ છે?" શાહજાદા ખુર્રમના ખેઆલમાં મસ્ત બનેલી મુમતાઝમહાલના મ્હોંમાંથી ઉપરના સુખન નાદીરાના કાને પડતાં જ તે બોલી ઉઠી.

નાદીરાના સુખનનો આવાઝ એકાએક મુમતાઝમહાલના કાને પડતાં જ તે ભય–આફતની આગાહીથી કંપી ઉઠી. તેના ગુલેલાલા મિસાલ ગાલ પરની લાલાશમાં ફિકાશ પયદા થઇ ગઇ. તેના ચ્હેરા પર ચમકતી રોશનીમાં સ્હેજ ઝાંખપ આવી અને તે આફત અને મુશ્કિલીના ખેઆલથી ચોતરફ જોવા લાગી. તેવામાં એકાએક નાદીરા તેની નજરે પડતાં જ તે ભયથી વધુ ધ્રૂજી ઉઠી અને બની શકે તેટલી તાકાત–જોમ ભેગું કરીને નાસી જવાને ખડી થઇ. પોતાના આવવાથી મુમતાઝ ડરી ગઇ છે તેવો નાદીરાને ખેઆલ પયદા થતાં જ તે બોલી.

"લડકી! બિલકુલ ડરવાની જરૂરત નથી. હું તારી દુશ્મન નહિ લેકીન–"

"મદદગાર છો ?" મુમતાઝ વચ્ચે જ બોલીઃ—

"બિલકુલ સચ લેકીન—" આમ કહીને નાદીરા મુમતાઝના ચ્હેરા તરફ જોઇ રહી.

"આપ શું કહેવા ઇચ્છો છો ?"

"બેટી! તારી જાનની સલામતીને ખાતીર ફોરન તારે રંગમહાલ છોડીને નાસી જવું. આ એક જ તારી સલામતીનો સરલ રસ્તો છે."

"મારી જાનની સલામતી માટે ?"

"જરૂર."

"લેકીન મારી જાન કરતાં—" મુમતાઝ એક પણ લબ્ઝ આગળ બોલી શકી નહિ.

"તે બાબત તું પૂરતી બેફિકર રહે. તારા દિલથી હું પૂરતી વાકેફગાર છું. તને વફાદારીથી મદદ કરવાનો આપેલો કબોલ હું બિલકુલ ભુલી નથી. મારી જાન સલામત છે, ત્યાં સુધી હરગીઝ કોઇ પણ ઇન્સાન તેનો બાલ પણ વાંકો કરી શકે તેમ નથી."

"અને આપના અહેશાન માટે—"

"મુમતાઝ! આ અહેશાન નથી બલ્કે ફર્જ છે." આમ કહી મુમતાઝમહાલને લઇને નાદીરા બેગમ મહાલના ગુલ્શનમાં આવી પહોંચી અને ત્યાં આવેલા એક ગુલાબના દર્ખ પાસે આવેલા સંગેમરમરના ચબૂતરા પાસે ભાગ્યે જ હજુ આવી પહોંચી હશે તેવામાં એકાએક એક વાંદરો કૂદીને તેના પગ પાસે આવી પડયો.

"સલીમા તું બરાબર મોક્કા સર આવી પહોંચી છે. આ લડકીને—" આમ કહીને નાદીરાએ સલીમાના કાનમાં કાંઇક કહ્યું અને પછી બીજી જ પળે મુમતાઝમહાલને પોતાની ગોદમાં જકડી તેના શર પર વ્હાલભર્યો હાથ ફેરવી દુવા દેતાં બોલી.

"બેટા! આલમનો માલિક તને સલામત રાખે. હરગીઝ ડર—આફ્રત કે શંકા લાવ્યા વિના સલીમા જ્યાં તને લઇ જાય ત્યાં જજે તેમ કરવામાં જ તારા જાનની સલામતી છે." આમ કહી મુમતાઝ-

મહાલને નાદીરાએ એક વખત ફરીથી પોતાની ગોદમાં લીધી અને મુમતાઝના માથા પર વ્હાલભર્યો હાથ ફેરવી, મુમતાઝ અને સલીમાને સલામત સ્થળ તરફ રવાના કરીને બીજી જ પળે નાદીરા શાહજાદા ખુર્રમના મહાલ તરફ જવાને રવાના થઇ ગઇ.

× × × ×

નુરજહાનના દાવપેચથી પૂરતો વાકેફગાર બની ગયેલો શાહજાદો ખુર્રમ નુરજહાનની શેતરંજની રમત કેવી સિફતથી ઉસ્તાદી ભરી રીતે ઉડાવી દેવી તે સંબંધેના ખેઆલમાં બેઠો હતો તેવામાં એક બાંદી શાહજાદા ખુર્રમની પાસે આવી પહોંચી અને કુર્નીશ બજાવીને બોલી.

"શહેનશાહ બાનુની ખાસ બાંદી નાદીરા હજૂરના કદમમાં હાજર થવાની ખ્વાહિશ ધરાવે છે."

"કોણ, નાદીરા ! બાદશાહ બેગમની બાંદી ?"

"જી હઝૂર !"

શાહજાદો ખુર્રમ એક બે પળ કાંઇક ખેઆલમાં મશ્ગૂલ બની ગયો. લેકીન બીજી જ પળે મક્કમ નિશ્ચય પર આવતાં જ કહ્યું: "ફોરન હાજર કરો."

તુરત જ નાદીરાને ત્યાં લાવવામાં આવી. નાદીરાએ આવતાં જ શાહજાદા ખુર્રમને કુર્નીશ બજાવી. શાહજાદાએ નાદીરાને બેસવાનું કહી બાંદીને ચાલ્યા જવાની ઇશારત કરી. બાંદીના ચાલ્યા જવા પછી શાહજાદા ખુર્રમે કહ્યું:

"અહીંઆં સુધી આવવાની તકલીફ શા માટે ઉઠાવવી પડી છે ?"

"શાહજાદા સાહેબ ! આપની જાન ખતરામાં છે." નાદીરા ધીમા લેકીન મક્કમ અવાઝે બોલી.

"તેનાથી તમો કેવી રીતે વાકેફગાર બની શક્યાં ?"

"મારા કહેવાપર આપ યકીન નથી રાખી શકતા ?"

"બિલકુલ નહિ."

"લેકીન તેનું કાંઇ કારણ ?"

"નાદીરા ખુદ તેનાથી વાકેફગાર નથી ?"

"શાહજાદા સાહેબનો ખ્યાલ બિલકુલ ગલત છે."

"તેની સચ્ચાઇનો કાંઇ પુરાવો ?"

"શાહજાદા સાહેબ, મારા કહેવાપર યકીન રાખશે ?"

"પૂરા તોરથી."

"હું બાદશાહ બેગમ નુરજહાનની બાંદી છું, લેકીન હરગીઝ મદદગાર નથી."

"તેની કાંઇ ખાતરી—સાબિતી ?"

"શાહજાદા ખુશરૂને ગ્વાલિયરના કિલ્લામાંથી છોડી મૂકવા માટે શાહજાદા સાહબે ગુજારેલી આરજુ પર પુરતો ખ્યાલ આપી શહેનશાહ સલામતે શાહજાદા ખુશરૂને છોડી મૂકવાનો હુકમ રવાના કર્યાની બિનાથી આપ પૂરતા માહીતગાર તો હશો જ, લેકીન—" નાદીરા અટકી ગઇ.

"લેકીન ?" શાહજાદો ખુર્રમ બોલી ઊઠયો.

"બાદશાહ બેગમ પોતાના દામાદ શાહજાદા શહેરિયારને હિન્દોસ્તાનની રિયાસતનો માલિક બનાવવાની તમન્ના સેવતી હોવાથી શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાંથી બ્હાર આવે તેવી હરગીઝ બાદશાહ બેગમની ખ્વાહિશ નહીં હોવાથી કિલ્લેદારનો પરવાનો આપીને સલાબતખાનને ગ્વાલિયર તરફ રવાના કરી દીધો છે. આમ પોતાની શેતરંજનો દાવ ખેલવાનું બાદશાહ બેગમ નુરજહાને શરૂ કરી દીધા પછી બીજું નિશાન શાહજાદા સાહેબપર છે. જો આપ મારા કહેવાપર પૂરા તોરથી યકીન રાખી શકતા હો તો પૂરતી ઝડપે ફોરન અહીંઆંથી કોઇ સલામત જગ્યા તરફ જવાને રવાના થઇ જાવ તેમાં જ આપની સલામતી છે." આમ કહીને નાદીરા શાહજાદા ખુર્રમના ચ્હેરા તરફ જોઇ રહી.

"નાદીરા ! ખુદા પાકના નામપર તું દગો નથી ખેલતી તેમ કહી શકે છે ?"

"આલમના માલિકના કસમપર કહું છું કે, મારી જણાવેલી હકીકતનો એકે એક લબ્ઝ હરગીઝ સચ્ચાઇથી ભરપૂર છે."

"અને જો એમ જ હોય તો—"

"બડી ચાલાકીથી આગ્રા ફોરન છોડી કોઇ સલામત જગ્યાએ રવાના થઇ જાવ."

નાદીરાના આ સુખન શાહજાદાના કાને પડતાં જ શાહજાદા ખુર્રમની ચશ્મો પાસે એકાએક મુમતાઝમહાલની તસ્વીર ખડી થઇ ગઇ. મુમતાઝને આફત અને પરેશાનીમાં મૂકી પોતાની જાન બચાવવા ન્હાસી જવાને શાહજાદો બિલકુલ તૈયાર નહિ હોવાથી બોલી ઊઠયો.

"નાદીરા! મારાથી હરગીઝ બની શકે તેમ નથી."

"તેનું કાંઇ કારણ?"

"કોઇને કહી શકાય તેમ નથી."

"લેકીન મને તમારા દિલની હકીકતનો પત્તો મળી ગયો છે. મુમતાઝને તમો ખરા જિગરથી ચાહતા હોવાથી તેને આફતમાં મૂકી જવાને તમો બિલકુલ તૈયાર નથી. આજ તમારા દિલનો રંજ છે ને?"

"બિલકુલ સચ, નાદીરા! લેકીન મને એ જણાવશે કે આ બિનાથી તું કેવી રીતે વાકેફગાર બની?" નાદીરાના ઉપરના સુખન સાંભળી નાદીરા દુશ્મન નહિ લેકીન મદદગાર છે તેવી પૂરતી ખાતરી થતાં શાહજાદા ખુર્રમથી બોલી જવાયું.

"શાહજાદા સાહેબ! હરએક પળ આપણા માટે કિંમતી છે. જાન જવાના ખતરા પર આપ મંઝિલ કાપતા હોઇ જાન બચાવવા માટે ન્હાસી જવાના પક્કા નિશ્ચય પર આવી પૂરા તોરથી ન્હાસી જાવ. મુમતાઝની સલામતી હું મારી જિંદગીના જોખમે બચાવવાનો કબોલ આપું છું."

"ન્હાસી જાઉં? નાદીરા! કયાં ન્હાસી જાઉં? તેનો જ મને બિલકુલ ખેઆલ પયદા થતો નથી કે બાદશાહબેગમ નુરજહાનના ખોફમાંથી બચવાનું એવું કયું સલામત સ્થાન છે કે ત્યાં ન્હાસી જાઉં?" ન્હાસી જવાનો બિલકુલ કોઇ રસ્તો નહિ સૂઝતો હોવાથી શાહજાદા ખુર્રમે નાદીરાને સંબોધીને કહ્યું.

"તે બાબદમાં બેફિકર રહો. બાંદી તમોને ન્હાસી જવાનો રસ્તો બતાવવાને હરગીઝ તૈયાર છે. શાહજાદા સાહેબ! આ રૂક્કો લ્યો અને ફત્તેહપુર સીક્રીની મસ્જીદના મૌલવીને તે આપજો તે પૂરતા તોરથી તમારી જાન બચાવી લેવાની હિકમત બતાવશે. ખુદા હાફિઝ." આમ કહીને નાદીરા શાહજાદા ખુર્રમને ન્હાસી જવાની હિકમત–યુક્તિ બતાવીને રવાના થઇ ગઇ.

નાદીરાના જવા પછી તેના કહેવામાં પૂરતી સચ્ચાઇ હોવાથી શાહજાદો ખુર્રમ પણ ફત્તેહપુર સીક્રી તરફ ઊપડી જવાની તૈયારીમાં મશ્ગૂલ બની ગયો.

---

## પ્રકરણ દસમું
## શાહજાદો પરવીઝ

"મેયદાને જંગના પડઘા ચોતરફથી ગાજી ઊઠયા છે. શાહજાદા ખુશરૂને શહેનશાહ જહાંગીરે ગ્વાલિયરના કિલ્લામાં બંદીવાન બનાવી વલીઅહદ તરીકે મારૂં નામ જાહેર કર્યું છે, લેકીન મને માલુમ નથી પડતું કે મોગલ રિયાસતના તાજોતખ્તનો માલિક કોણ બનશે? બાદશાહબેગમ નુરજહાન મને મળેલી બાતમી પર જો યકીન રાખી શકાય તો પોતાની બેટીના શૌહર–દામાદ શાહજાદા શહેરિયારને દિલ્લી અને આગ્રાની રિયાસતનો માલિક બનાવવાની ઉમ્મીદ ધરાવતી હોઇ શેતરંજની રમતનો દાવ ખેલી રહી છે."

ઉપર મુજબના ખેઆલમાં શાહજાદો પરવીઝ મશ્ગૂલ બની ગયો. બાદશાહબેગમ નુરજહાનના કાવતરાં–કાવાદાવા ને છળકપટને પહોંચી વળવા તેને પૂરતી શિકસ્ત આપવા કેવી રમત રમવી જોઇએ તેના હરગીઝ મક્કમ વિચારપર નહીં આવી શકતાં તેના ચ્હેરા પર ચમકતી રોશનીમાં આછી ફીકાશ પયદા થઇ, લેકીન બીજી જ પળે એકાએક નવો જ ખેઆલ પયદા થતાં શાહજાદા પરવીઝે આછું આછું મુશ્કેરાતાં બોલવા માંડયું.

"પરવાહ નહિ, શહેનશાહ સલામતે દિલ્લી અને આગ્રાના તાજોતખ્તના વારસ—મોગલ સલ્તનતના વલીઅહદ તરીકે મારું નામ જાહેર કર્યું છે, તે જ કટોકટીના મામલા માટે પૂરતું છે. અલ્લાહ પાકની રહમ ઊતરજો મોગલ રિસાયતના માલિક પર અને પાકપરવરદિગાર શહેનશાહ સલામતને લાંબી જિંદગી બખ્શો. બાદશાહ સલામતના જાહેરનામા પછી રાજપૂતો હરગીઝ મારા સામે શમશીર ઉઠાવવાની કોશિશ નહિ જ કરે, લેકીન ઇમાનદારીથી તેઓ મારા મદદગાર બનશે." આમ બોલતાં બોલતાં શાહજાદો પરવીઝ પાછો ખ્યાલમાં મશ્ગૂલ બની ગયો.

"ફક્ત હવે મારે કોઇનાથી ડરવાનું હોય તો લેકીન બાદશાહ બેગમ નુરજહાનથી જ ડરવાનું છે. કારણ કે શહેનશાહ સલામતને બાદશાહબેગમ પોતાની આંગળીના ટેરવા પર નચાવતી હોવાથી કઇ પળે આફત અને મુશ્કિલી શર પર ખડી થશે તેનો ખ્યાલ કરવો પણ મુશ્કિલ છે."

આમ બોલતાં બોલતાં શાહજાદા પરવીઝના ચશ્મોમાંથી અંગારની રોશની મિશાલ તણખા પયદા થયા. તેનો ચ્હેરો સ્હેજ સખ્ત બન્યો અને હોઠ બીડી દાંત કચકચાવતાં બોલી ઊઠયોઃ—

"હરગીઝ હું તેમ બનવા દેનાર નથી. પરવીઝના બદનમાં જ્યાં સુધી ગરમાગરમ ખૂનનું બિન્દુ પણ હશે ત્યાં સુધી બાદશાહબેગમ નુરજહાનની શાહજાદા શહેરિયારને મોગલ સલ્તનતનો માલિક બનાવી પોતાની બેટીને સલ્તનતની મલ્કા બનાવવાની મુરાદ બિલકુલ બર આવી શકશે નહીં. ઉપરાંત મારા હક્કને ડુબાવવા બાદશાહબેગમ નુરજહાન કાવાદાવાના પાસા ફેંકવાની રમત શરૂ કરશે તો પરવીઝ જિંદા હશે ત્યાં સુધી તો તેને હંફાવવા માટે છેવટ સુધી લડી લેવાની જ કોશિશ કરશે." આમ બોલતાં બોલતાં તેણે બૂમ મારીઃ—

"રહીમ !"

શાહજાદા પરવીઝની આ બૂમ સાંભળતાં તરત જ ફોરન શાહજાદાના નિમકહલાલ ગુલામ રહીમે ત્યાં આવીને કુર્નીશ બજાવી અને શાહજાદાના હુકમની ઇંતેજારીમાં તે ખડો રહ્યો.

"હિદાયતખાનને ફોરન હાજર કર."

"જેવો હુકમ." આમ કહીને એક વખત ફરીથી કુર્નીશ બજાવીને ગુલામ બંદો રહીમ હિદાયતખાનને શાહજાદાની હજૂરમાં હાજર થવાનો પયગામ પહોંચાડવાને રવાના થઇ ગયો.

શાહજાદા પરવીઝના દિલમાં આ વખતે બિલકુલ આરામ ન હતો. તે સંતાપ-ફિકરની આગમાં ભડભડાટ જલ્યે જતો હતો. પળે પળે તેના બદનમાં અંગાર પયદા થતો હતો અને બાદશાહબેગમ નુરજહાનના કાવાદાવાની શેતરંજ પૂરા તોરથી તોડી પાડવાના જ ખેઆલ તેના દિલમાં રમી રહ્યા હતા. આખરે નુરજહાનને પણ પોતાનો હાથ બતાવી દેવો તેવા પક્કા નિશ્ચય પર આવતાં તે બોલી ઊઠયો.

"પરવીઝ બેટાનું નહિ પણ શેરનું બચ્ચું છે, તે હું નુરજહાનને ફોરન બતાવી આપીશ." આમ બોલતાં બોલતાં પોતાના જલતા દિલમાં તાજગી પયદા કરવા શાહજાદા પરવીઝે બાંદીને ઇસ્તંબોલી શિરાઝીનો જામ હાજર કરવા ફરમાવ્યું. તુરત જ બીજી જ પળે બાંદી શિરાઝીના જામ સાથે હાજર થતાં જ ઉપરાઉપર શિરાઝીના બે ચાર જામ ગટગટાવી ગયા પછી દિલનો રંજ દૂર કરવા માટે શાહજાદા પરવીઝે નાચનારીઓને હાજર કરવાનો હુકમ ફરમાવ્યો. દિલ્હીના તાજોતખ્તને મેળવવા આસ્માન જમીન એક કરવાની કોશિશ કરતા શાહજાદા પરવીઝનો હુકમ થતાં બાંદી કુર્નીશ બજાવીને નાચનારીઓને શાહજાદા સાહેબની ખીદમતમાં હાજર કરવાને ચાલી ગઇ.

શાહજાદો પરવીઝ બાદશાહ બેગમ નુરજહાનની કાવાદાવા ભરી રાજરમતને કેવી રીતે ઊંધી વાળી દેવી તેના ખેઆલમાં જ મશ્ગૂલ હતો તેવામાં નાચનારીઓ હાજર થતાં જ તેમના પગમાં પહેરેલા ઝાંઝરના અવાજથી તેના ખેઆલમાં ભંગ થતાં જ આ ગુલે અનાર મિસાલ

ખીલતી કુમળી કળીઓના બદનમાંથી ટપકતું નૂર અને ગુલેગુલાબી ગાલ અને લબપર નીતરતી કાતિલ રોશનીમાં શાહજાદો પાગલ બની ગયો.

પોતાના બદનમાંથી માહતાબની રોશની મિસાલ ટપકતી રોશનીમાં શાહજાદા પરવીઝને પાગલ બનાવી ચૂકેલી નાઝનીનોમાંથી એકનો મુલાયમ અને નાજૂક હાથ પકડી શાહજાદા પરવીઝે તેને પોતાની તરફ ખેંચી ગોદમાં જકડી લીધી અને બીજી કાચની પૂતળીઓને સંગીતના સૂર છેડવાનો હુકમ ફરમાવતાં જ બીજી જ પળે શાહજાદા પરવીઝનો મહાલ જિગરને ઝણઝણાવી દેનારા સંગીતના આવાઝથી ગુંજી ઊઠયો.

શાહજાદો પરવીઝ આમ શિરાઝીના જામની અને આ રૂપની રોશની ફેંકતી નાઝનીનોના હુસ્નની મજાહ ઉડાવતો સંગીતની મસ્તીનો આનંદ લૂંટી રહ્યો હતો તેવામાં હિદાયતખાનને બોલાવવા ગયેલો ગુલામ રહીમ હિદાયતખાન સાથે ત્યાં આવી પહોંચ્યો.

રૂપની રોશની—હુસ્નના બાઝારની અને શિરાઝીના જામની મહેફિલ જામી હોવાથી હિદાયતખાન કે ગુલામ રહીમ બેમાંથી કોઇની હિંમત શાહજાદા પરવીઝની હજૂરમાં ખડા થવાની ચાલી નહિ એટલે બન્ને ત્યાંથી ગુપચુપ રવાના થઇ જતા હતા તેવામાં શાહજાદાની નજર તેઓના તરફ પડતાં જ તેણે બૂમ મારી:

"હિદાયતખાન !"

"જી, હઝૂર."

"ફોજમાં સિપાઇઓની ફોરન ભરતી કરવાનું શરૂ કરી દો."

"શાહજાદા સાહેબનું ફરમાન ગુલામ હરગીઝ ઉઠાવવાને તૈયાર છે." આમ કહીને હિદાયતખાન પરવીઝને કુર્નીશ બજાવીને ચાલ્યો ગયો.

હિદાયતખાનના જવા પછી પાછો નાચ રંગનો જલ્સો શરૂ થઇ ગયો, લેકીન થોડા જ વખતમાં શાહજાદા પરવીઝના પૂર બ્હારમાં રૂપ બાઝારની લહજ્જત લુંટવાના રંગમાં ભંગ પડયો. એક બાંદી એકાએક ત્યાં રૂક્કો લઇને આવી પહોંચી અને શાહજાદા સાહેબની ખીદમતમાં શર ઝુકાવીને બોલી:

"આગ્રાથી બાદશાહ બેગમનો રૂક્કો આવ્યો છે."

"રૂક્કો ! આગ્રાથી અને તે પણ બાદશાહ બેગમનો ?"

"હરગીઝ તેમ જ છે, સરકાર" આમ કહીને કુર્નીશ બજાવી બાંદીએ રૂક્કો શાહજાદા પરવીઝના હાથમાં મૂકયો.

ઘણી જ તાજુબીથી બાંદીએ આપેલા રૂક્કા તરફ તે કેટલીકવાર જોઇ રહ્યો અને પછી રૂક્કો તોડીને વાંચવામાં મશ્ગૂલ બની ગયો. રૂક્કાને એક, બે, ત્રણ અને ચાર વખત વાંચ્યા પછી પરવીઝ બોલી ઊઠયો.

"આ શું ખરૂં હશે ? બાદશાહ બેગમ માટે મેં જે સાંભળ્યું છે તે હરગીઝ—બિલકુલ બેવજૂદ હશે ? તો પછી સાચી બિના શું હશે તેનો બિલકુલ ખેઆલ આવી શકતો નથી. હવે મારે શું કરવું ? બાદશાહબેગમ મને રાજપૂતો સ્હામે લડાઇ કરવા જવાનો હુકમ ફરમાવે છે અને તે પણ લેકીન મારા જ ફાયદા માટે તેમ બાદશાહબેગમનો આ રૂક્કો બાપોકાર જણાવી રહ્યો છે. બાદશાહબેગમની મને ફસાવવાની આ તરકીબ તો નહીં હોય ?" આમ બોલતાં બોલતાં કયો રાહ લેવો તેના ખેઆલમાં શાહજાદો પરવીઝ મશ્ગૂલ બની ગયો.

કેટલોક વખત ઉપર મુજબના ખેઆલમાં ગુમાવ્યા પછી પરવીઝ કોઇક નિશ્ચય પર આવતાં બોલ્યો: "બાદશાહબેગમ નુરજહાનની આ ચાલબાજી હોય તો તેમાં મને શું નુકસાન—ગયર ફાયદો છે ? બલ્કે આમ કરવાથી તો ઉદેપુરના રાજપૂતો પર જીત મળશે તો હું આર વધારે તાકાતવાન છું તેનો પૂરેપૂરો ખેઆલ બાદશાહબેગમને આવી શકશે અને તેથી રાજપૂતો સામે જંગે મેદાનમાં પડવું તે હરેક રીતે મને તો લાભકારક છે જ." આમ બોલતાં બોલતાં શાહજાદો પરવીઝ પાછો કાંઇક ખેઆલમાં પડયો.

"લેકીન રાજપૂતો સાથે મને અથડાવી મારી રાજપૂતોનું અને મારૂં બંનેનું જોમ તોડી નાખવાની—ઓછું કરવાની તો બાદશાહબાનુની આ તરકીબ નહિ હોય ? હોય કે ન હોય, લેકીન રૂક્કો સાફ સાફ આવાઝ આપે છે કે મારા આ બધા ખેઆલ બિલકુલ બેવજૂદ અને ગલત છે." પક્કા નિશ્ચય પર આવતાં શાહજાદા પરવીઝે નિશ્ચય કર્યો.

"બાદશાહબેગમના ફરમાન મુજબ ફોરન હું અહીંથી મારું લશ્કર લઇ મેવાડના રાજપૂતોને પરવીઝની શમશીરની તાકાત બતાવવાને રવાના થઇ જઇશ." આમ કહીને શાહજાદા પરવીઝે તાલી વગાડી.

તાલીનો આવાઝ કાને પડતાં જ સંગીતનો આવાઝ બંધ થઇ ગયો અને નાચનારીઓ પૂર ઝડપે-ઝપાટાબંધ ત્યાંથી રવાના થઇ ગઇ. નાચનારીઓના ચાલ્યા જવા પછી શાહજાદા પરવીઝે ફરીથી તાલી પાડતાં જ ત્યાં બાંદી હાજર થઇ. બાંદીને જોતાં જ પરવીઝે કહ્યું.

"શિરાઝી."

"જો હુકુમ સરકાર." આમ કહીને ફોરન બાંદીએ શિરાઝીનો જામ શાહજાદા પરવીઝના હાથમાં મૂકયો. શિરાઝીની લહજ્જત ઉડાવતાં શાહજાદાની નજર બાંદી પર પડતાં જ તેના સંગેમરમર મિસાલ બદનમાંથી ટપકતા હુસ્નમાં તે પાગલ બની ગયો અને તેથી બાંદીનો નાજૂક હાથ પોતાના હાથમાં પકડી તેને પોતાની ગોદમાં જકડી બાંદીના પરવાળા મિસાલ લબ પર બે ચાર બોસાની રમઝટ લગાવી દીધી. બાંદીના હુસ્નની લહજ્જત લૂંટયા પછી શાહજાદો પરવીઝ બોલ્યો.

"હિદાયતખાનને ફોરન હાજર કરો."

બીજી જ પળે બાંદી હિદાયતખાનને લઇને શાહજાદાની હજૂરમાં આવી પહોંચી. હિદાયતખાને શાહજાદા પરવીઝને કુર્નીશ બજાવતાં કહ્યું:

"ગુલામને શાહજાદા સાહેબનું શું ફરમાન છે?"

"ફોજને ફોરન તૈયાર કરો. આફતાબની રોશની ખતમ થાય તે પહેલાં રાજપૂતાના તરફ કૂચ કદમ કરવી જોઇએ.

રંગીલા શાહજાદા પરવીઝનું ઉપર મુજબનું ફરમાન સાંભળતાં જ હિદાયતખાન અજાયબીમાં ગરક બની ગયો. હિદાયતખાનને આમ દંગ બની ગયેલો જોઇ શાહજાદા પરવીઝે પૂછ્યું.

"હિદાયત! તાજુબ કેમ બની ગયો?"

"શાહજાદા સાહેબ..............."

"બિલકુલ ડરવાની જરૂરત નથી. જે કહેતું હોય તે ખુલ્લા દિલે કહે."

"રાજપૂતો સાથે લડવા જવાનું કાંઇ કારણ ?"

"બાદશાહ બેગમનું ફરમાન." આમ કહીને આગ્રાથી આવેલો નુરજહાનનો રૂક્કો શાહજાદા પરવીઝે હિદાયતખાનની તરફ ફેંક્યો.

"લેકીન—" હિદાયતખાન એક પણ લબ્ઝ આગળ બોલી શક્યો નહિ.

"તું શું કહેવા ઇચ્છે છે ?"

"રાજપૂતો સાથે લડાઇ કરવાની કાંઇ મતલબ ?"

"મતલબ ! આ રૂક્કા પરથી તે તારા ખ્યાલમાં નથી આવી શકતી ?"

"બિલકુલ નહિ, સરકાર."

"રાજપૂતો શાહજાદા ખુર્રમની તરફદારી કરી તેને મોગલ રિયાસતનો બાદશાહ બનાવવાની કોશિશ કરી રહેલ છે અને તેથી—"

"જૂઠ. બિલકુલ જૂઠ."

"એટલે ?"

"ગલત. તદ્દન ગલત. રાજપૂતોએ બાદશાહ સલામતની હજૂરમાં શાહજાદા સલામતને વફાદાર રહેવાના કસમ લીધા હોવા છતાં રાજપૂત જેવા બહાદર ને ટેકીલા સૂતેલા શેરોને–સિંહોને છંછેડી શા માટે આફતને હરગીઝ ખડી કરવાની કોશિશ કરો છો !" હિદાયતખાને જણાવ્યું.

"આફત ! આફત અને પરેશાની બલ્કે મુસ્કિલીને હું બિલકુલ પિછાનતો જ નથી. તમે બધા ગલત ખ્યાલમાં રહી મને ખતરામાં નાખવાની કોશિશ કરી રહ્યા છો, લેકીન હવે હું બિલકુલ તમારા દાવમાં ફસાવાનો નથી. હું કોજનો વડો છું. મારા ફરમાનને અમલમાં મૂકવું તે એક સિપેહસાલાર તરીકે તમારી ફરજ છે." આમ કહીને શાહજાદો પરવીઝ કરડી નજરે સિપેહસાલાર હિદાયતખાનની તરફ જોઇ રહ્યો.

"શાહજાદા સાહેબ! તમોને ધોખામાં નાખવાનો હરગીઝ ગુલામ ખેઆલ પણ કરે તેમ નથી લેકીન—"

"શું કહેવું છે?"

"એ જ કે જે પગલું ભરવું તે આજના કટોકટીના વખતમાં પૂરતી સાવચેતીથી ભરવાની જરૂરત છે."

"હિદાયતખાન! તમો એમ કહેવા માંગો છો કે બાદશાહ બાનુનો રૂક્કો કોઇ ચાલબાજીનો દાવ છે?"

"તેમ કહેવાની ગુલામની બિલકુલ મતલબ નથી લેકીન—"

"મને બાદશાહ બાનુના રૂક્કાપર પૂરતું યકીન છે અને તેથી હવે હું એક લબ્ઝ પણ વધારે સાંભળવા ઇચ્છતો નથી. ફરમાનને ફોરન અમલમાં મૂકવાની તજવીજ કરો."

હિદાયતખાન શાહજાદા પરવીઝને ખરી હકીકતથી વાકેફગાર બનાવવાની પૂરતી મુરાદ ધરાવતો હતો લેકીન શિરાઝી અને સનમની લહજ્જતમાં મશગૂલ રહેનાર શાહજાદો આજે તેનું બિલકુલ સાંભળે તેમ નથી તેવું શાહજાદાના બોલવાપરથી જણાઇ આવતાં એક પણ સુખન બોલ્યા વિના હિદાયતખાન શાહજાદાને કુર્નીશ બજાવીને ચાલ્યો ગયો. હિદાયતખાનના જવા પછી પાસે પડેલી અંગુરની શિરાઝીનો જામ ઉઠાવીને તે પીવામાં—તેની લહજ્જત ઉડાવવામાં શાહજાદો પરવીઝ મશગૂલ બની ગયો.

---

# પ્રકરણ અગિયારમુ

## દર્દે દિલ તો દે ચલે

"આગ્રાના શાહી રંગમહાલમાં નાચીઝ બાંદી મિસાલ જિંદગીના દિવસો પસાર કરતી—ખતમ કરતી મુમતાઝને બાદશાહબેગમ નુરજહાનની માનીતી અને જમણા હાથ જેવી નાદીરાની ફત્તેહપુર સીક્રીમાં ગુપચુપ રવાના કરી દેવામાં શું મકસદ હશે? નથી સમજાતું કે, આ જિંદગી અને જીવનની પાછળ કેવા પ્રકારના કાવાદાવા ખેલાઇ રહ્યા છે?

"શાહી રંગમહાલના કાવાદાવા, કાવતરા અને શેતરંજની રમતનું પ્યાદું બનાવી પોતાનો દાવ પોબાર પાડવાની મતલબથી તો નાદીરાએ આ પગલું નહિ ભર્યું હોય? દગાબાજી, કૂડકપટ કે છળપ્રપંચની આમાં બિલકુલ ગંધ નથી તેમ પાકપરવરદિગારના કસમ લઇને નાદીરાએ જણાવ્યું હોવા છતાં તેના પર શંકા કરવી તે હરગીઝ મુમકિન છે?"

આમ બોલતાં બોલતાં પોતાને ફત્તેહપુર સીક્રી મોકલવામાં નાદીરાની શું મકસદ છે તે જાણી લેવાની કોશિશમાં મુમતાઝમહાલ મશ્ગૂલ બની. કેટલોક સમય ખેઆલની દુનિયામાં સફર કરવા છતાં આ ગૂંચવાયેલા કોકડાનો ભેદ નહીં ઉકેલી શકતાં તેના દિલમાં સ્હેજ બેચેની—રંજ પયદા થયો કે તરત જ ગુલેલાલા મિસાલ તેના ખીલતા ચ્હેરા પર ચમકતી રોશની સ્હેજ ફિક્કી પડી. મુમતાઝમહાલના ગાલપરની રતાશ ઝાંખી પડી જતાં અને દિલમાં ફિક્ર પયદા થતાં જ તે ફરી બોલી:—

"નાદીરાના કહેવા પર યકીન રાખીને અહીઆં આવી તેથી તેની શેતરંજના પ્યાદાનું તો કામ મેં નહિ કર્યું હોય? પોતાનો હેતુ—મકસદ પાર પાડવા માટે જ મારો ઉપયોગ તો નહિ કરવામાં આવ્યો હોય? અને જો તેમ ન હોય તો બીજી કઈ મતલબ હોઈ શકે?" ખેઆલમાં ને ખેઆલમાં રમતી મુમતાઝમહાલ કાંઇ પણ નિશ્ચય પર આવી શકે તે પહેલાં જ બીજો ખેઆલ પયદા થતાં તેને કાંઇક સૂઝયું:—

"નહિ. તેવો ખ્યાલ કરવો બિલકુલ બેવજૂદ છે. નાદીરાએ આજસુધી મારી તરફ પ્રેમ અને લાગણીનો ધોધ વરસાવેલ છે. મારી જિંદગી અને સુખ-આરામ માટે હરગીઝ કાળજી રાખી છે. તેના માટે શંકા લાવવી તે મારા માટે મુમકિન છે ? હરગીઝ નહીં; નાદીરા તેના દિલમાં મારૂં ખરાબ કરવાનો ખ્યાલ પયદા કરે તેવી શંકા લાવવી તે પણ ગલત અને નાદીરાને ગયર ઇન્સાફ કરવા જેવું નથી ?

"બિલકુલ બેવજૂદ, તદ્દન ગલત. જો નાદીરાએ મને ફસાવવાની જ તરકીબ રચી હોય તો છેક ફત્તેહપુર સીક્રી જેટલે દૂર અને તે પણ ચુપચાપ કોઇપણ ઇન્સાનને મારા ન્હાસી જવાની ગંધ પણ ન આવે, તેવો ખ્યાલ પણ પયદા ન થાય તેટલી ચુપકિદીથી શા માટે મને રવાના કરી દે ? આગ્રાના શાહી રંગમહાલમાંથી ગુલ્શનમાં ગઇ હતી તે રાતના મને શા માટે ન ફસાવે ? એટલું તો મારે કબૂલ કરવું જ પડશે કે, આમ કરવામાં હરગીઝ કોઇ હેતુ તો છુપાયેલો છે જ, લેકીન નાદીરા મારી દુસ્મન નહીં બલ્કે દોસ્ત-મદદગાર હોવાનું મારૂં દિલ પોકાર પાડીને જણાવ્યા વિના નથી રહેતું."

આમ બોલતાં બોલતાં મુમતાઝમહાલ પાછી ખ્યાલમાં મશ્ગૂલ બની ગઇ. આફતાબ પોતાની રોશની સંકેલીને કૂચ કદમ કરી ગયો હોઇ માહતાબ પોતાના રૂપેરી કિરણોનું સામ્રાજ્ય જહાનપર જમાવવાની કોશિશ કરી રહ્યો હતો તેનો પણ ખ્યાલમાં મસ્ત બની ગયેલી મુમતાઝમહાલને બિલકુલ ખ્યાલ નહતો. મુમતાઝમહાલ હરગીઝ મસ્ત હતી. પોતાના જ ખ્યાલમાં આમ ખ્યાલની-દુનિયામાં જ ઘુમતી મુમતાઝમહાલના કાચની પૂતળી મિસાલ ચમકતા બદનપર માહતાબની રોશની પડતાં જ તે ચમકી ઊઠી અને માહતાબની રોશની તરફ કેટલોક વખત જોઇ રહ્યા પછી તે સ્વગત બોલીઃ—

"આસ્માનમાં માહતાબ જેટલા પૂરબ્હારમાં પોતાની રોશની ફેંકી રહ્યો છે, તેટલા જ પૂરબ્હારમાં શું મુમતાઝનું કિસ્મત નહીં ચમકી ઊઠે ? ચોક્કસ એક દિવસ એવો આવશે કે, મુમતાઝનું કિસ્મત પૂર-

બ્હારમાં ચમકી ઊઠશે તે માટે શંકા પયદા કરવી તે બિલકુલ ગલત છે. મારૂં દિલ બાપોકાર કરી રહેલ છે કે, મુમતાઝ ! આ માહતાબની રોશની મિસાલ તારૂં તકદીર ચમકી ઊઠવાનું તે બાબતમાં તું બિલકુલ નાહિંમત ન થતી.”

ઉપર મુજબના ખેઆલમાં રાચતી–રમતી મુમતાઝમહાલના ચશ્મો સ્હામે એકાએક શાહી ગુલ્શનમાં તેને મળેલા જવાનની તસ્વીર ખડી થઇ. શાહજાદા ખુર્રમનો ખેઆલ તેના દિલમાં પયદા થતાં જ તેને સ્હેજ દુઃખ પયદા થયું. આગ્રામાં શાહજાદો ખુર્રમ તેને નહિ જુએ તો તેના દિલમાં કેવો સંતાપ અને દર્દ પયદા થશે તેનો ખેઆલ આવતાં જ– પયદા થતાં જ શાહજાદા તરફની તેની મુહબ્બત હૈયે ચડી આવતાં મુમતાઝમહાલનું દિલ ગૂંગળાઇ જવા લાગ્યું. પળ બે પળ એક હરફ પણ તેના મ્હોંમાંથી નીકળી શક્યો નહિ અને તેથી બીજી જ પળે માહતાબ મિસાલ ચમકતી રૂપની રોશનીસમી મુમતાઝમહાલની ચશ્મોમાંથી આંસુ નીકળી પડયાં, છતાં પોતાના દિલને સખ્ત બનાવી આંસુ ટપકતી ચશ્મે તે વિચારવા લાગી:–

“મને નહિ જોતાં શાહજાદા સાહેબની કેવી કફોડી હાલત થશે ? તેના દિલમાં કેટલું દુઃખ પયદા થશે ? મને એકાએક ગૂમ થયેલી જોઇ મારા પર આફત આવી પડવાના ખેઆલથી શાહજાદા સાહેબના દિલમાં કેટલો બધો રંજ પયદા થયો હશે ?” આમ બોલતાં બોલતાં મુમતાઝ-મહાલ એકાએક અટકી ગઇ અને થોડો સમય ચુપ રહ્યા પછી બોલી:

“આ શું ? મારૂં દિલ તેના તરફ આટલું બધું કેમ ખેંચાય છે ? તેને અને મારે શું નિસ્બત છે ? તે આગ્રા અને દિલ્લીના તાજે-તખ્તના માલિકનો શાહજાદો છે ત્યારે હું લેકીન એક નાચીઝ ગુલામ બાંદી ! લેકીન ઇશ્ક અને મુહબ્બતમાં આવી જાતનો તફાવત હોઇ શકે ? બિલકુલ નહિ, કેવો ફુટડો નવજવાન છે ? તેના દિદાર મારી નજરે પડતાં જ મારૂં દિલ તેણે ચોરી લીધું છે. મારા જિગર પર તેની મનોહર–દિલચસ્પ તસ્વીરે કાબૂ જમાવ્યો છે અને તે જ ઘડીથી હું તેને મારૂં

દિલ આપી બેઠી હોય હવે તો મુમતાઝના દિલ, જવાની અને હુસ્નનો આ જહાનપર તે એક જ માલિક છે લેકીન—"

આમ બોલતાં બોલતાં મુમતાઝમહાલનો આવાઝ છેક રૂંધાઇ ગયો, તે એક પણ હરફ આગળ બોલી શકી નહિ. બીજી જ પળે શાહજાદા ખુર્રમની તસ્વીર તેની ચશ્મો પાસે ખડી થતાં જ તેના ચ્હેરાપર આછો મુસ્કેરાટ પયદા થયો. તેના દિલ પરનો કાબૂ ભૂલી જતાં તેનાથી બોલાઇ જવાયું:

"ખુદાપાક, આલમનો માલિક અમારી એક બીજાની મુહબ્બતના રંગે રંગાયેલા પંખીડાઓની કયારે મુલાકાત કરાવશે?" આમ બોલતાં બોલતાં શાહી ગુલ્શનમાં શાહજાદા ખુર્રમ સાથે થયેલી તેની પહેલી મુલાકાત તેની ચશ્મો પાસે ખડી થતાં જ, તેના ચ્હેરા પર ખુશાલીની રતાશ પયદા થતાં જ તેના સુરીલા આવાઝે તે ગાવા લાગી.

"ઢુંઢતી હું દિલ મેરા,
દિલકા પત્તા ના મીલે;
આશકોકી બાત જૂઠી,
દર્દે દિલ તો હે ચલે;
દ...દેં...દિ...લ...તો...હે...ચ...લે..."

× × × ×

હિન્દોસ્તાનના બાદશાહ જહાંગીરનો શાહજાદો હોવા છતાં જિંદગી બચાવવા ખાતિર આમ કયાં સુધી છુપાઇને દિવસો પસાર કરવા પડશે? જાનની સલામતીને ખાતિર ઔરત મિસાલ છુપાઇ રહેવું તે મારા જેવા નવજવાનને લાયક છે? હરગીઝ નહિ. મારી જિંદગી ભલે આફત—મુશ્કિલી અને પરેશાનીના ખતરામાં આવી પડે તેની મને હરગીઝ પરવાહ નથી, લેકીન હવે હું ફત્તેહપુર સીક્રીના ખંડિયેરમાં બિલકુલ છુપાઇ રહેવાને તૈયાર નથી." નાદીરાની સલાહ મુજબ આગ્રાના શાહી રંગમહાલમાંથી ન્હાસી આવેલો શાહજાદો ખુર્રમ બોલ્યો.

"માહતાબ કેવો પૂરબહારમાં ખીલી ઊઠયો છે ? માહતાબની આવી ખુશનુમા અને દિલચસ્પ રોશનીમાં આનંદની મહેફિલ નહિ ઉડાવતાં ફત્તેહપુર સીક્રીના ખંડિયેરોમાં મારે શા માટે છુપાઇ રહેવું જોઇએ ?" ઉપર મુજબના ખેઆલમાં શાહજાદો ખુર્રમ મસ્ત હતો તેવામાં એકાએક મુમતાઝમહાલની હુસ્નપુર તસ્વીર તેના ચસ્મો પાસે ખડી થતાં જ તે વાત કરવા લાગ્યો.

"ઇન્સાન કેટલો બધો પામર છે કે પોતાને જિંદગી અને જવાની આપી દેનારનો ખેઆલ કર્યા વિના તે જિંદગી બચાવવા ન્હાસી છૂટે છે ? શાહજાદો ખુર્રમ મોતની બીકથી આગ્રાનો શાહી રંગમહાલ છોડીને પલાયન કરી ગયાના સમાચાર મુમતાઝના કાને અથડાતાં તેના દિલમાં મારા માટે કેવો ખેઆલ પયદા થશે ?

"મુમતાઝ ! કાચની પૂતળી મિસાલ ચમકતી રૂપની રોશની ! તારૂં હુસ્ન અને તારી જવાની મારા દિલમાં ઘર જમાવી બેઠી છે. મારા જિગરનો આરામ કે ખુશાલી જે ગણું તે આ પરીસૂરત નાઝનીન જ છે. મારા દિલને મુમતાઝ ચોરી ગઇ હોવાથી હવે તે દિલપર મારો હરગીઝ કાબૂ નથી. જો મારૂં દિલ આજે કોઇના પણ કાબૂમાં હોય તો તે મુમતાઝના જ કાબૂમાં છે તેમ મને બાપોકાર જાહેર કરવાની ફર્જ પડે છે. મુમતાઝ મારી જિંદગી અને આરામ છે. મુમતાઝ વગર જીવવું એ મારા માટે હરગીઝ મુસ્કિલ છે."

આમ બોલતાં શાહજાદો ખુર્રમ સ્હેજ ઉશ્કેરાઇ ગયો. તેનો ચ્હેરો ઔર લાલ બન્યો અને બીજી જ પળે ફત્તેહપુર સીક્રીના ખંડિયેરોથી પૂરતો વાકેફગાર બનવાને માટે તે રવાના થઇ ગયો.

શાહજાદો ખુર્રમ ફત્તેહપુર સીક્રીનાં ખંડિયેરો જોતો જોતો અને આસ્માનમાં ચમકતી ચાંદનીની રોશનીમાં દિલને બહેલાવતો બહેલાવતો ચાલ્યો જતો હતો તેવામાં એકાએક દર્દનાક આવાઝે અને મુલાયમ તથા દિલચસ્પ સરોદે-સૂરે ગવાતા સંગીતનો આવાઝ તેના કાને અથડાયો. તે અજાયબ બન્યો અને બીજી જ પળે બોલ્યો:

"કેવો દિલચસ્પ અને દર્દનાક આવાઝ છે? દિલને મસ્ત બનાવી દે તેવા મધુરા સૂરે—આવાઝે કોણ સંગીતની મહેફિલ છેડતું હશે?"

ઉપરના સુખન શાહજાદા ખુર્રમના મ્હોંમાંથી બહાર નીકળી પડયા પછી તે જેમ જેમ સંગીતના સૂરમાં મસ્ત બનતો ગયો તેમ તેમ સંગીતના સૂર છેડતો આવાઝ તેની પીછાણનો હોય તેવો તેના દિલમાં ખેઆલ પયદા થતાં જ તે ફરી બોલ્યોઃ

"કેવો દિલપર કાબૂ જમાવે તેવો મિઠો આવાઝ છે? મારા કાન મને હરગીઝ દગો ન આપતા હોય તો આબાદ મુમતાઝના આવાઝને મળતો જ આવાઝ છે. મુમતાઝના સુરીલા ગળાનો તો આ આવાઝ નહિ હોય? લેકીન આગ્રાના શાહી રંગમહાલમાં વસનારી મુમતાઝનો આવાઝ ફત્તેહપુર સીક્રી જેવા વયરાન અને ખંડિયેર ગામમાં ક્યાંથી હોઈ શકે?"

હજુ આ સુખન શાહજાદા ખુર્રમે ભાગ્યે જ પૂરા કર્યાં હશે ત્યાં તો પલટાવી પલટાવીને સંગીતના સૂર છેડતી મુમતાઝના સુખન "દર્દે **દિલ તો દે ચલે, દે ચલે...**" શાહજાદા ખુર્રમના કાને પડયા.

"કમાલ, દર્દે દિલ તો દે ચલે. આ સુખન તો આબાદ મને જ લાગુ પડે છે, કારણ કે મુમતાઝ મારા દિલને ચોરી ગઇ છે લેકીન તેનો અને મારો ભેટો—મુલાકાત થવી આજના મુશ્કિલી અને આફતના વખતમાં હરગીઝ બની શકે તેમ નથી, લેકીન જિગર પર ઘર જમાવી દે તેવું સુંદર સંગીત રજૂ કરનાર એ કોણ છે, તેનાથી વાકેફગાર તો હરગીઝ બનવું જ જોઇએ."

આમ મક્કમ નિશ્ચય કરીને શાહજાદો ખુર્રમ સંગીતનો આવાઝ જે તરફથી આવતો હતો તે તરફ જવાને રવાના થઇ ગયો. શાહજાદો ખુર્રમ જેમ જેમ નજદિક જતો ગયો તેમ તેમ સંગીતનો આવાઝ વધુ સ્પષ્ટ—સાફ સાફ સંભળાવા લાગ્યો અને વધુ ને વધુ નજદિક આવતાં જ લોહચુંબક મિસાલ સંગીત તેના પર જાદુ જમાવવા લાગ્યું. સંગીત છેડનારના દિદાર જોવાની ખ્વાહિશ શાહજાદાના દિલમાં પયદા

થઇ અને તેથી તે મધુરા આવાઝે સંગીત છેડનારની છેક નજદિક આવી પહોંચ્યો અને જોયું તો માહતાબની ચમકતી રોશનીમાં તેણે એક નવજવાન પરીસૂરત નાઝનીનને મસ્ત બનીને સંગીતના સૂર છેડતી જોઇ. આ નવજવાન નાઝનીનને જોતાં જ તે તેના દિલ પર કાબૂ રાખી શકયો નહીં. મુમતાઝમહાલની યાદ તેને સતાવવા લાગી અને તેથી પરેશાન દિલે તે મોટેથી બોલ્યો:

"કમનસીબ ખુર્રમ! બેહિસ્તની હૂર મિસાલ રૂપની રોશની નીતારતી મુમતાઝની ગોદમાં ખુશાલી અને આરામ નહિ લખાયા હોય, નહીંતર જવાનીમાં મસ્ત એવી તારા દિલની મલ્કાને કોઇ પણ જાતથી વાકેફગાર બનાવ્યા વિના તું ન્હાસી છૂટે? તારા જ ખેઆલ અને મુહબ્બતમાં દિલ વેચી ચુકેલી લડકીની શી હાલત હશે?" આમ બોલતાં બોલતાં તેની ચશ્મમાંથી આંસુ ટપકી પડયું.

લેકીન બીજી જ પળે દિલપર કાબૂ રાખી રાતના વખતે ફત્તેહપુર સીક્રીના ખંડિયરોને સંગીતના આવાઝથી બહેલાવી મુકનાર નવજવાન નાઝનીન કોણ હશે અને પોતાની કઇ મતલબ પાર પાડવા માટે સંગીતનો આવાઝ છેડતી હશે તેનો ખેઆલ શાહજાદા ખુર્રમના દિલમાં પયદા થતાં જ તેના દિદાર જોવાની તમન્ના પણ પયદા થઇ અને તેથી ખુશાલીમાં આવી જતાં તેણે તેના તરફ દોટ મૂકી.

શાહજાદો ખુર્રમ સંગીતના દિલને બહેલાવી મસ્ત બનાવી દે તેવા સૂર છેડતી નવજવાન નાઝનીનની છેક નજદિક આવી પહોંચ્યો હતો લેકીન તે કાચની પૂતળી મિસાલ ચમકતી નાઝનીનને બિલકુલ ખેઆલ ન હતો કે જેની મુહબ્બતમાં તે હિજરાયા કરે છે—જેના દિદાર જોવાને તે હરગીઝ તલસી રહી છે, તે તેના દિલનો માલિક શાહજાદો ખુર્રમ છેક તેની નજદિક જ આવી પહોંચ્યો છે. શાહજાદા ખુર્રમે જ્યારે છેક નજદિક આવતાં દિલના તાર ઝણઝણાવી દે તેવા મિઠા આવાઝે સંગીત છેડતી નાઝનીન તરફ તેણે એક ખેઆલથી બારીક ચશ્મોએ નજર ફેંકી તો તેને પક્કી ખાત્રી થઇ કે, આ પરીસૂરત લડકી, મધુરા આવાઝે

સંગીતનો આનંદ લૂંટી ફત્તેહપુર સીક્રીના વાતાવરણમાં ખુશાલી
મિશ્રી ખુશ્બુ ફેલાવનારી નાઝનીન બીજી કોઇ નહીં લેકીન તેના દિ
ધર જમાની બેઠેલી મુમતાઝમહાલ જ હતી.

મુમતાઝમહાલને જોતાં જ તેના દિલમાં આનંદ અને ખુશ
પયદા થઇ. તે કૂદ્યો અને બીજી જ પળે અગનચબીમાં ગરક બની
સંગીતના સૂર છેડવામાં મસ્ત બનેલી મુમતાઝમહાલની છેક નજ
જઇ તેનો ખભો હલાવતાં શાહજાદો ખુર્રમ બોલી ઊઠ્યો.

"મુમતાઝ! તું અહીંઆ? આગ્રાનો શાહી રંગમહાલ છો
ફત્તેહપુર સીક્રીના વયરાન ખંડિયેરોમાં?"

"અને શાહજાદા સાહેબ!" મુમતાઝમહાલનું દિલ શાહ
ખુર્રમને જોતાંજ આનંદમાં નાચી ઊઠતાં-તેના દિલમાં ખુશાલી
થતાં શાહજાદા ખુર્રમની ડોકે વળગી પડતાં આ ઉપરાંત એક
વધારે સુખન તે કાઢી શકી નહિ.

"મુમતાઝ! મારા દિલના આરામ! તું અહીં કયાંથી?"

"ખુદાપાકની મહેરબાની છે કે, મારે તમારી મુહબ્બતને દિ
સંઘરીને આપના દિદારના દર્શન માટે વધુ વખત દિજરાયા
પડયું નથી."

"આલમનો માલિક બડો રહમદાર છે." આમ કહીને મુમ
મહાલના ચશ્મોની રોશનીમાં પાગલ બની ગયેલા શાહજાદા ખુ
મુમતાઝ મહાલને પોતાની ગોદમાં જકડી અને તેના પરવાળા મિ
લબપર ચુંબનની મ્હોર મારી. તેવામાં કાંઇક આવાઝ આ
મુમતાઝમહાલ ચમકી અને ખડી થઇ ગઇ.

"મુમતાઝ! મારા દિલની મલ્કા! શાહજાદા ખુર્રમની હાજ
બિલકુલ ડરવાની જરૂરત નથી." આમ કહીને ચાંદની મિસાલ નીત
મુમતાઝમહાલના હુસ્નને એકી ટસે જોવામાં શાહજાદો ખુર્રમ મ
બની ગયો.



ફુઝલા ખુર્રમે મુમતાઝનો હાથ પોતાના હાથમાં લઇ તેને પૂરા જોરથી ગોદમાં જકડી. પૃ ૮૯

એકાએક બન્ને આશકમાશુકનો ભેટો થઇ જતાં બન્ને એક બીજાના ચશ્મોમાં મુહબ્બત અને સહાનુભૂતિ વાંચવામાં મસ્ત બની ગયાં હતાં લેકીન બેહિસ્તની હૂર મિસાલ પોતાના હુસ્નથી આલમને અજવાળતી મુમતાઝમહાલના બદનમાંથી ટપકતી રોશનીનો માર શાહજાદો ખુર્રમ વધુ વખત સહન કરી શકયો નહીં અને તેથી તેણે કમળની દાંડી મિસાલ મુલાયમ અને નાજૂક મુમતાઝમહાલનો હાથ પોતાના હાથમાં લઇ તેને પૂરાનોરથી પોતાની ગોદમાં જકડી અને તેના ગુલે અનાર મિસાલ લબ પર લબ મીલાવતાં શાહજાદા ખુર્રમે ગાયું.

"દ...ર...અ...દે દિલ તો દે ચ...લે..."

---

## પ્રકરણ બારમું

### ચકમક

"બાદશાહ બાનુ નુરજહાનના ફરમાન મુજબ આપે કિલ્લેદારીનો અખત્યાર મને સોંપ્યો તે માટે આપનો સદહજાર અહેસાન માનું છું લેકીન હું કિલ્લાથી બિલકુલ બેવાકેફગાર હોવાથી કેટલીક માહિતી આપશો તેવી મારી આપને આરજુ છે." આમ કહીને સલાબતખાન કિલ્લેદાર રસુલખાનના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"શાહી ફરમાનને તાબે થવું તે હરેક સીપાહીની ફર્જ હોઇ તેમાં અહેશાનમંદ બનવાની બિલકુલ જરૂર હોય તેમ હું માની શકતો નથી લેકીન આપ કઇ બિનાથી વાકેફગાર બનવાની તમન્ના ધરાવો છો ?" કિલ્લેદાર રસુલખાને નવા કિલ્લેદારના દિલની ખ્વાહિશ જાણવાના હેતુથી પૂછ્યું.

"શાહજાદા ખુશરૂને તમો એ કિલ્લામાં કયાં રાખેલ છે ?"

"શું કહ્યું ?" રસુલખાને પૂછયું.

"શાહજાદા સાહેબને કયા ઠેકાણે રાખવામાં આવ્યા છે ?"

"શાહજાદા સાહેબ !" અજાયબીમાં મશ્ગૂલ થતાં રસુલખાને પૂછ્યું.

"અલબત્ત હું તમોને જે હકીકત પૂછું છું તે શાહજાદા મુરાદ માટેની છે. શું તેઓ ગ્વાલિયરના કિલ્લામાં કયદ નથી ?"

"હરગીઝ નહિ." કિલ્લેદાર રસુલખાને ઠંડે કલેજે જવાબ આપ્યો.

"એટલે ?"

"બીજું શું ? તમો શું કહેવાની ખ્વાહિશ ધરાવો છો તે બિલકુલ મારા ખેઆલમાં આવી શકતું નથી."

"શહેનશાહ સલામતના હુકમ-ફરમાન મુજબ શાહજાદા સાહેબ ગ્વાલિયરના કિલ્લામાં કયદ નથી ?" સલાબતખાને સ્હેજ ગરમ થઇ જતાં પૂછ્યું.

"સલાબતખાન ! તેમાં ગરમ થવાની હરગીઝ જરૂરત નથી. તમો અને હું બન્ને દિલ્લી અને આગ્રાની રિયાસતના માલિકના નાચીઝ ગુલામ છીએ અને તેનું ફરમાન હરગીઝ અમલમાં મૂકવું તે આપણી બન્નેની ફરજ નથી ?" કિલ્લેદાર રસુલખાને સલાબતખાન તરફ વેધક નજર ફેંકતાં જોયું.

"હરગીઝ બાદશાહ સલામતના હુકમને શરપર ચડાવી અમલ કરવો અને જિંદગીના જોખમે પણ શહેનશાહ સલામતનું ફરમાન અમલમાં મૂકવું તે ગુલામ તરીકેની આપણી ફરજ છે."

"તો મેં મારી ફરજ અદા કરવા સિવાય બિલકુલ કાંઇ કર્યું નથી." કિલ્લેદાર રસુલખાને સલાબતખાનના ચ્હેરા પરથી તેના દિલની મુરાદ જાણી લેવાની કોશિશ કરતાં કહ્યું.

"રસુલખાન સાહેબ ! હું તમારા કહેવાની મતલબ હજુ બિલકુલ સમજી શકતો નથી."

"મોગલ સલ્તનતના માલિકના ફરમાન મુજબ મેં શાહજાદા સાહેબને ગ્વાલિયરના કિલ્લામાં કયદ રાખ્યા હતા અને તેવી જ રીતે તેમના હુકમને તાબે થઇને મેં તેમને છૂટા કરીને આગ્રા તરફ રવાના કરી દીધા છે અને તેની સાબિતી માટે આ શાહી રૂક્કો મોજૂદ છે." આમ કહીને કિલ્લેદાર રસુલખાને સલાબતખાનના હાથમાં શાહી રૂક્કો મૂકયો.

"કિલ્લેદાર સાહેબ ! આપે બિલકુલ વ્યાજબી કર્યું છે. મોગલ તાજેતખ્તના માલિકનો હુકમ અમલમાં મૂકવો તે આપણી સૌ કોઇની ફરજ છે લેકીન—" સલાબતખાન આગળ બોલતાં અટકી ગયો.

"અટકી શા માટે ગયા ? જે હકીકત જણાવવી હોય તે બેલાશક શા માટે જણાવતા નથી ?"

"શાહજાદા સાહેબ સીધા બાદશાહ સલામતની હજૂરમાં જઇ પહોંચશે તે પર તમે યકીન રાખી શકો છો ?" શાહજાદા ખુશરૂ વિશે જે કાંઇ હકીકત કિલ્લેદાર જાણતો હોય તે મેળવી લેવાના હેતુ–ઇરાદાથી સલાબતખાને પૂછ્યું.

"બાદશાહ સલામતના ફરમાનને અમલમાં મૂકવું તે મારી ફરજ છે અને તમોને તેમાં કાંઇ શંકા જેવું જણાય છે ? એ તો ઇન્સાનનો સ્વભાવ છે કે લાંબા વખતથી દૂર રહ્યો હોય તે માનવી તક મળતાં જ પોતાના સગાંવ્હાલાંને મળવાને સૌથી પહેલો દોડી જાય છે, ખરૂંને ખાનસાહેબ ?" સલાબતખાન જે હકીકત રસુલખાન પાસેથી કઢાવવા ઇચ્છતો હતો તે અનાયાસે તેના જ મ્હોંમાંથી નીકળી પડે તેવી રીતે રસુલખાને સલાબતખાનને પ્રશ્ન કર્યો.

"તમારો ખેઆલ બિલકુલ વ્યાજબી છે."

"તો પછી ગયર વ્યાજબી શું છે ?" તુરત જ રસુલખાને પૂછ્યું.

"સલામુ આલેકુમ, આપની હું હિફાઝત ચાહું છું." આમ કહીને રસુલખાનની મુસાફરી તેને સુખરૂપ નીવડે તેમ સલાબતખાને જણાવ્યું.

"વાલેકુમ અસ્સલામ, હું એક બે ઘંટાના આરામ પછી અહીંઆથી ઊપડી જવાની ખ્વાહિશ ધરાવું છું." આમ કહીને રસુલખાને સલાબતખાન સાથે હાથ મીલાવ્યા અને સલાબતખાનને તેમના રહેવાના મકાન તરફ લઇ જવાનો ગુલામને હુકમ કર્યો.

સલાબતખાનના જવા પછી સલાબતખાન તેની મકસદમાં ન ફાવી શકયો હોવાથી રસુલખાન ખડખડાટ હસી પડયો અને બીજી જ પળે મોટા આવાઝે બોલી ઊઠયો: "બેવકૂફ ! મને બનાવવાની કોશિશ કરતો

હતો. રસુલખાન પાસેથી હકીકત જાણી લેવી તે કાંઇ બચ્ચાની રમત છે ?" આમ બોલતાં બોલતાં રસુલખાનના દિમાગમાં કાંઇક ખેઆલ પયદા થતાં તે તેમાં મશગૂલ બની ગયો અને કેટલાક વખત પસાર થઇ ગયા પછી તે ફરીથી બોલ્યો:

"આટલા વખતમાં તો શાહજાદા સાહેબ લાંબી મંઝિલ કાપી ગયા હશે. પકડાઇ જવાની બિલકુલ દેહશત–ભય ઊભો થાય તેમ હરગીઝ જણાતું નથી, લેકીન મારે તેની મદદ માટે ફોરન રવાના થઇ જવું જોઇએ. સલાબતખાન બાદશાહ બેગમના ફરમાનને અમલમાં મૂકવા કંઇ પણ કાવાદાવા–શેતરંજની રમત રમવાનું શરૂ નહિ કરી દે તેનો ખેઆલ કરવો મુનાસીબ નથી. હકીકત આમ હોવાથી ફોરન મારે રવાના થઇ જવું જોઇએ." આમ કહીને કિલ્લેદાર રસુલખાન ફોરન ખડો થઇ ગયો અને પોતાના ઘોડાપર સ્વાર બનીને આગ્રા તરફ જવાને રવાના થયો.

"કિલ્લેદાર રસુલખાન પાસેથી બાતમી મેળવવાનો બિલકુલ સંભવ નથી. બાદશાહ બાનુ નુરજહાનના ફરમાનને અમલમાં મૂકવામાં ન આવે અગર તો ઢીલ થાય તો મારી જાન સલામત નથી. હવે મારે શું કરવું ?" શાહજાદા ખુશરૂ માટે મોગલ સલ્તનતની મલ્કાએ આપેલો હુકમ કેવી રીતે અમલમાં મૂકવો તેના ખેઆલમાં જ મસ્ત બનેલો સલાબતખાન વિચારવા લાગ્યો.

"એ જ રસ્તો વધારે સલામત છે અને તેમ કરવાથી જ જાન પર આવેલી આફત દૂર કરી શકાય તેમ છે. શાહજાદા ખુશરૂ આગ્રાના શાહી રંગમહાલમાં પહોંચી જાય તે પહેલાં જ તેને રસ્તામાં બંદીવાન બનાવીને ગ્વાલિયરના કિલ્લાની દિવાલો પાછળ ફરી ધકેલી મૂકવો જોઇએ અને પછી બાદશાહબાનુ જે ફરમાવે તે મુજબ તેનું કિસ્મત ઘડી નાખવું તે જ મારા માટે વધુ ફાયદાકારક છે." આમ બોલતાં બોલતાં તે એકાએક ઊભો થઇ ગયો લેકીન પક્કા નિર્ણય પર નહીં આવતાં આમતેમ ટહેલવા લાગ્યો.

થોડો વખત ઉપર મુજબના ખેઆલમાં પસાર કર્યા પછી શાહજાદા ખુશરૂને આગ્રા જતાં રસ્તામાં જ પકડી પાડવો તે વધુ બિનજોખમી અને સલામત રસ્તો છે, તેવો ખેઆલ દિલમાં પયદા થતાં જ તેણે ગુલામને ઘોડો તૈયાર કરવાનું ફરમાન આપ્યું અને બીજી જ પળે ઘોડા પર સ્વાર બનીને આગ્રાના માર્ગ તરફ જતા રસ્તે ઘોડાને મારી મૂક્યો.

ગ્વાલિયરના કિલ્લામાંથી એટલે કે દોજખમાંથી જીવતો જિન્દા બહાર નીકળ્યો હોવાથી–જિન્દા આફતાબના સુન્હરી કિરણો જોવાને મળ્યા હોવાથી શાહજાદા ખુશરૂની ખુશાલીનો પાર ન હતો. તે આલમના માલિક પાકપરવરદિગાર અને કિલ્લેદાર રસુલખાનનો એહશાન માનતો અને ખુદાના શુક્ર ગુજારતો પૂર ઝડપે મંઝિલ કાપી રહ્યો હતો તેવામાં એકાએક તેના કાને ઘોડાના ડાબડાનો આવાઝ પડયો. તે ચમકી ઊઠયો. પળ એકમાં મઓતને તેની ચશ્મો પાસે ખડું થયેલું જોયું કે, તુરત જ આરામથી જીવવાની, પોતાની મા અને ઔરત–સ્ત્રી–બીબીને મળવાને તલસી રહેલા શાહજાદાના દિલની ઉમ્મીદ હવામાં ઊડી ગઇ. તે બોલી ઊઠયો.

"કયાં જાઉં ? કયાં છુપાઉં ? મઓતથી હું હરગીઝ દૂર ન્હાસું છું લેકીન તે મારો પીછો છોડતું નથી. મોગલ સલ્તનતના આધાર જેવા રાજા માનસિંહનો ભાણેજ, અંબરકુમારી રેવા—શાહી બેગમનો બેટો હોવા છતાં મારી જિંદગી સલામત છે ? હરગીઝ નહિ. એ કાતિલ–ખૂની રૂપની રોશની ફેંકતી નુરજહાન મારો ટોટો પીસી નાંખવા–મને ખતમ બનાવી દેવાની ઉમ્મીદ ધરાવે છે. જ્યાં સુધી હું આલમ પર જિન્દા છું, મારા બદનમાં ખૂન વહે છે ત્યાં સુધી તેના દિલની મુરાદ બિલકુલ બર આવે તેમ નથી. હું ગમે ત્યાં ન્હાસી જાઉં ત્યાંથી મને પકડી મંગાવી–મને બંદીવાન બનાવી મંગાવશે અને એ મારા ખૂનની તરસી રાક્ષસી મારી કત્લ–મારૂં ખૂન રેડયા વિના હરગીઝ જંપશે નહિ–તેના દિલને આરામ મળશે નહિ." આમ બોલતાં બોલતાં શાહજાદો ખુશરૂ ખેઆલમાં મશ્ગૂલ બની ગયો.

"મર્દની જિંદગી જ આફત અને પરેશાનીમાં મુકાય છે અને હું મર્દ છું તેથી આવી પડનારી આફતની સ્હામે ઝઝૂમવાને મારે હરગીઝ તૈયાર થવું જોઇએ. જલ્લાદની શમશીર કે ઝેરનો જામ નાખુશી હોવા છતાં ગટગટાવી જિંદગી ખતમ કરવી તેના કરતાં શમશીરના ખેલ ખેલી બહાદૂરી ભર્યા મઓતને તાબે થવું વધારે ઉત્તમ નથી ? મોગલ રિયાસતના તાજોતખ્તપર શહેનશાહ જહાંગીરના વલીઅહદ તરીકે તેનો સૌથી મોટો બેટો હોવાને લીધે મારો પહેલો હક્ક છે અને તેથી જાન મુશ્કિલી અને આફતમાં આવી પડે તો પણ શું ? લેકીન નામર્દ હીચકારાની માફક મઓતના ડરથી છુપાઇ જઇને જિંદગી સલામત રાખવાને—મારી જાન બચાવવાને હું હરગીઝ તૈયાર નથી—આવી નમાલી રીત વાપરી જિંદગીને બચાવવાની તમન્ના ધરાવવી તેના કરતાં મઓતની મુલાકાત માંગવી સદહજાર દરજ્જે ઉત્તમ નથી ?" આમ કહીને લગામ ખેંચીને પૂરપાટ દોડયે જતા ઘોડાને તેણે અટકાવ્યો અને રસ્તો રોકીને આવનારનો મુકાબલો કરવાને શમશીર ખેંચીને ઊભો રહ્યો.

બીજી જ પળે એકાએક એક ઘોડેસ્વાર પૂર ઝડપે ઘોડો દોડાવતો ત્યાં આવી પહોંચ્યો. આફતાબના આછા અજવાળામાં તેને બરાબર પીછાની નહિ શકવાથી શાહજાદો ખુશરૂ શમશીર લઇને તેના પર કૂદી પડવાને તૈયાર થયો તેવામાં તેની નજર ઘોડેસ્વારના ચ્હેરા પર પડી. તે ચમકયો—તેની અજાયબીનો પાર ન રહ્યો અને બીજી જ પળે ઘોડાને પાછો હઠાવતાં અજાયબીમાં ગરક બની જતાં તે બોલી ઊઠયો.

"કોણ ! કિલ્લેદાર રસુલખાન ? ગ્વાલિયરનો કિલ્લો છોડીને આ વખતે અહીંઆં ?"

"શાહજાદા સાહેબ ! ફોરન આગ્રા તરફ રવાના થઇ જાવ. બાદશાહ-બેગમ નુરજહાનનો અફસર સલાબતખાન આપને કયદ બનાવી એક વખત ફરીથી ગ્વાલિયરના દોજખ મિસાલ કિલ્લામાં તમોને કાયમને માટે દાટી દેવાને, ખતમ કરી નાખવાને પૂર ઝડપથી મજલ કાપતો આ તરફ આવી રહ્યો છે." આમ કહીને ગ્વાલિયરનો કિલ્લેદાર રસુલખાન શાહજાદા ખુશરૂના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"પરવાહ નહિ. રસુલખાન સાહેબ ! સલાબતખાન જંગી લડવૈયો છે તો તમે તેનાથી ક્યાં કમ છો. ખુદાપાકના સદહજાર અહેશાન ઉતરજો આપના પર કે, આવા કટોકટીના–અણીના મામલામાં કોઇ પણ જાતની તમન્ના કે ખ્વાહિશ વિના લેકીન ઇન્સાનીયત ખાતિર મારા મદદગાર બનવાને તમે આવી પહોંચ્યા છો. તમોને મારી મદદે આવવાની તમારા દિલમાં ખ્વાહિશ પયદા કરનાર આલમના માલિકની આ રમતમાં પણ શું કરામત–દાવપેચ હશે તે જાણવાની કોની તાકાત છે?

"પાકપરવરદિગારની રમતને કોઇ પીછાની શક્યું છે? તે મર્દ જંગેબહાદૂર સિપાહી છે તો આપણે ક્યાં નાજૂક ઔરત છીએ? શું શમશીરના દાવ ખેલતાં તેને એકને જ આવડે છે અને બીજાઓ નથી જાણતા? તેને બાખુશીથી બિલકુલ ફિક્રમંદ બન્યા વિના મને બંદીવાન બનાવવા આવવા દો. મોગલ સલ્તનતના માલિકના વલીઅહદ ખુશરૂને કયદ બનાવવો તે હરગીઝ બચ્ચાની રમત નથી તેનાથી સલાબતખાનને પૂરતો વાકેફગાર બનાવવાની હું મારા દિલમાં તમન્ના–મુરાદ ધરાવું છું." આમ કહીને શાહજાદા ખુશરૂએ આસ્માન તરફ નજર ફેંકી.

શાહજાદા ખુશરૂના ઉપર મુજબના સુખન કિલ્લેદાર રસુલખાનના કાને પડતાં જ કિલ્લેદારનું દિલ ભરાઇ આવ્યું. પાકપરવરદિગાર શાહજાદા ખુશરૂને લાંબી ઉમ્મર બખ્શે તેવી દિલથી તેને દુવા આપી અને બીજી જ પળે શાહજાદા ખુશરૂના ઘોડાની આગળ પોતાનો ઘોડો રાખીને ગ્વાલિયરનો માર્ગ રોકીને તે ખડો રહ્યો અને શાહજાદા ખુશરૂના દિલની હાલતથી વાકીફગાર બનવા તેના ચહેરા તરફ જોઇ રહ્યો.

"કિલ્લેદાર સાહેબ! શેના ખેઆલમાં મશ્ગૂલ–મસ્ત છો?"

"શાહજાદા સાહેબ, સલાબતખાન, બાદશાહ બેગમ અને ગ્વાલિયરના કિલ્લાના." રસુલખાને જવાબ આપ્યો.

"લેકીન—"

"કેમ અટકી ગયા. મારા માલિક! ગુલામથી બિલકુલ ડરવાની જરૂરત નથી. તમારી જાન બચાવવા આ નાચીઝ ગુલામ તેની જિંદગી કુરબાન કરવાને પણ હરગીઝ તૈયાર છે."

"સદહજાર અહેશાન ગુજારૂં છું પાકપરવરદિગારના કે, તમારા જેવો ખુલ્લા દિલનો મદદગાર મને મળી ગયો."

ગ્વાલિયરનો કિલ્લેદાર રસુલખાન તથા શાહજાદો ખુશરૂ ઉપર મુજબની વાતચીતમાં મશ્ગૂલ હતા તેવામાં શાહજાદાને બંદીવાન બનાવી ગ્વાલિયર લઇ જવાની ઉમ્મીદ ધરાવતો અને તેના જ ખેઆલમાં મસ્ત બનેલો સલાબતખાન, શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાંથી એકલો જ ન્હાસી છૂટયો હોવાથી તેને મદદ કરે તેમ કોઇ નહિ હોવાથી ઘણી જ આસાનીથી તેને કયદ કરી શકાશે એવા જ ખેઆલમાં રમતો, કિલ્લેદાર રસુલખાન જ્યાં માર્ગ રોકીને ઊભો હતો ત્યાં મારતે ઘોડે આવી પહોંચ્યો. એકલા શાહજાદા ખુશરૂને બદલે તેણે રસુલખાન અને ખુશરૂ બન્નેને જોયા. બન્નેપર પોતાની નજર પડતાં જ સલાબતખાનના ચ્હેરા-પર સ્હેજ સખ્તાઇ આવી અને બીજી જ પળે તેનો ચ્હેરો અંગાર મિસાલ લાલ બની ગયો. તે ગુસ્સાભર્યા આવાઝે બોલી ઉઠયો.

"કિલ્લેદાર રસુલખાન! મોગલ સલ્તનતની મહેકા બાદશાહ બાનુ નુરજહાનના ફરમાન મુજબ હું તમોને હુકમ કરૂં છું કે, ફોરન તમો મારા રસ્તામાંથી હઠી જાવ અને ગ્વાલિયરના કિલ્લામાંથી ન્હાસી છૂટેલા રાજ કયદીને બંદીવાન બનાવવામાં મને પૂરતા મદદગાર બનો."

"અને હું તેમ ન કરૂં તો?" રસુલખાને પુછ્યું.

"શાહી ફરમાનના ભંગના ગુન્હેગાર થશો અને શાહી ફરમાનની સ્હામે થવાથી તેનું કેવું પરિણામ આવે છે તેનાથી તમો ગ્વાલિયરના એક વખતના કિલ્લેદાર હોવાથી પૂરતા વાકીફગાર છો. ચાલો ફોરન હુકમને અમલમાં મૂકો, નહિતર હુકમને બેવફા નીવડવાથી મારે લાચારી સાથે તમોને પણ કયદ કરવા પડશે." કિલ્લેદાર રસુલખાનને દમદાટી આપવાની કોશિશ કરતાં સલાબતખાને કહ્યું.

"કિલ્લેદાર સાહેબ ! તો પછી ભલે તમે પણ મર્દના ઘા એક વખત ચાખી લ્યો. લેકીન એટલું હરગીઝ ન ભૂલી જતા કે, હુસ્નપુર નાઝનીનોની ગોદમાં પડ્યા પડ્યા ઇસ્તંબોલી શિરાઝીના જામ અહીંઆ ઉડાવવાના નથી; શમશીરના ખેલ ખેલવાના છે, મઓત સાથે ભેટવાનું છે. મારા બદનમાં જ્યાં સુધી ખૂન વહેતું હશે ત્યાં સુધી શાહજાદા સાહેબની તરફ કરડી ચશ્મે નજર ફેંકનારને ચશ્મોથી તારાઝ બનાવવાની તાકાત આ ગુલામ ધરાવે છે." આમ કહીને સલાબતખાન કેવી જાતનો રસ્તો લે છે તે જોવા માટે રસુલખાન તેની તરફ જોઇ રહ્યો.

"બાદશાહબાનુનું ફરમાન તમોને મંજૂર નથી ?"

"હરગીઝ નહિ. રાજદ્વારી શેતરંજનું રમકડું બનવાને હું બિલકુલ તૈયાર નથી. આગ્રાના શાહી રંગમહાલમાં ખેલાતી કાવાદાવાની શેતરંજ મને હિન્દોસ્તાનના બાદશાહ શહેનશાહ જહાંગીરના હુકમ સિવાય બીજા કોઇના પણ હુકમને તાબે થવાની મના કરે છે અને તેથી—"

"તો પછી શમશીર સાથે મુકાબલો કરવો પડશે." આમ કહીને સલાબતખાને શમશીર ખેંચી.

"મુકાબલા માટે હું હરગીઝ તૈયાર જ છું." આમ બોલતાં જ કિલ્લેદાર રસુલખાને પણ તેની કમરે લટકતી શમશીરને મ્યાનમાંથી ખેંચી કાઢી.

"બાદશાહબેગમનું ફરમાન........" સલાબતખાન તેનું આ વાક્ય ખતમ કરે તે પહેલાં તો શાહજાદો ખુશરૂ પોતાની તલ્વાર-શમશીર લઇને સલાબતખાન પર ભુખ્યો સિંહ ઘેટાપર ત્રાપ મારીને તૂટી પડે તેમ તુટી પડતાં બોલી ઊઠયો.

"બાદશાહબેગમનું ફરમાન એકવાર નહીં લેકીન હજાર વાર કબુલ મંજૂર નથી." આમ કહીને શાહજાદા ખુશરૂએ શમશીરનો ઘા સલાબતખાનની પીઠપર જોરથી કર્યો.

શમશીરના દાવ ખેલવાની શાહજાદા ખુશરૂએ કરેલી શરૂઆતે તલ્વારબાજીના દાવનો અખાડો જમાવ્યો. શાહજાદા ખુશરૂ અને રસુલ-ખાનને મ્હાત કરવા સલાબતખાન પૂરાતોરથી શમશીરના દાવ ખેલવા

લાગ્યો લેકીન સલાબતખાનની શાહજાદા ખુશરૂને બંદીવાન બનાવી ગ્વાલિયરના કિલ્લા તરફ રાજ કયદી તરીકે લઇ જવાની ઉમ્મીદ હરગીઝ બર ન આવી. જાનપર ખેલતા બે શમશીરબાજો સાથેના શમશીરના દાવમાં સલાબતખાનની હાર થઇ. જેને પોતે કયદી બનાવવા આવ્યો હતો તેના જ હાથમાં તે સપડાઇ ગયો.

બીજી જ પળે કિલ્લેદાર રસુલખાન તથા શાહજાદા ખુશરૂએ બાદશાહ બેગમના ગ્વાલિયરના કિલ્લેદાર સલાબતખાનના હાથ પગ મજબૂત દોરીથી બાંધી દીધા અને તેને તેવી જ હાલતમાં પડયો રહેવા દઇને હવે કોઇ પણ જાતનો ડર કે આફત નહિ હોવા છતાં સાવચેતી ખાતિર બન્નેએ આગ્રા તરફ જવા માટે ઘોડાને મારી મુકયા.

---

# પ્રકરણ તેરમું

## મા દીકરી

“**ઐયશ, આરામ અને લહુજજતની ચીઝ** છોડી મયદાને જંગમાં રવાના થવું તે મારા જેવા દિલ્હી અને આગ્રાની રિયાસતના માલિકના શાહજાદા માટે બેહુદું નથી? નુરેનઝર રોશન! તારા બદનમાંથી ઝરતા રૂપ–હુસ્ન અને જવાનીનું પાન કરી જિંદગીની લહુજજત લુંટવાને બદલે તારી અમ્મા–બાદશાહબેગમ નુરજહાન આજે મને બળજબરીથી મયદાને જંગમાં તલ્વાર–શમશીર ચલાવવાને લઇ જાય છે ને...”

શાહજાદો શહેરિયાર તેનું વાકય ખતમ કરે તે પહેલાં તો રોશનના કાતિલ ચશ્મોમાંથી નીકળતી રોશનીમાં તે પાગલ બની ગયો. બીજી જ પળે રોશનનો ગુલછડી મિસાલ મુલાયમ હાથ પોતાના હાથમાં લઇને તેને પોતાની ગોદમાં જકડી અને માહતાબની રોશની મિસાલ ચમકતા રોશનના ચ્હેરાપર—ગુલે ગુલાબી ગાલપર રોશનની હડપચી સ્હેજ ઊંચી કરીને બોસો—ચુંબન કર્યું.

રોશનના દિલમાં ખુશાલી–આનંદ ઉછાળા મારી રહ્યો હતો. શાહજાદા શહેરિયારની ગોદમાં પડયા પડયા તે બેહિસ્તનો આનંદ લૂંટી રહી હતી તેવામાં શાહજાદા શહેરિયારે તેને પૂછયું.

"રોશન! જાનેજિગર! તું શું પસંદ કરે છે? અયશ આરામની લહજ્જત કે મયદાને જંગમાં શમશીરના દાવ?"

"શમશીર અને મયદાને જંગની આપણને હરગીઝ જરૂરત શી છે?" આછું આછું મરક મરક હસતાં રોશનઆરા બોલી.

"બિલકુલ સચ. દિલારા રોશન! જવાનીની મસ્તીનો આનંદ લૂંટવાની મારા દિલમાં જે હરગીઝ તમન્ના હતી તે જ તું બોલી રહી છે. તું મારા દિલને આબાદ વાંચી શકી છે. શાહી ખાનદાનમાં પયદા થયા પછી પણ એક મામૂલી ઇન્સાન મિસાલ........"

"લેકીન શાહજાદા સાહેબ! આપને શમશીરના દાવ કે મયદાને જંગ બિલકુલ પસંદ નથી?" શાહજાદો શહેરિયાર તેનું બોલવું ખતમ કરે તે પહેલાં રોશને તેના કાતીલ ચશ્મો નચાવતાં પૂછયું.

"બિલકુલ નહિ."

"અને હું પણ તમારા ખેઆલ સાથે મળતી થાઉં છું લેકીન અમ્મા કેવી રીતનો દાવ ફેંકવાની ખ્વાહિશ ધરાવે છે તે બિલકુલ ખેઆલમાં આવતું નથી." રોશને કહ્યું.

"રોશન! તું તારી અમ્માને મને મયદાને જંગમાં ન લઇ જાય તેમ ન સમજાવે?" આમ બોલતાં બોલતાં શાહજાદો શહેરિયાર રૂપની રોશની મિસાલ ચમકતી રોશનઆરાના બદનમાંથી ટપકતા હુસ્નને જોવામાં મશગૂલ બની ગયો.

"મયદાને જંગ...અમ્મા...અને શમશીર...કાંઇ જ સમજાતું નથી. શાહજાદા સાહેબ! બેઅદબી માફ, લેકીન લોંડી આપના આ ફરમાનને અમલમાં મૂકી શકે તેમ નથી." બાદશાહબેગમ નુરજહાનથી ડરતી રોશન બોલી ઊઠી.

"મારૂં ફરમાન........"

"મારા માલિકનો હુકમ મારા શરપર. મારા ખાવિંદના ફરમાન-પર આ લોંડી જાન સદકે કરવાને હરગીઝ તૈયાર છે લેકીન......" રોશન એક હરફ પણ આગળ બોલી શકી નહિ.

"લેકીન બાદશાહ બેગમને તે સંબંધમાં કાંઇ કહી શકે તેમ નથી તે જ તારો જવાબ છે ને? તો પછી........." આમ બોલતાં બોલતાં રંગીલા શાહજાદાના દિલમાં રોશનની ખીલતી જવાનીનો ખ્યાલ આવતાં જ તે ફરી બોલી ઊઠયો.

"જવાની અને જિંદગી ગુમાવ્યા પછી પાછી આવતી નથી માટે તારા મુલાયમ અને દિલને પાગલ બનાવી દે તેવા મધુરા સરોદે—આવાઝે મારા દિલના તાર ઝણઝણાવી મૂકે તેવી કોઇ ચીઝ......" વાકય પૂરું કરે તે પહેલાં તો રોશને શિરાઝીનો જામ શાહજાદા શહેરિયારના હાથમાં મૂકયો.

બીજી જ પળે શાહજાદો શહેરિયાર શિરાઝીની લહજ્જત ઉડાવવામાં મશગૂલ બની ગયો. અને રોશનઆરાએ તેના બુલબુલ મિસાલ ટહુકતા કંઠમાંથી સંગીત છેડવાનું શરૂ કરી દીધું.

"મદભરી આંખોસે કયા જાને પીલા કર ચલ દિયે.
એક નિગાહે ખાસસે અપના બનાકે ચલ દિયે;
દિલકે હર ગોશેમેં હક્ક દુનિયા બસાકર ચલ દિયે.
મેરે અરમાનો ભરી દુનિયા જગાકર ચલ દિયે."

રોશનઆરા તેના નજાકત ભર્યા અને મુલાયમ આવાઝે સંગીત છેડી રહી હતી તેવામાં બાદશાહબેગમ નુરજહાનના કાને દિલપર કાબુ જમાવે તેવો સંગીતનો આવાઝ પડતાં જ તે ઝડપી કદમે આગળ વધી, અને શાહજાદા શહેરિયાર અને રોશનને સંગીતની લહજ્જત લુંટવામાં મશગૂલ બનેલાં જોતાં જ ધીમા આવાઝે બોલી.

"આ શું? સારીયે રિયાસતમાં મયદાને જંગના પડઘા વાગી રહ્યા છે લેકીન આ દિવાનાઓ સંગીત અને શિરાઝીની લહજ્જતમાં મશગૂલ છે. મારા દિલની ઉમ્મીદ પાર પાડવા આ બન્ને છોકરાંઓને મારે સીધા રાહ-પર લાવવાની જરૂરત છે." આમ કહીને બાદશાહબેગમ નુરજહાન છેક શહેરિયાર અને રોશનઆરાની નજદિક ગઇ અને ગુસ્સાભર્યા આવાઝે બોલીઃ

"શહેરિયાર! રિયાસત પર આફતનું વાદળ ઝઝૂમતું હોવા છતાં અત્યારે સનમ, શિરાઝી અને સંગીતની લહજ્જત લૂંટવાની હોય?"

"શા માટે નહિ?" શિરાઝીની લહજ્જતમાં ચકચૂર બની ગયેલો શાહજાદો શહેરિયાર બોલ્યો.

"એ માટે કે હું તને મોગલ રિયાસતના તાજોતખ્તનો માલિક બનાવવાની ઉમ્મીદ સેવું છું."

"લેકીન મારે બાદશાહ બનવું જ નથી. સનમ અને શિરાઝીની લહજ્જતમાં જ મારા દિલની ખુશાલી છે." આમ બોલતાં બોલતાં બાદશાહબાનુ નુરજહાનની હાજરીની બેદરકારી બતાવતાં શાહજાદો શહેરિયાર બાજુના કમરા તરફ લથડતા પગે ચાલ્યો ગયો.

શાહજાદા શહેરિયારના ચાલ્યા જવા પછી મોગલ સલ્તનતની મલ્કા નુરજહાન રોશનઆરાની પાસે ગઇ અને તેના ખભાપર હાથ મકી ધીમેથી બોલી: "રોશન! બેટા! આ શું? શાહજાદાની આવી વર્તણૂંક હું હરગીઝ ચલાવી શકું તેમ નથી?" રોશનઆરાના માથાપર વહાલથી હાથ ફેરવતાં નુરજહાને કહ્યું.

"અમ્મા! શાહજાદા સાહેબ તેમનું દિલ ચાહે તેમ વર્તવાને મુખત્યાર છે. એમાં મારે શું?"

"મારે શું? રોશન! તું આ શું બોલે છે તેનો તને ખ્યાલ છે? શું તારી પાસેથી મને આવો જવાબ મળવો જોઇએ?" સ્હેજ ગરમ થઇ જતાં શહેનશાહબાનુ નુરજહાન બોલી.

રોશનઆરા બાદશાહબેગમ નુરજહાનના ઉપલાં સુખન સાંભળતાં જ સ્હેજ ડરી ગઇ અને તેથી બિલકુલ એક હરફ પણ નહીં કાઢતાં ચુપ રહી. રોશનઆરાને ચુપ જોઇ મોગલ સલ્તનતની મલ્કા નુરજહાન ફરીથી બોલી.

"પોતાનો ખાવિંદ કયા રસ્તાનો મુસાફીર છે તેનાથી વાકેફગાર બનવાની ઔરત જાતને બિલકુલ જરૂરત નથી? જ્યારે આવી મામૂલી બિનાપર પણ ખ્યાલ કરી શકતી નથી તો પછી બાદશાહબાનુ બન્યા પછી તું શું કરી શકશે?"

"મને શહેનશાહબાનુ બનાવવાની તમે ભલે ઉમ્મીદ ધરાવતાં હો, લેકીન હું બાદશાહબેગમ બનવાની બિલકુલ તમન્ના ધરાવતી નથી." રોશનઆરાએ તેના દિલની વાત જાહેર કરી.

રોશનઆરાના આ લબ્જો બાદશાહબેગમ નુરજહાનના કાને પડતાં જ તેનો ચ્હેરો ગુસ્સાથી અંગાર મિસાલ લાલ બની ગયો અને ગુસ્સાભર્યા અવાજે રોશનઆરાને ઠપકો આપતાં કહ્યું:

"અને તેથી જ આવા રંગઢંગ નજરે ચડે છે. લેકીન શાહજાદાની શું મજાલ છે કે તે તેની જિંદગી આવી હાલતમાં ગુજારી શકે? અફસોસ! હું જ દિવાની છુ કે એક મામુલી સરદારની બેટીને બાદશાહબેગમ બનાવવાની કોશિશ કરી રહી છું. રોશન! તને તારા ફાયદાનો પણ ખેઆલ નથી? મારી પોતાની બેટી જ શું મને આ જવાબ આપી રહી છે?" આમ કહીને શહેનશાહબાનુ નુરજહાન રોશનઆરાના ચ્હેરા તરફ જોઇ રહી.

"તાજ અને તખ્તની જ્યાં અમોને બિલકુલ પરવાહ નથી ત્યાં સમજદારીની શી જરૂરત છે? મારી અમ્મા બાદશાહ બેગમ છે તે જ મારા માટે આરામ અને આનંદની હકીકત છે. લેકીન મારા દિલનાં બાદશાહબેગમ બનવાની બિલકુલ તમન્ના નથી. શાહજાદા ખુશરૂ બાદશાહ સલામતના વડા બેટા–વલીઅહદ છે અને તેથી શહેનશાહતપર સૌથી પહેલાં તેમનો હક્ક હોઇ તેમને ગયર ઇન્સાફ આપી તેમનો હક્ક છીનવી લેવો તે........."

"રોશન! તું બિલકુલ નાદાન છે. શાહજાદા ખુર્રમને મોગલ રિયાસતના તાજોતખ્તનો માલિક બનાવવા માટે રાજપૂતો મજબૂત કોશિશ કરી રહ્યા છે. રાજપૂતો શાહજાદા પરવીઝનો હક્ક ઉડાવી દઇ શાહજાદા ખુર્રમને બાદશાહ બનાવવાની ઉમ્મીદ સેવે છે. લેકીન તેમની આ મુરાદ બિલકુલ બર આવે તેમ નથી. રોશન! એ તું પૂરાતોરથી ખેઆલમાં રાખજે કે, રાજપૂતોની ઉમ્મીદ બર આવી અને હું શાહજાદા શહેરિયારને તાજોતખ્તનો માલિક ન બનાવી શકી તો

શાહજાદો ખુર્રમ હરગીઝ મોગલ રિયાસતપર પોતાનો કાબૂ જમાવી દેશે અને આપણને બૂરી હાલતમાં દિવસો ગુજારવા પડશે." રોશન-આરાને પોતાના દાવપેચમાં સપડાવવાની કોશિશ કરતાં નુરજહાન બોલી.

"શાહજાદા પરવીઝપર તમારી મહેરબાની ઉતરે તો મને પૂરતો વકીન છે કે, તે લોકો શાહજાદા પરવીઝનો બાલ પણ વાંકો કરી શકે તેમ નથી."

"બેટી! આજકાલ ખેલાતી શેતરંજ, કાવાદાવા અને છળકપટના દાવપરથી મને સાફ સાફ માલૂમ પડી આવ્યું છે કે, શાહજાદા પરવીઝને રાજપૂતો હરગીઝ તાજ અને તખ્તનો માલિક બનવા નહિ દે. મને પૂરતો ખેઆલ છે કે, જો મારી ગોઠવેલી બાજીનો દાવ બોબાર નહિ પડે તો શાહજાદો ખુર્રમ બાદશાહ સલામતને બંદીવાન બનાવીને દિલ્હી અને આગ્રાના તાજોતખ્તનો માલિક બનશે અને આપણાપર હકુમત ચલાવશે."

"અને જો તમે કહો છો તેવી જ હકીકત હોય તો શાહજાદો પરવીઝ પણ પોતાનો હક્ક જાળવી શકશે નહિ તેવો મને ખેઆલ છે. હું બિલકુલ બાદશાહબેગમ બનવાની ખ્વાહિશ ધરાવતી નથી." પોતાના દિલની હકીકત ફરી જણાવતાં રોશનઆરા બોલી.

"રોશન! તું મુસ્કિલી અને આફત ઉઠાવવાને હરગીઝ તૈયાર નથી? મને પૂરતો ખેઆલ આવે છે કે, તું જ અમારા બધાની ખાના-ખરાબીનું મૂળ છે. તાજોતખ્તનો માલિક બનતાં જ શાહજાદો ખુર્રમ આપણી કેવી હાલત કરશે તેનો તને પૂરતો ખેઆલ છે?" ધીખતા અંગાર મિસાલ ગરમ બની જતાં બાદશાહબેગમ નુરજહાને પૂછ્યું.

"બીજાનું બૂરું કરવાની અમારા દિલમાં બિલકુલ તમન્ના નહિ હોવાથી હું નથી ધારતી—ખેઆલ કરી શકતી કે શાહજાદો ખુર્રમ અમારી બૂરી વલે કરે અને અમ્મા! તેમાં બૂરી દશા થવા જેવું શું છે? અમો હરગીઝ તેના રાહમાં નડતર બનવાની કોશિશ કરવાની ખ્વાહિશ ધરાવતાં નથી તો પછી તે—"

"પાગલ! દિવાની! તું એ બિલકુલ ન ભૂલી જતી કે શાહજાદો ખુર્રમ હરગીઝ તમોને અયશ અને આરામમાં મશ્ગૂલ રહેવા દેશે?

લેકીન આપણી કત્લ ચલાવી બરાબર કિન્નો લેશે, કારણ કે તે મોગલ રિયાસતનો માલિક બને તેમાં જો કોઈ પણ તેને કાંટા મિસાલ ખૂચતું હોય તો તે લેકીન હું, તું અને શાહજાદો શહેરિયાર જ છે."

"કત્લ! બિલકુલ બેહુદો બેઆલ. શાહજાદો ખુર્રમ હરગીઝ આવું બોફનાક કામ કરી પોતાના બિરાદર અને બીજાઓના ખૂનમાં પોતાના હાથ રંગે તેમ હું માની શકતી નથી." રોશનઆરાએ પૂરતી મક્કમતાથી જણાવ્યું.

"રોશન! આપણે બૂરી દશામાં—હાલતમાં આવી પડશું તે તને હું કેવી રીતે સમજાવી શકું? મને તો સાફ સાફ દેખાઇ આવે છે કે શાહજાદો ખુર્રમના હાથમાં તાજ અને તખ્ત આવતાં જ તે સૌથી પહેલાં તેના માર્ગમાં કાંટા મિસાલ ખૂંચતા આદમીઓની—ઇન્સાનની કત્લ ચલાવી પોતાનો રસ્તો સાફ કરશે." પોતાની દિલની દહેશત બાદશાહબેગમ નુરજહાને રોશનઆરા પાસે ખુલ્લી કરી.

"શાહજાદો ખુર્રમ આવું હિચકારૂં કામ કરે તેવો બેઆલ પયદા કરવો તે હરગીઝ ફિઝુલ નથી?"

"બિલકુલ સચ, શાહજાદો ખુર્રમ તેવો રસ્તો ન લે તે બનવાજોગ છે, લેકીન ભીમસિંહ અને મહોબ્બતખાન આપણા મોટામાં મોટા દુસ્મન છે અને તેથી મને ડર પયદા થાય છે કે.........."

"તેઓની બરબાદી કરવામાં તમોએ ક્યાં પાછી પાની કરી હતી? આ આલમમાં 'કર ને જો' એ કાનૂન છે અને તેથી પોતાના કરેલાં કામનાં ફળ ચાખવાં પડે તો તેમાં ડર શું છે?"

"રોશન! તને ખુદ, ખુદા—આલમનો માલિક પણ સમજાવી શકે તેમ જણાતું નથી. હું તારી અમ્મા છું તે બેઆલ હરગીઝ દિમાગમાંથી જવા ન દેતી. એક બેટી તરીકે અમ્માનું ફરમાન ઉઠાવવું તે તારી ફર્જ નથી? હવે તારી ફર્જ શાહજાદા શહેરિયારને આવતી કાલે અમારી સાથે મયદાને જંગ તરફ કૂચ કરવાને તૈયાર કરવાની છે." આમ કહીને બાદશાહબેગમ નુરજહાને પોતાના ખાસ કમરા તરફ જવાને કદમ ઉપાડયા.

"અમ્મા! આ તું શું કહી રહી છે? મયદાને જંગ? અને તે કોની સાથે?" અજાયબ બની જતાં રોશનઆરાએ પૂછ્યું.

"બેવકૂફ નહિ તો રંગમહાલમાં ખેલાતા શેતરંજના દાવથી તું બિલકુલ વાકેફગાર નથી?"

"હરગીઝ નહિ. કુડકપટ અને કાવાદાવામાં રાત દિવસ મસ્ત રહેવાની મને શી જરૂરત છે?"

"જરૂરત નથી? જિંદગી બચાવવી હોય, કમોતે ન મરવું હોય તો આ દરેક વસ્તુની આજના સંજોગોમાં હરગીઝ જરૂરત છે તેમ હું તને હજુ પણ બાપોકાર જણાવું છું. અને મયદાને જંગ બીજા કોની સાથે હોઇ શકે? શાહજાદો ખુર્રમ, ભીમસિંહ અને મહોબ્બતખાન સિવાય આલમમાં આપણો દુસ્મન કોણ હોઇ શકે? બાદશાહ સલામતની સાથે આ વખતે હું પણ મયદાને જંગના મોરચાપર જવાની ખ્વાહિશ ધરાવું છું." રોશનઆરાની સ્હેજ નજદિક આવતાં જ નુરજહાને કહ્યું.

"આવી ખાનાખરાબીથી ફાયદો શું?"

"રોશન! તું હજુ નાદાન બચ્ચું છે. આલમમાં ખેલાતા કાવાદાવા અને કુડ કપટની શેતરંજના પાસા કેવી રીતે ફેંકવા તે તું શું સમજે? મહોબ્બતખાન અને ભીમસિંહ શાહજાદા ખુર્રમને મોગલ રિયાસતના તાજોતખ્તનો માલિક બનાવવા માટે કુચ કદમે આ તરફ આવી રહ્યા હોઇ તેનો સામનો કરવાની પૂરાતોરથી જરૂરત છે. અને રોશન! કાલે સવારે શાહજાદા શહેરિયારને મયદાને જંગમાં ઝઝૂમવાની શિરાઝી પાઇને તેને તૈયાર રાખજે, કારણ કે કાલે ચોક્કસ રવાના થવાનું છે." નુરજહાને રોશનઆરાને શું કરવું તે જણાવતાં કહ્યું.

"શું શાહજાદા સાહેબ તમારી સાથે મયદાને જંગમાં આવવાને તૈયાર છે?"

"તૈયાર હોય કે ન હોય લેકીન મારો હુકમ—મારા ફરમાનને તેણે હરગીઝ તાબે થવું જ પડશે, અને મારી ગયરહાજરીમાં શાહી રંગમહાલની તમામ હકુમત અને જુમ્મેદારી હું તારા શરપર નાંખું છું."

"રંગમહાલની જુમ્મેદારી મને સોપો છો?" અજાયબીને વશ થતાં રોશનઆરાએ પૂછ્યું.

"તું જ કહે કે તું નહિ તો મારી ગયરહાજરીમાં બીજું કોણ મારો અખત્યાર ભોગવવાને લાયક છે ?"

"અંબરકુમારી પૂરાતોરથી તેનો અમલ કરી શકે તેમ છે, તો પછી તમારી ગયરહાજરીમાં તમામ અધિકાર તેને શા માટે સુપ્રત કરી જાતાં નથી ?"

"રોશન ! મને સલાહ આપવાનું કામ હરગીઝ તારૂં નથી લેકીન મારા ફરમાનને અમલમાં મૂકવું તે જ તારી ફર્જ છે."

"પોતાની અમ્માનું પૂરાતોરથી–બાખુશીથી ફરમાન ઉઠાવવું તે એક બેટીની ફર્જ છે લેકીન તમો મને જે અખત્યાર સોંપવાની ખ્વાહિશ ધરાવો છો તેને હું બિલકુલ નાપસંદ કરૂં છું, છતાં પણ તમારા હુકમને દિલ નહિ હોવા છતાં હું ઉઠાવવાને તૈયાર છું."

"અને રોશન ! તેને પૂરાતોરથી અમલમાં મૂકવાની કોશિશ કરજે." આમ કહીને બાદશાહબેગમ નુરજહાન રોશનઆરાના ચ્હેરા તરફ જોતી જોતી રવાના થઇ ગઇ.

---

## પ્રકરણ ચૌદમું
### શાહી ખટપટ

"**નુરજહાન તેના દિલની ઉમ્મીદ** બર લાવવાને માટે જીવજાન કોશિશ કરી રહી છે. શાહજાદા ખુશરૂને ગ્વાલિયરના કિલ્લામાં જ દફનાવી દેવાની તમન્ના ધરાવે છે. શિરાઝી અને સનમની લહજ્જત લૂંટવામાં જ ખુશાલી અને આનંદની મજાહ માણનાર શાહજાદા પરવીઝ તરફથી તેને બિલકુલ ડર નથી. તેને તો તે પળ એકમાં મચ્છર મિસાલ ચૂંથી નાખશે તેવો તેનો પૂરતો ખ્યાલ છે, કારણ કે અયશ-આરામમાં જ પોતાની જવાનીને ખતમ કરી નાખતો શાહજાદો તેના દિલની તમન્નાને પાર પાડવામાં બિલકુલ આડે આવી શકે તેમ નથી. જો કોઇ પણ બાદશાહબેગમ નુરજહાનના માર્ગમાં ખૂંચતું હોય તો તે શાહજાદો ખુર્રમ જ છે અને તેને..........."

આમ બોલતાં બોલતાં નાદીરાના દિલમાં અજબ જાતના ખેઆલ એક પછી એક રમવા લાગ્યા. આવી રીતે ખેઆલની પરંપરામાં મસ્ત બની જતાં કેટલોક સમય ચુપકિદીમાં જ પસાર કર્યા પછી શાહજાદા ખુર્રમને મોગલ સલ્તનતનો બાદશાહ બનાવવાની તેના દિલની મુરાદ બર લાવવા માટે કેવી જાતના શેતરંજના પાસા ફેંકવા જોઇએ તેનો ખેઆલ નાદીરાના દિલમાં પયદા થતાં જ તે બોલી:

"નુરજહાનના દિલની ઉમ્મીદ નાદીરાના બદનમાં જાન હશે ત્યાં સુધી હરગીઝ બર આવી શકનાર નથી. તેના કાવાદાવા, દાવપેચ અને કાવતરાંના ભંડો ફોડી નાખી હરકોઇ રીતે હું શાહજાદા ખુર્રમને મારી જાનના ભોગે પણ બચાવી લઇશ. નુરજહાન જ્યારે તેની બેટી રોશનને બાદશાહબેગમ બનાવવા માટે આ ખુનરેજી અને કાવાદાવા ખેલી રહી છે ત્યારે આ નાદીરા લેકીન..........."

ઉપરના સુખન ભાગ્યે જ તેના મ્હોંમાંથી બહાર પડયા હશે તેવામાં કોઇના આવવાનો ધીમો આવાઝ તેના કાને પડતાં જ નાદીરા ચોંકી ઉઠી અને બીજી જ પળે જે દિશામાંથી આવાઝ આવ્યો હતો તે તરફ તેણે નજર ફેંકી તો કોઇ પણ ઇન્સાનનું નામોનિશાન તેની નજરે નહિ પડતાં તે પાછી તેના ખેઆલમાં મશગૂલ બની ગઇ.

"નુરજહાન! પૂરાતોરથી ખેઆલ કરજે કે, તારે નાદીરા સાથે રમત રમવાની છે. અત્યાર સુધી દોસ્ત ગણાતા આપણે બંને એક બીજાના કટ્ટા દુશ્મન બની ચૂકયા છીએ. તારો અને મારો બંનેનો રાહ જુદો જ છે. તું તારી બેટીને તારા દિલની તમન્ના બર લાવવા બાદશાહબેગમ બનાવવાની મુરાદ સેવે છે ત્યારે—આ નાદીરાના દિલમાં મુમતાઝને જે સદહજાર દરજજે તારી બેટી કરતાં બાદશાહબેગમ બનવાને વધુ લાયક છે તેને મોગલ રિયાસતની મલ્કા બનાવવાની ખ્વાહિશ ધરાવે છે. નાદીરા તેના દિલની ઉમ્મીદ કોઇ પણ રીતે પૂરી પાડયા વિના હરગીઝ જંપીને બેસશે નહિ." નાદીરાએ તેના દિલમાં રમતી હકીકત ગોઠવી.

"મુમતાઝ અને શાહજાદા સાહેબ સહીસલામત રીતે ફત્તેહપુરસીક્રી પહોંચી ગયા હશે કે નુરજહાનના દાવપેચનો શિકાર બની સપડાઇ ગયા હશે! લેકીન દુલારી તેની મદદગાર હોઇ તેના માટે બિલકુલ ચિંતા કરવાની જરૂરત હોય તેમ જણાતું નથી. દુલારીને ગયા ઘણો વખત પસાર થઇ ગયો હોવા છતાં તે હજુ કેમ નહિ આવી હોય? તે તો નુરજહાનના કાવાદાવાનો ભોગ નહિ બની હોય?" આમ બોલતાં બોલતાં નાદીરા તેના દિલમાં હરપળે રમતા ખેઆલમાં પાછી મસ્ગૂલ બની ગઇ.

"નુરજહાન! જો મુમતાઝ, દુલારી કે શાહજાદા ખુર્રમ આ ત્રણમાંથી એકને પણ તારા કાવતરાં કે દાવપેચથી કાની આંચ પણ આવી છે તો આ નાદીરા તારો જાન લેવામાં બિલકુલ પીછેહઠ નહિ કરે. પોતાના જાનના ભોગે પણ........"

"કોનો જાન લેવાની ઉમ્મીદ સેવો છો? કોને જિંદગીથી ખતમ કરી નાખવાની તમારા દિલમાં તમન્ના છે?" નાદીરા તેનું ઉપરનું વાક્ય પૂરું કરે તે પહેલાં તેના કાને ઉપરના લબ્ઝ પડયા.

આ સખુન સાંભળતાં જ નાદીરા તેના ખેઆલમાંથી ચમકી ઉઠી ને ચોતરફ નજર ફેંકી તો તેની અજાયબી સાથે દુલારી તેની નજરે પડી. દુલારીને જોતાં જ નાદીરાના દિલમાં ખુશાલી પયદા થઇ અને તેથી તે મુસ્કેરાતે ચ્હેરે દુલારી તરફ જોઇ રહી.

"પાકપરવરદિગારે પયદા કરેલી આલમ પરથી કોને ખતમ કરી નાખવાની ઉમ્મીદના ખેઆલમાં મસ્ગૂલ છો?" નાદીરાની છેક નજદિક આવી પોહોંચતાં દુલારીએ પૂછયું.

"દુશ્મનને, બીજા કોને હોઇ શકે?" નાદીરાએ કહ્યું.

"મોગલ સલ્તનતની મલકા–બાદશાહબેગમ નુરજહાન જ્યાં તમારી દિલોજાન દોસ્ત છે ત્યાં તમોને કોનો ડર હોઇ શકે? બાદશાહબેગમ નુરજહાન સાથે મુહબ્બત અને દોસ્તી ધરાવનાર સાથે દુશ્મની કરનાર હિન્દોસ્તાનની જહાંનપર ટકી શકે ખરો?" સ્હેજ ગમ્મત કરતાં દુલારી બોલી.

"દુલારી તારૂં કહેવું બિલકુલ બેવજૂદ નથી જ લેકીન આજે તો ખુદ બાદશાહબેગમ નુરજહાન જ મારી દુશ્મન બની બેઠી છે."

"તે તમો કેવી રીતે જાણી શકયા ?"

"દુલારી ! બાદશાહબેગમ નુરજહાન કે મોગલ સલ્તનતના તાજોતખ્તના માલિક બાદશાહ જહાંગીર બેમાંથી એક પણ આ નાદીરા પર પૂરતો યકીન રાખતા હોય તેમ મને જણાતું નથી."

"આવો બેવજૂદ ખેઆલ બાંધવા માટે તમોને કાંઇ ખાતરી કે પુરાવો મળ્યો છે ?"

"એક નહિ લેકીન એક કરતાં વધારે. શહેનશાહ સલામત કે બાદશાહબેગમ નુરજહાન બેમાંથી કોઇને મારા પર ઇતબાર નથી અને તેથી........."

"લેકીન તેની કાંઇ સાબિતી મળી છે ?" નાદીરા તેનું વાકય ખતમ કરે તે પહેલાં દુલારી ફરી બોલી ઊઠી.

"સાબિતી એક શા માટે ? બાદશાહબેગમ નુરજહાન મારી પાછળ જાસુસ ફેરવતી જણાય છે અને ખુદ શહેનશાહ સલામત વેશપલ્ટો કરીને પૂરતી ચોકસી કરતા મારી નજરે પડયા છે." નાદીરાએ હકીકત જણાવતાં કહ્યું.

"તમો આ બધી હકીકતથી પૂરતા વાકેફગાર છો ?"

"બિલકુલ સચ."

"તો પછી આ બાબતનાં તમો કેવાં પગલાં લેવાની ઉમ્મીદ ધરાવો છો ?"

"તે હકીકતપર પાછળથી ખેઆલ દોડાવીશું લેકીન તારા તરફના શા સમાચાર છે ?"

"બિલકુલ સારા."

"ફત્તેહપુર સીક્રીમાં મુમતાઝ અને શાહજાદા સાહેબ ખુશખુશાલ છે ?"

"પૂરાતોરથી." દુલારીએ જવાબ આપ્યો.

"બીજા કાંઈ સમાચાર છે ?"

"મહારાજા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન જંગી લશ્કર સાથે આ તરફ આવવાને ઉપડી ગયા છે."

"શાહજાદા સાહેબને સીક્રીમાં ક્યાં રાખ્યા છે ?"

"તેનાથી કોઇ પણ માહિતગાર નથી."

"લેકીન મને પૂરતું યકીન છે કે દુલારી તેનાથી પૂરતી વાકેફગાર હોવી જોઇએ."

"મારે તમોને એક બડી અચ્છી વાત કહેવી છે." દુલારી હસતાં હસતાં બોલી.

"તો પછી તેમાં ઢીલ શા માટે ?"

"શાહજાદો શહેરિયાર બડી ફજરમાં શાહી ફોજ સાથે મયદાને જંગ તરફ રવાના થઇ જનાર છે."

"મયદાને જંગ ? કોની સાથે જંગ જામનાર છે ?"

"રાજપૂતો વગર બીજા કોની સાથે હોઇ શકે ?"

"તને આ બાતમી ક્યાંથી મળી ?"

"લેકીન તમો આ બિનાથી હરગીઝ વાકેફગાર નથી ? મયદાને જંગ તરફ શાહી ફોજને લઇ જવાનો બધો બંદોબસ્ત થઇ જવા ઉપરાંત કૂચ કરવાનો શહેનશાહ સલામતે હુકમ પણ ફરમાવી દીધો છે."

"બાદશાહબેગમ નુરજહાન બાદશાહ સલામતના આ હુકમથી શું બિનવાકેફગાર છે?"

"શહેનશાહ જહાંગીરના રાજ્ય અમલ દરમ્યાનમાં તેમ બનવું હરગીઝ મુનાસિબ છે ? ખુદ બાદશાહબાનુ નુરજહાનની સલાહ મુજબ જ આ હુકમ ફરમાવવામાં આવ્યો છે."

દુલારીના ઉપરના સુખન નાદીરાના કાન સાથે અથડાતાં જ તેનો ચ્હેરો લાલ બની ગયો. તેના ચ્હેરા પર બીજી જ પળે ફિકર અને વ્યાકુળતાનાં ચિહ્નો નજરે પડવા લાગ્યાં અને તેથી કેટલોક વખત ચુપ રહ્યા પછી તે બોલી:

"નુરજહાન મારી સાથે પણ શેતરંજનો દાવ ખેલતી જણાય છે. આજકાલ સઘળી હકીકત તે મારાથી છુપાવતી જણાય છે. મારા પર બિલકુલ તેનો ભરૂસો–યકીન હોય તેમ મને જણાતું નથી."

"પોતાની ખાનગી અને મતલબની હકીકત તમોને જણાવવાની તેને શી જરૂરત ?"

"દુલારી ! તું બિલકુલ ઠીક કહે છે. તેને મારી શી જરૂરત છે ? શાહજાદો શહેરિયાર મયદાને જંગ તરફ જનાર છે તે બિનાથી બિલકુલ કોઇ પણ ઇન્સાન વાકેફગાર નથી ?"

"હરગીઝ નહિ."

"તો પછી તે હકીકતથી તું કેવી રીતે માહીતગાર બની ?"

"તેનાથી તમારે વાકેફગાર બનવું છે ?" આમ કહીને દુલારીએ નાદીરાના કાનમાં કાંઇક કહ્યું. દુલારીએ કહેલી હકીકત સાંભળતાં જ નાદીરા ચમકી ઊઠી અને બીજી જ પળે ખેઆલમાં મશ્ગૂલ બની ગઇ.

"કિસ્મતનો દાવ અજબ ચાલાકી ભર્યો છે. આલમના માલિક સિવાય તગદીરમાં શું લખાયું છે તેનો ભેદ ઉકેલવાની કોઇ પણ ઇન્સાનમાં હરગીઝ તાકાત નથી. નાદીરા ! પૂરતી તરેહથી સાવધ બની અને પૂરાતોર તથા હિંમતથી તારા દિલની તમન્ના–તારી ઉમ્મીદને બર લાવવા સાવચેતીથી દાવ ફેંક. ફત્તેહ તારી જ છે, તે માટે બિલકુલ શંકા પયદા કરવાની જરૂરત નથી." કેટલોક સમય હવે કેવો માર્ગ લેવો તેના ખેઆલમાં ગુમાવ્યા પછી નાદીરાએ કહ્યું.

"સુબહની નમાઝ પઢવાને હરેક આદમી મસ્જિદ તરફ જવાને રવાના થતા નજરે પડે છે. શાહજાદો શહેરિયાર શાહી ફોજ સાથે મયદાને જંગ તરફ રવાના થઇ ચૂકયો હશે અથવા તો રવાના થઇ જશે લેકીન આ તે કેવી જાતની કૂચ કે લડાઇ છે કે શાહી રંગમહાલમાં વસતા કોઇ પણ ઇન્સાનના કાને શાહજાદા શહેરિયારની કૂચની હકીકતના સમાચાર પડયા જણાતા નથી. દુલારીને કોઇએ આ જૂઠી

ખબર તો નહિ આપી હોય? અને કદાચ તેમ પણ હોય તો તેથી શું? સાવચેત રહેવામાં નુકસાન શું છે?" આમ બોલતાં બોલતાં નાદીરાએ દુલારીના માથા પર પોતાનો હાથ ફેરવ્યો અને તેને પોતાની ગોદમાં લેતાં કાનમાં કાંઇક કહ્યું.

નાદીરાના કહેવાની હકીકતથી વાકેફગાર થતાં જ દુલારીના દિલમાં ખુશાલી પયદા થઇ. આનંદમાં આવી જતાં જ તે બોલી ઊઠી.

"સમજી. પૂરાતોરથી સમજી. ફત્તેહપુર સીક્રીને......"

"બહોત ખુશ. આ અશરફીઓ લે અને ફોરન......"

"રવાના થઇ જાઉં એ જ ને?" નાદીરાનું વાકય ખતમ કરતાં દુલારી નાદીરાની રજા લઇને ફત્તેહપુર સીક્રી તરફ જવાને રવાના થઇ ગઇ.

દુલારીના જવા પછી દુલારીએ જણાવેલી હકીકતમાં કેટલી સચાઇ છે તે હકીકતથી વાકેફગાર થવા માટે નાદીરા બાદશાહ બેગમના રહેઠાણ તરફ જવાને રવાના થઇ ગઇ. બાદશાહ બેગમના કમરા પાસે આવતાં જ દરવાજા બંધ હોવાથી શહેનશાહ જહાંગીર નુરજહાનના કમરામાં છે તેની પૂરતી ખાતરી થઇ અને તે માટેની બાંદીઓ પાસેથી જોઇતી હકીકત મેળવીને તે ત્યાંથી રવાના થઇ ગઇ.

બાંદીઓ પાસેથી રવાના થઇ ગયેલી નાદીરા શાહી રંગમહાલના વડા ખોજા મશરૂના કમરામાં આવી પહોંચી. ખુશબોદાર તંબાકુથી ભરેલા હુક્કાને ગડગડાવતા મશરૂની નજરે નાદીરા પડતાં જ તે ફોરન ખડો થઇ ગયો અને નાદીરા પ્રત્યે બોલ્યો.

"ગુલામના કમરામાં આવવાની તકલીફ ઉઠાવી એ આ નાચીઝ બંદાની ખુશનસીબીનું ચિહ્ન નથી? આ ગુલામને શું ફરમાન છે?"

"આજકાલ કામકાજમાં બિલકુલ ફુરસદ નથી મળતી તેનાથી તું કયાં બિનવાકેફગાર છે?"

"બિલકુલ સચ, લેકીન ગુલામને શું ફરમાન છે?"

"શાહજાદા સાહેબ જંગે મયદાનમાં જવાને કયારે રવાના થયા તે બિનાથી તું વાકેફગાર છે?"

"કયા શાહજાદા માટે પૂછો છો?"

"મશરૂ! મારાથી શા માટે હકીકત છુપાવે છે? એક શાહજાદા સાહેબ ગ્વાલિયરના કિલ્લામાં કયદ છે. બીજા શાહજાદા સાહેબ બંગાળની સૂબાગુરીને પૂરી તરેહથી શોભાવે છે અને તેથી હું કયા શાહજાદા સાહેબ માટે પૂછું છું તેનાથી તું બિલકુલ અજાણ હોય તેવો ખેઆલ કેમ કરી શકું?"

"આ સવાલ તમો પૂછો છો કે બાદશાહબેગમ?"

"મારે ને રાજખટપટને શું પડી છે?"

"ત્યારે શું બાદશાહબેગમ આ હકીકતથી માહિતગાર બનવાની તમના સેવે છે? તો પછી આ ગુલામ ફક્ત એટલી જ હકીકતથી વાકેફગાર છે કે, રાતના જ શાહજાદા સાહેબ રવાના થઇ ગયા છે."

"રાતના શાહજાદા સાહેબના કમરામાં કોણ, કોણ હતું તેનાથી તું વાકેફગાર છે?"

"આ હકીકત કોણ માગે છે?"

"તે માટે તને કેટલી વખત જણાવવાની જરૂરત છે?"

"પરીસૂરત નાઝનીનો." મશરૂએ જવાબ આપ્યો.

"તેઓને શાહી રંગમહાલમાં કોણ લાવ્યું હતું?"

"ખુદ શાહજાદા સાહેબ."

"બાદશાહ સલામત રંગમહાલમાં કયારે આવ્યા હતા?"

"ખરી હકીકત કહું?"

"બિલકુલ સચ."

"તો પછી ગઇ રાતના શહેનશાહ સલામતે બાદશાહબેગમના કમરા તરફ નજર પણ ફેંકી ન હતી. તેઓ તો શાહજાદા સાહેબને રવાના કરવાની તૈયારીમાં જ મસ્ગૂલ હતા."

"મશરૂ! શું તું આ ખરી હકીકત જણાવે છે?"

"બિલકુલ સચ. મારા સિવાય બીજો કોઇ પણ ઇન્સાન આ હકીકતમાં વધારે જાણતો હોય તેવો તમારો ખેઆલ છે?"

"બિલકુલ નહિ." આમ કહીને શહેનશાહબાનુ નુરજહાનની કાવાદાવા ભરી રમત પર ખેઆલ દોડાવતી અને બાદશાહબેગમ નુરજહાનનો દાવપેચ–કાવતરાંની રમત ક્યાં સુધી પહોંચી છે તેને શોધી કાઢવાના ખેઆલમાં જ મશ્ગૂલ બની ગયેલી નાદીરા શાહી ખટપટનો ક્યારે અને કેવી રીતે અંત આવશે તેના જ ખેઆલમાં ને ખેઆલમાં મશરૂનો કમરો છોડીને પોતાના ઓરડા તરફ જવાને રવાના થઇ ગઇ.

---

## પ્રકરણ પંદરમું

### મરિયમ મહાલ

**મુમતાઝમહાલના** ઇશ્ક અને મુહબ્બતમાં દિલ ગુમાવી બેઠેલા શાહજાદા ખુર્રમને આ જહાનમાં પોતાનો દાવ ફેંકવા અને પૂરા તોરથી તેને પાર ઉતારવા માટે ઇન્સાન કેવા કેવા દાવપેચ ખેલે છે, કેવા પ્રકારના કાવાદાવા અને શેતરંજની રમત ખેલાય છે તેની બિલકુલ માહિતી નથી—તેનાથી તે બિલકુલ બિન વાકેફગાર હતો અને તેથી તે તરફ ખેઆલ દોડાવવાને તે હરગીઝ બેદરકાર હતો.

આખુંયે આલમ તેના ખેઆલ મુજબ લેકીન ઇશ્ક અને સાચી મુહબ્બતથી ભરેલું તેને જણાતું હતું. તેના દિલમાં કોઇ પણ જાતની ફિકર કે ડર ન હતો. નાદીરાએ તેની અને મુમતાઝમહાલની સલામતીની ખાતિર તેઓને આગ્રાના શાહી રંગમહાલમાંથી ફત્તેહપુર સીક્રી મોકલાવી દીધા હશે. આવા જ ખેઆલમાં શાહજાદો ખુર્રમ મશ્ગૂલ હતો તેવામાં એકાએક મુમતાઝમહાલની પરીસૂરત તસ્વીર તેની ચશ્મો પાસે ખડી થતાં જ તે બોલી ઊઠયો.

"કૉલ ! કેવી પાક ચીઝ છે ? મુમતાઝની મુલાકાત લેવા માટે તેને મેં આપેલો કૉલ હું તદ્દન ભુલી ગયો હતો, લેકીન હવે મારે કૉલ મુજબ ફૌરન મુમતાઝની પાસે હાજર થઇ જવું જ જોઇએ.

વાયદા–કબોલ પ્રમાણે મને હરગીઝ નહીં જોતાં તેના દિલમાં કેવું ખૌફનાક દર્દ પયદા થશે? મુમતાઝના દિલ........."

શાહજાદો ખુર્રમ ભાગ્યે જ ઉપરના સુખન બોલી રહ્યો હશે તે પહેલાં તો તે ખડો થઇ ગયો અને આસ્માનમાં રોશની ફેંકી આલમને તરબતર કરતા માહતાબ મિસાલ પોતાના હુસ્નની–રૂપની રોશની વરસાવતી મુમતાઝમહાલને મળવા જવા માટે ભાગ્યે જ એક બે કદમ તેણે ભર્યાં હશે તેવામાં તેના ખભા પર પાછળથી કોઇએ હાથ મૂકયો અને શાહજાદા ખુર્રમને ઉદ્દેશીને કહ્યું.

"શાહજાદા સાહેબ! જ્યાં જાનની સલામતી કઇ પળે મુશ્કિલી અને આફતમાં આવી પડશે તેનો જ ખ્યાલ કરી શકાતો નથી ત્યાં રાહેઇશ્ક અને મુહબ્બતની તલબને થોડા વખતને માટે મુલત્વી રાખવામાં આવે તે જ તમારા માટે ફાયદાકારક છે."

"બિલકુલ સચ. તમારાથી કોઇ પણ હકીકત છુપાવવાની જરૂરત નથી લેકીન મારૂં દિલ મુમતાઝના ખ્યાલમાં જ મસ્ત રહેતું હોવાથી મુમતાઝ મારી જિંદગીની દોલત અને..............." આમ બોલતાં બોલતાં શાહજાદો ખુર્રમ એકાએક અટકી ગયો.

"તમારૂં કહેવું બિલકુલ ઠીક છે, લેકીન આજે તો જિંદગીનો જંગ ખેલાઇ રહ્યો હોઇ આપણી ચોતરફ આફત, મુસીબત અને મુશ્કિલી સવાર થઇને ખડી છે. જિંદગીની સલામતી કઇ પળે જોખમમાં આવી પડશે તેનો ખ્યાલ કરવો હરગીઝ મુશ્કિલ બન્યો છે અને તેથી મારે સાફ સાફ લબ્જોમાં તમને જણાવી દેવું પડે છે કે, મહોબ્બતના રંગે રંગાઇ માશુકની નાજુક ગોદની લહજ્જત લુંટવાનો હરગીઝ મોકો નથી અને તેથી આપણા માટે પૂરતી સાવચેતીથી રહેવાની જરૂરત છે."

"આફત અને મુશ્કિલી આવી પડે તેવા કાંઇ સમાચાર મળ્યા છે?" પોતાની આતુરતા પર કાબૂ નહિ રાખી શકવાથી શાહજાદા ખુર્રમે પૂછયું.

"સમાચાર ? લેકીન સમાચાર જ નહિ, પણ હવે તો મયદાને જંગમાં કૂદી પડવાનું છે. જંગેમયદાનમાં શમશીરના દાવ ખેલી તાકાત અને જોમ બતાવવાનો મોકો આવી પહોંચ્યો છે. એક બે રોજમાં મયદાને જંગના પડઘા સંભળાશે. શહેનશાહબાનુ નુરજહાન ખુદ આ વખતે શહેનશાહ સલામતની સાથે મયદાને જંગમાં ઊતરવાની છે."

"મયદાને જંગ ! અને તે કોની સાથે ?"

"બીજા કોની સાથે હોઇ શકે ? મોગલ સલ્તનતની મલ્કા નુરજહાન પોતાના પાસા પોબાર પાડવા અનેક જાતના છળકપટ, કાવાદાવા અને પ્રપંચના દાવ ફેંકી રહી છે-ખેલી રહી છે. તેને શહેનશાહ સલામત પછી શાહજાદો ખુશરૂ, પરવીઝ કે ખુર્રમ કોઇ દિલ્લીના તાજોતખ્તનો માલિક બને તે બિલકુલ પસંદ નથી. મોગલ સલ્તનતનો વલીઅહદ શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં ખતમ બની જાય-દફનાઇ જાય-તેની જિંદગીનો ત્યાં જ અંત આવે તેવી તેના દિલની તમન્ના છે. શાહજાદો પરવીઝ સનમ અને શિરાઝીનો શોકીન હોવાથી તેને પરાસ્ત કરી પોતાના રાહમાંથી દૂર કરવો તે રમત વાત છે, અને તેથી તેના દિલની તમન્ના-ખ્વાહિશ બર લાવવામાં જો કોઇ તેને કાંટા મિસાલ ખૂંચતું હોય તો તે લેકીન આપ પોતે જ છો, અને તેથી તમારો રસ્તો સાફ બનાવવા........"

"બાદશાહબેગમ તેના દિલની કઇ તમન્ના બર લાવવા આ રસ્તો લઇ રહેલ છે ?"

"તમન્ના અને મુરાદ ? લેકીન મોગલ સલ્તનતની તમામ સત્તા આજે તેના કાબૂમાં છે. તે તેની જિંદગી સુધી કાયમ રહે તે પોશવાને માટે જ હરગીઝ તે આ બધી આફત અને તકલીફ ઉઠાવી રહી છે." મહારાજા ભીમસિંહજીએ જવાબ આપ્યો.

"કોની તાકાત છે કે, તેની આ સત્તામાં કોઇ પણ ઇન્સાન ડખલગીરી કરી શકે ?"

"શહેનશાહ જહાંગીરની હૈયાતીમાં તેમ બનવું બિલકુલ અસંભવિત છે, પરંતુ........." ભીમસિંહજી આગળ બોલતાં અટકી પડયા.

"અને પછી પણ શહેનશાહબાનુની સત્તા પર કોઇ પણ શાહજાદો કાપ મૂકે તેવો ખેઆલ કરવો બિલકુલ બેવજૂદ નથી?"

"તમારા ખેઆલથી કદાચ તે બેવજૂદ હશે લેકીન બાદશાહબાનુ નુરજહાન તેની આ સત્તાને કાયમની કરવા માટે અત્યારથી જ તદબીર ચલાવી રહી છે અને તેથી શાહજાદા ખુશરૂ અને પરવીઝને તેના રસ્તામાંથી દૂર કર્યા પછી જો કોઇનો પણ તેના દિલમાં ડર હોય તો તે લેકીન શાહજાદા ખુર્રમનો જ છે." ખરી હકીકતથી શાહજાદા ખુર્રમને વાકેફગાર બનાવતાં ભીમસિંહજીએ કહ્યું.

"હું તેના માર્ગ–રસ્તામાં પથ્થર મિસાલ ખડો છું? તેના દિલની ઉમ્મીદ બર લાવવામાં હું જ કચાશની હડી છું?"

"તેની હરગીઝ કોઇથી ના પાડી શકાય તેમ નથી." આમ કહીને શાહજાદા ખુર્રમના ચ્હેરા પર થતા ફેરફારો જોવામાં મહારાજા ભીમસિંહજી મશગૂલ બની ગયા.

"બાદશાહબેગમ નુરજહાન શાહજાદા પરવીઝ અને શાહજાદા ખુશરૂના ખૂનમાં પોતાના હાથ રંગ્યા પછી મારી જિંદગી પણ ખતમ કરી નાખવાની મુરાદ ધરાવે છે?"

"તેમ જ છે. હવે તમે મારા કહેવાનો અર્થ બરાબર સમજી શકયા."

"અને જો તમો કહો છો તે હકીકત સાચી જ હોય તો લેકીન મારી એકની જ જાન નહિ, પણ મુમતાઝની જિંદગી પણ આફતમાં હોવાનો મને શક પયદા થાય છે."

"અને તેથી જ........."

"આગ્રાના શાહી રંગમહાલમાંથી મુમતાઝ અને મને ફત્તેહપુર સીક્રીના વયરાન ખંડિયેરો તરફ શા માટે ધકેલી દીધો તેનો હવે મને પૂરતો ખેઆલ આવી શકે છે, લેકીન મુમતાઝને મેં મળવાનો કઓલ આપ્યો છે, અને વખત પસાર થઇ ગયો હોવાથી બડી ઇંતેજારીથી તે મારી

રાહ જોઇ રહી હશે." ખરી હકીકતથી માહિતગાર બનતાં શાહજાદા ખુર્રમે પોતાના દિલની હકીકત મહારાજા ભીમસિંહજીને જણાવી.

"મુમતાઝમહાલની તમો બિલકુલ ફિક્ર ન કરશો. તેને સહીસલામત જગ્યાએ પહોંચાડવા માટે દુલારી ત્યાં પહોંચી ગઇ હશે."

"દુલારી ! એ દુલારી કોણ છે?"

"શાહજાદા સાહેબ ! તેને હરગીઝ નથી પીછાનતા ?"

"બિલકુલ નહીં લેકીન મુમતાઝની ફિક્ર કરવી તે આપણી ફર્જ નથી ?"

"આપણાથી પણ તેની વધારે ફિક્ર કરવી તે આપણી સૌની પહેલી ફરજ છે, પરંતુ દુલારી તેના માટે પુરતી છે."

"તો પછી શહેનશાહ સલામત ફત્તેહપુર સીક્રી તરફ ક્યારે આવવાના છે ?"

"સીક્રી તરફ શા માટે ? રાજપૂતો સામે મયદાને જંગ ખેડવા બાદશાહસલામતને લઇને ખુદ શહેનશાહબાનુ નુરજહાન મયદાને જંગમાં આવી પહોંચે તે પહેલાં શાહજાદા પરવીઝને શમશીરના દાવ ખેલી હરાવવો જોઇએ–શિકસ્ત આપવાની પૂરી જરૂરત છે. આમ કર્યાં વિના આપણો રસ્તો બિલકુલ સાફ થઇ શકે તેમ નથી." વ્યૂહરચના કરતાં મહારાજા ભીમસિંહજીએ કહ્યું.

"શાહજાદા પરવીઝને શિકસ્ત આપવાથી આપણને શું ફાયદો ?"

"ફાયદો ? શિકસ્ત મળવાથી જ પરવીઝની વાતનો અંત આવનાર નથી લેકીન તેને તો જિંદગી અને મઓત સાથે દાવ ખેલવાનો છે."

"એટલે ?" શાહજાદા ખુર્રમે પૂછ્યું.

"મળેલી બાતમી મુજબ બાદશાહબેગમ નુરજહાન શાહજાદા પરવીઝને મયદાને જંગમાં જ ખતમ કરી નાખવાની હિકમત લડાવી રહી છે."

"શાહજાદા પરવીઝનું ખૂન અને તે શહેનશાહબાનુ નુરજહાનની તરફેથી ?"

"વિશ્વાસ નથી આવતો ?"

"યકીન અને તે તમારા સુખન પર ? મહારાજા ભીમસિંહજી ! તમારા સુખન પર મને પૂરતો યકીન છે. તમે કહો તો ભડભડતી આગમાં કૂદી પડવાને હું હરગીઝ તૈયાર છું લેકીન......" આમ બોલતાં બોલતાં શાહજાદા ખુર્રમના ચ્હેરા પરનો રંગ ઊડી ગયો. તે આંખો ફાડીને ચુપચાપ મેવાડપતિ ભીમસિંહજી તરફ જોઇ રહ્યો.

"શાહજાદા સાહેબ ! મને વિશ્વાસપાત્ર ખબર મળી છે કે, બાદશાહબેગમ નુરજહાન શાહજાદા પરવીઝ અને શાહજાદા ખુર્રમની ગુપ્ત રીતે હત્યા કરાવવાની ગોઠવણ કરી રહેલ છે."

"લેકીન આમ કરવાનો કાંઇ સબબ ?" શાહજાદા ખુર્રમે સ્હેજ ફિક્રમંદ હાલતમાં પૂછ્યું.

"સબબ ! તેમાં બીજો કયો સબબ હોઇ શકે ? મોગલ સામ્રાજ્ઞી નુરજહાન શાહજાદા શહેરિયારને–તેના જમાઇને શહેનશાહ જહાંગીર પછી દિલ્લી અને આગ્રાની રિયાસતનો માલિક બનેલો જોવાની ઇચ્છા ધરાવે છે અને પોતાના દિલની આ આકાંક્ષા બર લાવવા માટેજ આ જાતની રમત રમી રહેલ છે." મહારાજા ભીમસિંહજીએ બાદશાહબેગમ નુરજહાનના દિલની હકીકત જણાવતાં કહ્યું.

"અને હવે જ પૂરા તોરથી નાદીરાની રમતનો દાવ સમજી શકાય છે." આમ બોલતાં બોલતાં શાહજાદો ખુર્રમ કેટલોક સમય ભીમસિંહજીના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

બંને મિત્રો એક બીજાના ચહેરા પરના ભાવ વાંચવામાં તલ્લીન હતા તેવામાં એકાએક તેઓના કાને કોઇના રડવાનો આવાઝ આવતાં જ તે કઇ દિશામાંથી આવે છે તે જાણવામાં મશ્ગૂલ બની ગયા, લેકીન કોઇ પણ જાતનો પત્તો નહિ મળતાં શાહજાદા ખુર્રમે ભીમસિંહજીને પૂછ્યું.

"ભીમસિંહજી ! આ શું છે ? પળ એકમાં રડવાનો આવાઝ કાને પડે છે અને બીજી જ પળે તે ગાયબ પણ થઇ જાય છે ?"

"હું પણ સમજી શકતો નથી કે આ શું છે? પરંતુ મને સંપૂર્ણ ખાતરી છે કે, અવાજ કિલ્લામાંથી જ આવતો હોવો જોઈએ."

બંનેના કાને પડેલો આવાઝ કયાંથી અને કઈ દિશામાંથી આવે છે તેનો કોઈ પણ જાતનો પત્તો નહિ મળતાં શાહજાદા ખુર્રમના દિલમાં એકાએક તુફાન પયદા થયું. તેને પળે પળે મુમતાઝમહાલની સલામતીની ફિક્ર થવા લાગી અને તેથી બોલી ઊઠયો.

"ચોતરફ શંકા અને આફત સવાર થયેલાં જણાય છે. શું કરવું અને શું ન કરવું તે હરગીઝ સમજી શકાતું નથી."

"બાદશાહબેગમ નુરજહાન શાહી ફોજ સાથે અહીંઆ આવી પહોંચી છે તેવો ભય તો તમારા દિલમાં પયદા નથી થયોને ?"

"બિલકુલ નહિ. મારા દિલમાં આ પળે જો કોઈની પણ ફિક્ર હોય તો તે લેકીન મુમતાઝની જ છે." પોતાના દિલની હકીકત જણાવતાં શાહજાદો ખુર્રમ બોલ્યો.

"મુમતાઝની ચિંતા કરવી તદ્દન નકામી છે. દુલારીની હાજરીમાં કોઈ તેનો વાળ પણ વાંકો કરી શકે તેમ નથી."

મહારાજા ભીમસિંહજી અને શાહજાદો ખુર્રમ ઉપર પ્રમાણે વાતચીત કરતા હતા તેવામાં એક તૂટી પડેલા ખંડિયેર જેવા વયરાન મકાનમાંથી એક વાંદરો તેમના પગ પાસે કૂદી પડયો. એકાએક વાંદરાને જોતાં જ બંને અજાયબીમાં ગરક બની ગયા, અને વાંદરા તરફ ટીકીટીકીને જોઈ રહ્યા. પોતાના તરફ આમ કુતૂહલતાથી મહારાજા ભીમસિંહજી અને શાહજાદા ખુર્રમને જોઈ રહેલા જોતાં જ વાંદરો ખડખડાટ હસી પડયો. વાંદરાના હસવામાં ઇન્સાન જેવો આવાઝ આવતાં જ બંને અજાયબીમાં ફરીથી ગરક બની ગયા. તેવામાં વાંદરાએ છેક તેમની નજીક જઈને હાથ લંબાવી કહ્યું.

"આ તમારા માટેનો રૂક્કો."

વાંદરાના આ સુખન મહારાજા ભીમસિંહજી તથા શાહજાદા ખુર્રમના કાને પડતાં જ બન્નેની અજાયબી—કુતૂહલતામાં ઔર વધારો થયો અને તેથી ભીમસિંહજીએ સ્હેજ ગુસ્સાભર્યા અવાજે કહ્યું.

"ચિઠ્ઠી ! કોની ચિઠ્ઠી છે ? અમોને ચિઠ્ઠી આપે તે પહેલાં એ જણાવ કે તું કોણ છે ?"

"કેમ ! ધોખામાં પડયા ? મને બિલકુલ ન પીછાની શકયા ? હું કોણ છું તેનાથી તમારે વાકેફગાર બનવું છે ? તો પછી પૂરતા ખેઆલથી સાંભળી લ્યો કે, હું દુલારી છું."

"દુલારી ! અને તે આવા વેશમાં ?" મહારાજા ભીમસિંહજીએ અજાયબી નહીં રોકી શકતાં પૂછયું.

"સાવધાન ! એક પળ પણ ગુમાવવાનો આ વખત નથી. પૂરાતોરથી સાવચેત રહેવાની હરગીઝ જરૂરત છે. શાહી ફોજે ફત્તેહપુર સીક્રીને ઘેરો નાખી દીધો હોવાથી ન્હાસી જવાનો બિલકુલ રસ્તો નથી."

"લેકીન શાહી ફોજે સીક્રી ઘેરી લીધાની હકીકતથી તું કેવી રીતે વાકેફગાર બની ?" શાહજાદાએ પૂછયું.

"એક, એક પળ એવી કટોકટીમાં પસાર થાય છે કે, તે અત્યારે જણાવવાની–તે હકીકતથી વાકેફગાર બનાવવાની મને જરૂરત જણાતી નથી લેકીન પૂરાતોરથી શાહી ફોજના સિપાહીઓની નજરમાંથી ઘણી જ ચાલાકીથી હાલ તો છુપાઇ જવાની જ જરૂરત છે."

દુલારીના આ સુખન શાહજાદા ખુર્રમના કાને પડતાં જ તે ફિક્ર અને ડરનો ભોગ બનીને મહારાજા ભીમસિંહજી તરફ જોઇ રહ્યો. મહારાજા ભીમસિંહજીએ પોતાના દિલપર કાબૂ રાખીને દુલારીના હાથમાંથી પત્ર લીધો અને વાંચવામાં મશ્ગૂલ બની ગયો. પત્ર વાંચીને તેમાંની હકીકતથી વાકેફગાર બન્યા પછી ભીમસિંહજીએ તે પત્ર શાહજાદાના હાથમાં મૂકયો. પત્રમાં માત્ર આટલું જ લખેલું હતું. "મરિયમ મહાલ શહેનશાહની જાવણી."

"દુલારી ! આ પત્ર કોનો છો ?" દુલારી પાસેથી વધુ હકીકત જાણવા માટે મહારાજા ભીમસિંહજીએ પૂછયું.

મેવાડપતિ ભીમસિંહજીનો આ પ્રશ્ન સાંભળતાં જ દુલારી તેની નજદિક ગઇ અને કાંઇક કાનમાં કહ્યું. દુલારીએ કહેલી બિનાથી માહિતગાર થતાં જ મહારાજા ભીમસિંહજીએ શાહજાદા ખુર્રમને કહ્યું.

"દુલારીએ જણાવેલી હકીકત સાચી જ હોય તો એક પળ પણ ગુમાવવી તે આફતને બોલાવવા બરાબર છે લેકીન......

"એઆલમમાં મશગૂલ બની વખત ગુમાવવાની અત્યારે હરગીઝ જરૂરત નથી અને તેથી શાહજાદા સાહેબ તમે તુરત જ દુલારી સાથે મરિયમ મહાલ તરફ જવાને રવાના થઇ જાવ, જય એકલિંગેશ્વર."

"અને તમે ?" શાહજાદા ખુર્રમે પૂછયું.

"મારો ઘોડો તૈયાર છે. તમોને સાવચેત રહેવાની સૂચના આપવાના હેતુથી જ આ તરફ આવ્યો હતો અને તે આખરે પાર પડયો હોવાથી મને આનંદ થાય છે. મારી બિલકુલ ચિંતા ન કરશો. હું રાજપૂતોની છાવણીમાં ચાલ્યો જઇશ." મેવાડના ધણી ભીમસિંહજીએ કહ્યું.

"મારા માટે હું તમારી જિંદગીને જોખમમાં મુકવાને ઇચ્છતો નથી."

"જો આમ જ વખતને બરબાદ કરવામાં આવશે તો મને શક છે કે બન્ને આફતમાં સપડાઇ ગયા વિના નહિ રહો." દુલારીએ તેઓને સાવચેત બનાવતાં કહ્યું.

"મુમતાઝને કેવી રીતે બચાવી શકાશે ?"

"તે બાબતમાં તમો બેફિકર રહો. મારા બદનમાં ખૂન વહે છે ત્યાં સુધી મુમતાઝની સલામતીની જુમ્મેદારી ઉઠાવવાને હું હરગીઝ તૈયાર છું."

"લેકીન—"

"શાહજાદા સાહેબ ! કલ્પનાની દુનિયામાં રમવાનો આ વખત નથી અને તેથી સત્વરે રાજપૂત કુલદીપક તમોને દુલારી જ્યાં લઇ જાય ત્યાં ચાલ્યા જાવ." ભીમસિંહજીએ કહ્યું.

"મુમતાઝ કે તમારી સલામતી માટે બેવજૂદ ફિકર કરવાની જરૂરત નથી. તે માટેની બધી વ્યવસ્થા અમોએ કરી લીધી છે માટે બેધડક લેશ માત્ર ફિકર કે ડર રાખ્યા વિના મારી સાથે ચાલ્યા આવો. વખત ગુમાવવામાં લાભ કરતાં નુકસાન થવાનો ભય છે—ડર છે, નહીંતર ફત્તેહની બાજી શિકસ્તના રૂપમાં ફેરવાઇ જશે."

"લેકીન—મુમતાઝ—"

"તેની ફિક્ર કરવાની બિલકુલ જરૂરત નથી," દુલારી બોલી.

"તો પછી પ્યારા દોસ્ત ભીમસિંહજી ! સલામુ માલેકુમ." આમ કહીને શાહજાદો ખુર્રમ ભીમસિંહજીને ભેટી પડયો, અને બીજી જ પળે ભીમસિંહજીની રજા લઇને દુલારી સાથે તે મરિયમમહાલ તરફ જવાને રવાના થઇ ગયો.

શાહજાદા ખુર્રમ અને દુલારીના ચાલ્યા જવા પછી ભીમસિંહજી પણ પોતાના ઘોડાને છુપાવી રાખ્યો હતો ત્યાં આવી પહોંચ્યા અને ત્યાંથી ઘોડાપર બેસીને રાજપૂતોની છાવણી તરફ જવાને રવાના થઈ ગયા.

---

## પ્રકરણ સોળમું

### શાહજાદા પરવીઝનું ખૂન

"**દિલની ઉમ્મીદ-તમન્ના આખરે બર** આવવાનો મોકો આવી પહોંચ્યો છે. કાસીદ સમાચાર લાવ્યો છે કે, રાજપૂતો પર શાહી ફોજ સાથે તૂટી પડવા માટે શાહજાદો પરવીઝ રવાના થઇ ચૂકયો છે." ઉપરના સુખન બોલતાં બોલતાં નુરજહાન ખેઆલમાં મસ્ત બની ગઇ.

ઇન્સાન પોતાના દિલની તમન્ના-ખ્વાહિશ બર લાવવા માટે ઇન્સાનિયત ભૂલી શું, શું નથી કરતો? કાવાદાવા-દાવપેચ અને શેતરંજના દાવ ફેંકી પોતાના માર્ગમાં આવતો ઇન્સાન પછી તે પોતાના બિરાદર, પિદર, અમ્મા કે ફરજંદ હોય, તો તેની પણ હરગીઝ પરવાહ રાખ્યા વિના, રહેમ એ આ નાચીઝ જહાનમાં શું ચીઝ છે તે તરફ નજર પણ નાખ્યા વિના, બસ પોતાના દિલની મુરાદ બર લાવવા ન કરવાનું કરી બેસે છે.

"મારા દિલમાં રોશનના શૌહર શાહજાદા શહેરિયારને મોગલ રિયાસતના તાજોતખ્તનો માલિક બનાવવાની ઘર કરી બેઠેલી શયતાની તમન્ના......" બાદશાહબેગમ નુરજહાનના મ્હોંમાંથી આગળ એક હરફ પણ નીકળી શકયો નહિ. તે ફરીથી ખેઆલમાં મસ્ત બની ગઇ.

"રાજસત્તા એક એવી ચીઝ છે કે, તેની એક વખત લહજ્જત ચાખનાર તેને હરગીઝ છોડી શકતો નથી. મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરના કારોબારમાં નુરજહાનની તમન્ના—ખ્વાહિશ એ જ મોગલ સલ્તનતનો કાયદો છે. આ હકુમત મારા બદનમાં ખૂન વહેતું હોય બલ્કે નુરજહાન જિંદા હોય ત્યાંસુધી મારા હાથમાં જ રહે તેવી તમન્ના પોષવા જ મારે આ બધા કાવાદાવા નથી ખેલવા પડતા?

"નુરજહાન ઔરત હોવા છતાં પૂરા તોરથી શેતરંજના દાવ ફેંકી શકે છે. તેના દિલની તમન્ના બર લાવી શકે છે એમ આલમને બતાવી આપવાની દિલની ખ્વાહિશ છે અને તે જાનના ભોગે હરગીઝ હું પૂરી કરીશ."

પોતાનો ફેંકેલો દાવ કેવી રીતે પાર પાડવા તેના ખ્યાલમાં બાદશાહબેગમ નુરજહાન મસ્ત હતી ત્યાં દિલ્હી અને આગ્રાની સલ્તનતનો માલિક શહેનશાહ જહાંગીર આવી પહોંચ્યો અને વિચારના વમળમાં—ખ્યાલમાં મશ્ગૂલ શહેનશાહબાનુ નુરજહાનની છેક નજદિક જતાં બોલી ઊઠયો.

"નૂર! લખ્તેજિગર! શાના ખ્યાલમાં મસ્ત છે? ચાંદની પૂર બહારમાં ચમકી તારા નૂરને કેવી બ્હેલાવી રહી છે? અયશ અને આરામની લહજ્જત લૂંટવાનું છોડી......" આમ બોલતાં બોલતાં નુરજહાનનો નાજુક હાથ શહેનશાહ જહાંગીરે પોતાના હાથમાં લીધો. બીજી જ પળે ફિકરથી ફિક્કા પડી ગયેલા નુરજહાનના ચ્હેરા તરફ નજર પડતાં જ તે ફરીથી બોલી ઊઠયો.

"નુરેચશ્મ! મોગલ સલ્તનતની મલ્કા! આજે આટલી બધી ફિકરમંદ કેમ જણાય છે?"

"મારા માલિક! મારા દિલના આરામ. આ ખાદીમાને ફિકર રહે છે કે, શાહજાદા ખુશરૂને ગ્વાલિયરના કિલ્લામાંથી છોડી મૂકવાનો બાદશાહ સલામતનો હુકમ ખૂનખાર જંગ મચાવશે." આમ કહીને નુરજહાને તેના કાતિલ ચશ્મોમાંથી એક એવું કાતિલ તીર છોડયું કે,

શહેનશાહ જહાંગીર નુરજહાનના કાતિલ તીરનો ભોગ બન્યો. મોગલ રિયાસતના માલિકે નુરજહાનને પોતાની ગોદમાં જકડી અને ગુલેલાલા મિસાલ તેના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"નૂર ! તેનાથી બિલકુલ ડરવાની જરૂરત નથી. હું નથી ધારતો કે ગ્વાલિયરના કિલ્લામાં રાજકયદી તરીકે રહેલો શાહજાદો ખુશરૂ મારી સામે હથિયાર ઉપાડી મઓતને બોલાવે."

"લેકીન—" નુરજહાન એક હરફ પણ આગળ બોલી નહિ.

"મને પક્કા સમાચાર મળ્યા છે કે, શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાંથી છૂટતાંજ મેવાડ તરફ જવાને રવાના થઇ ગયો છે અને તેથી મને શક છે કે, તે ચોક્કસ રાજપૂતોને પોતાના પક્ષમાં લેવાની કોશિશ કર્યા વિના નહિ જ રહે, લેકીન નુરજહાન તેના દાવપેચને પહોંચી વળવાને પૂરતી તાકાત ધરાવે છે અને તેથી જ શાહી લશ્કર–ફોજ સાથે મેવાડ તરફ ઉપડી જવાનું મેં શાહજાદા પરવીઝને ફરમાન પહોંચાડી દીધું છે."

"આફ્રીન ! નૂર ! તારી દૂર અંદેશી પર સદહજાર આફ્રીન."

"લેકીન એટલેથી જ વાતનો અંત આવતો નથી. શાહજાદા શહેરિયારને કાલે જ મેં શાહી ફોજ સાથે શાહજાદા પરવીઝની ફોજને મળી જવા રવાના કરેલ છે અને આવતી કાલે મગરેબની નમાઝ પછી ખુદ બાદશાહ સલામત સાથે મયદાને જંગ તરફ ઉપડી જવાના હું મક્કમ નિશ્ચય પર આવી છું."

"લેકીન તેમ કરવાની જરૂરત ?"

"મોગલ સલ્તનતના ટુકડા ન બનાવવા હોય તો તેમ કરવાની પુરાતોરથી જરૂરત છે." ઉપરના સુખનો નુરજહાનના મ્હોંમાંથી નીકળે તે પહેલાં તો દસ્તબોલી શીરાઝીનો જામ નુરજહાને તેના નાજુક હાથે મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરના મ્હોં પાસે ધર્યો. બાદશાહબાનુ નુરજહાનના હુસ્નમાં પાગલ બનતાં શહેનશાહ જહાંગીર શિરાઝી, ગટગટાવી ગયો અને બીજી જ પળે બોલી ઉઠ્યો.

"શાહી ફોજને મગરેબની નમાઝ વખતે મેવાડ તરફ રવાના થવાનું ફરમાન પહોંચાડી દીધું છે?"

"તેના માટે આપ બે ફિક્ર રહો." આમ કહીને શહેનશાહબેગમ નુરજહાને ફરીથી શિરાઝીનો જામ મોગલ સલ્તનતના માલિક જહાંગીરના મ્હોં પાસે ધર્યો.

"નુરેઆસમ! શાહજાદો ખુર્રમ......"

"એકાએક ક્યાંઇ પલાયન થઇ ગયો છે, મારા માલિક!" શહેનશાહ જહાંગીર વાક્ય ખતમ કરે તે પહેલાં મોગલ રિયાસતની મલ્કા નુરજહાન બોલી ઊઠી.

શિરાઝી અને સનમ—સુંદરીની લહજ્જત લૂંટતો મોગલ સલ્તનતનો માલિક શહેનશાહ જહાંગીર અયશ આરામમાં મસ્ત હતો તેવામાં શાહી રંગમહેલના પહેરેગીરે બારના ઘંટા વગાડયા. બારના ટકોરાનો આવાઝ શહેનશાહ જહાંગીરના કાને પડતાં જ તે બોલ્યો.

"મધરાત થઇ ગઇ? મગરેબની નમાઝ પહેલાં તો ઉઠવું છે તેથી જરા આરામ......"

"બરાબર છે મારા માલિક! આપ બાખુશીથી આરામ કરો. બાંદી શાહજાદા પરવીઝ તરફના કાસીદને માટે ઇન્તેજાર છે અને તેથી—" આમ બોલતાં બોલતાં તેના કાને કોઇના આવવાનો આવાઝ આવતાં જ તે ચમકી. બાંદીને કુર્નીશ બજાવી હાજર થયેલી જોઇ તે શહેનશાહ જહાંગીરને ઉદ્દેશીને બોલી.

"શાહજાદા પરવીઝ તરફથી કાસીદ આવ્યો હોવાથી તેને યોગ્ય ફરમાન સાથે રવાના કરી બાદશાહ સલામતની હજુરમાં ફોરન આવી પહોંચું છું. લોંડી રૂખ્સદ ચાહે છે."

આમ કહીને શહેનશાહ જહાંગીરને એક વાર ફરીથી ઇસ્તંબોલી શિરાઝીનો જામ આપીને તે ત્યાંથી રવાના થઇ ગઇ.

"રાબિયા! શાહજાદા શહેરિયારના શું સમાચાર છે?"

"ઐયાશી શાહજાદાના બીજા શું સમાચાર હોઇ શકે? તેઓ હરગીઝ સનમ અને શિરાઝીમાં જ મસ્ત છે.

રાબિયાના આ સુખન બાદશાહબેગમ નુરજહાનના કાને પડતાં જ તે છેક રાબિયાની નજદિક ગઇ અને ધીમા આવાઝે તેના કાનમાં કાંઇક કહ્યા પછી બોલી.

"હરગીઝ ભૂલતી નહિ. ખેઆલમાં રહેશે ?"

"બાખુશીથી મારી મલ્કા."

"તો પછી ફોરન રવાના થઇ જા. પૂરાતોરથી ખેઆલમાં રાખજે કે, જરા પણ ગફલત થઇ છે તો જિંદગી સલામત નથી." રાબિયાને છેવટનું ફરમાન આપીને બાદશાહબેગમ નુરજહાન પોતાના ખાસ કમરા તરફ જવાને રવાના થઇ ગઇ.

× × × ×

બાદશાહબેગમ નુરજહાન જ્યારે આ બાજુ પોતાની દુખ્તર રોશનઆરાના શૌહર શાહજાદા શહેરિયારને શહેનશાહ જહાંગીર પછી મોગલ સલ્તનતના તાજોતખ્તનો માલિક બનાવવા કેવી રીતે દાવપેચના પાસા ફેંકવા તેના ખેઆલમાં મશગૂલ બનીને નવી નવી ચાલબાજીના દાવ ખેલ્યે જતી હતી ત્યારે શહેનશાહ જહાંગીર તરફથી મળેલા ફરમાનની રૂએ મેવાડના રાજપૂતોની સ્હામે સામનો કરવા શાહી ફોજ સાથે બંગાળમાંથી ઉપડી ચૂકેલો શાહજાદો પરવીઝ મેવાડ અને મોગલ રિયાસતની સરહદપર શાહી લશ્કર સાથે આવી પહોંચી ડેરાતંબુ નાંખીને જવાનીની લહેજત લૂંટવા સનમ અને શિરાઝીનો આનંદ લૂંટતો, સંગેમરમર મિસાલ નાજુક બદનની હુરનપુર નાઝનીનોના હાથમાંના શિરાઝીના જામને પૂર રંગમાં-બારમાં આવીને ખુશમિજાજથી ઇન્સાફ આપી રહ્યો હતો.

સનમ અને શિરાઝીની લહેજત ઉડાવતા શાહજાદા પરવીઝની ચશ્મો અજબ રંગે રંગાઇ ગઇ હતી. જન્નતની હુર મિસાલ જવાનીના પૂર બહારમાં ખીલતી નાઝનીનોના બદનમાંથી માહતાબની આછી રોશની નીતરતી હતી. આવી ગુલબદન નાઝનોના હુસ્નમાં પાગલ બની જતાં શાહજાદા પરવીઝે ઇસ્તંબોલી શિરાઝીનો જામ

લઇને તેની બગલમાં ખડી રહેલી એક હુસ્નપૂર નાઝનીનનો હાથ પોતાના હાથમાં પકડયો અને બીજી જ પળે તેના હાથમાં રહેલો શિરાઝીનો જામ જમીનપર મૂકી શાહજાદા પરવીઝે તેને પોતાની ગોદમાં જકડી તેના ગુલેલાલા મીસાલ લબપર બોસા લેતાં કહ્યું.

"સલીમા ! દિલમાં તાજગી પયદા કરે તેવું કાંઇક તારા બુલબુલ મિસાલ નાજુક અને દિલને બહેલાવી દે તેવા નજાકત ભર્યા આવાઝે......"

આમ બોલતાં બોલતાં શાહજાદા પરવીઝે સલીમાને પોતાના બદન સાથે ચાંપી અને તેના પરવાળા મિસાલ લબ અને ગુલેઅનાર મિસાલ ચ્હેરાપર બોસાની રમઝટ લગાવવામાં તે મશગૂલ બની ગયો.

શાહજાદા પરવીઝની ગોદમાં બેહિસ્તનો આનંદ અને જવાનીની લહજ્જત લૂંટતી સલીમાએ તેના મુલાયમ આવાઝે ગાવાનું શરૂ કર્યું.

"લહેદમેંભી મેરે શાને ઢીલા જાતે હૈ,
સતાને વાલેભી યહાં સતાયે જાતે હૈ.
કુછ ખબર મિલતી નહિ મુજકો મેરે દિલદારકી
અયે સબાં તુંહી બતા મંઝિલ કહાંહૈ યારકી.
સતાનેવાલેભી યહાં સતાયે જાતે હૈ
લ......હે......દ......મેં......ભી........."

સલીમાના દર્દનાક સુરીલા આવાઝમાંથી નીકળતા નજાકત ભર્યા સંગીતમાં શાહજાદો પરવીઝ આજુબાજુના વાતાવરણનો ખ્યાલ ભૂલીને પોતાનું દિલ ગુમાવી બેઠો. તેને તેની જિંદગીની કે કામગીરીનો બિલકુલ ખ્યાલ નહતો. તે તો મસ્ત હતો હુસ્નપૂર નાઝનીનના બદનમાંથી દિલને પાગલ બનાવી દે તેવી ટપકતી રોશની અને સંગીતના આવાઝમાં. સલીમાની ચમકતી ચશ્મોમાંથી નીકળતી રોશનીમાં શાહજાદો પરવીઝ તે કયાં છે તેનું ભાન ભૂલી ગયો હોવાથી ઉપરા ઉપરી શિરાઝીના જામ ઉડાવવામાં મસ્ત બની ગયો હતો.

શિરાઝીના નશામાં સાનભાન ભૂલી બેઠેલો શાહજાદો પરવીઝ સનમ અને શિરાઝીની બ્હાર લૂંટતાં બેહોશ બનીને જમીન પર પડ્યો. સલીમા અને બીજી બાંદીઓની પણ શાહજાદા પરવીઝ જેવી જ હાલત-દશા હતી. સહુ શિરાઝીના નશામાં ચકચૂર-મસ્ત હોવાથી પોતાનાં વસ્ત્રોનો પણ કોઇને બિલકુલ ખેઆલ ન હતો. થોડા જ સમયમાં માત્ર એક બાંદી સિવાયનાં બધાં મૂડદા મિસાલ જમીન પર પડેલાં નજરે પડતાં હતાં.

શિરાઝીની અસર શાહજાદા પરવીઝના તંબુમાંના હરકોઇ ઇન્સાન પર થઇ ગયાની પાકી ખાતરી થતાં જ જમીન પર પડેલી બાંદીઓ-માંની એક બાંદી ખડી થઇ ગઇ અને ચોતરફ નજર ફેંકી તો સૌ કોઇ નશામાં ચકચૂર હતાં. હકીકત આમ હોવાથી પોતાનો દાવ સ્હેલા-ઇથી ખેલી શકાશે તેવો પૂરતો વિશ્વાસ પયદા થતાં જ તે બાંદી શાહ-જાદા પરવીઝની નજદિક ગઇ અને તેને લાત મારતાં—પગની ઠોકરે ચડાવતાં બોલી:

“હવસના ગુલામ! એક ઔરત તેના પાકદામન માટે કેટલી મગરૂર હોય છે, તેનો ખેઆલ તને ખ્વાબમાં પણ કયાંથી પયદા થાય? મારી ઇજ્જત પર તેં કલંકનો કાળો ડાઘ લગાડયો છે અને તે જ દિવ-સથી ઇન્તેકામ-કિન્નો લેવાનો હું મોકો શોધતી હતી. કમજાત.........”

આમ બોલતાં બોલતાં કોઇના આવવાનો આવાઝ તેના કાને પડતાં જ તે ચમકી અને બીજી જ પળે આવાઝ કયાંથી આવે છે તેના ખેઆલમાં પડી. કેટલોક સમય આવી રીતે પસાર કર્યા પછી તેણે જમીન પર પડેલી બાંદીઓ અને શાહજાદા પરવીઝ તરફ નજર ફેંકી તો તેઓ સહુ મુડદા જેવાં જ પડયાં હતાં.

તેણે તંબુના દરવાજા તરફ નજર ફેંકી અને બીજી જ પળે શાહજાદા પરવીઝ તરફ ગુસ્સા ભરી નજર ફેંકી તેના ગુલાબી ચ્હેરા પર ઔર રતાશ આવી અને દાંત સાથે દાંત ભીંસી જમીન પર શિરાઝીના નશામાં બેહોશ પડેલા શાહજાદાને ફરીથી ઠોકર મારી તે બોલી:

"શયતાન! તારા હવસને પોશવા તેં મારા જેવી કેટલીયે પાક-દામન લડકીઓની જિંદગી બરબાદ કરી નાખી હશે, લેકીન......"

આમ બોલતાં બોલતાં તે કેટલોક વખત શાહજાદા પરવીઝ તરફ અંગાર જલતી ચશ્મોએ જોઈ રહી. કેટલોક વખત આવી રીતે પરવીઝના તરફ જોઈ રહ્યા પછી તે ફરી-છલંગ મારી અને બીજી જ પળે તંબુના દરવાજા પાસે આવીને ચોતરફ નજર ફેંકી તો સઘળું તેને સુમસામ જણાતાં જ તેના દિલમાં ખુશાલી પયદા થતાં જ તે બોલી:

"દિલમાં છુપાવી રાખેલી ઘણા દિવસોની ઉમ્મીદ-તમન્ના આજે પૂરાતૌરથી બર આવશે. મારી ઇજ્જત લૂંટનાર હવસનો ગુલામ શાહજાદો પરવીઝ આ જહાન પરથી કાયમને માટે રવાના થઈ જશે—જહાન્નમ તરફ કુચકદમ માંડશે."

ઉપરના સુખન બોલ્યા પછી તે બડી તેજ બની ગઈ અને તેથી ખુશાલીમાં નાચતી નાચતી શાહજાદો બેહોશ બનીને પડ્યો હતો ત્યાં આવી પહોંચી અને કેટલોક સમય કાતિલ નજરે તે શાહજાદા તરફ જોઈ રહી. થોડો સમય પરવીઝના ચહેરા તરફ જોઈ રહ્યા પછી જ્યારે તેને પાકી ખાતરી થઈ કે, પોતાના દિલની ખ્વાહિશ બર લાવવાનો આ સુંદર મોકો છે ત્યારે તેણે તેના બદનમાં છુપાવી રાખેલું તેજદાર લેકીન કાતિલ ખંજર બહાર કાઢ્યું અને ખંજર તરફ નિગાહ ફેંકી આછો મુસ્કેરાટ કરતાં બોલી:

"આજે મારું ઇન્તેકામ-કિન્નો પુરાતોરથી ખતમ થાય છે. મારી ઇજ્જત-પાકદામન પર કાળો બટ્ટો-કલંક લગાડનાર હવસનો ગુલામ-કૂતરો આ દુનિયામાં હરગીઝ રહી શકે તેમ નથી. શાહજાદો હોય તેથી શું થયું? હું તેને કોઈ રીતે આજે છોડનાર નથી. મને આજે તેના ખૂનની પ્યાસ લાગી છે અને તે હરકોઈ ભોગે બુઝાવ્યા વિના હરગીઝ નહિ જંપું."

આમ કહીને તેણે એક વાર ફરીથી ખંજર તરફ નજર ફેંકી. કોઈ ઇન્સાનના આવવાનો આવાઝ બારીકાઈથી તપાસી જોયો. પોતાના દિલની પ્યાસ બુઝાવવામાં-પોતાના જિગરમાં ઘર જમાવી બેઠેલા કિન્નાનો

બદલો લેવાના કામમાં–શાહજાદા પરવીઝને ખતમ કરી નાખવાના કામમાં લેશમાત્ર–બિલકુલ મુશ્કિલી નડે તેમ નથી, તેવું જણાતાં જ તે છેક શાહજાદા પરવીઝની નજદિક ગઇ અને શિરાઝીના નશામાં મસ્ત પડેલા શાહજાદાના જિગરમાં ખંજર હુલાવી દીધું.

પળમાત્રમાં શાહજાદા પરવીઝનો જાન બીજી દુનિયા તરફ રવાના થઇ જતાં જ શાહજાદાના ખૂનથી રંગાયેલી છૂરી પરવીઝની છાતીમાંથી ખેંચી કાઢતાં તે ઔરત બોલી:

"હવસના ગુલામો, પાકદામન ઔરતની ઇજ્જત પર બટ્ટો લગાડનારાઓ આવી જ સજાને લાયક હોય છે." આમ કહીને તેના હાથમાં રહેલું ખંજર તેણે ફેંકી દીધું અને શાહજાદાને ઠોકર મારતાં તે બોલી ઉઠી.

"બદબખ્ત ! તારા ખેઆલમાં એમ જ રમતું હશે કે, તું શાહજાદો હોઇ–મોગલ સલ્તનતના માલિકનો બેટો હોઇ ગરીબ નાચીઝ ઔરતોના પાકદામનને લુંટી શકે છે, તારા ખેઆલમાં આવે તે નાઝનીનની જવાનીની લહજ્જત ચાખી શકે છે લેકીન..........." આમ બોલતાં બોલતાં કોઇના આવી પહોંચવાના ડરથી તે ધ્રૂજી ઉઠી અને બીજી જ પળે તંબુના દરવાજા તરફ મીટ માંડી લેકીન કોઇ પણ ઇન્સાન તેની નજરે નહિ પડતાં તે ફરી બોલી:

"આજના દિવસની રાહ જોતી અને તેવા મોકા માટે જંખતી હું જીવતી હતી. મારા દિલનો કિન્નો લેવા માટે જ શાહી રંગમહાલમાં બાંદી બનીને ગુલામી કરતી હતી અને તે પણ મારા પાકદામન લૂંટનાર શાહજાદા પર ઇન્તેકામ લેવા માટે. આજે મારૂં વૈર–મારા દિલને હરપળે કોરી ખાતો કિન્નો ખતમ બની ગયેલ છે."

આમ કહીને શાહજાદા પરવીઝના જિગરમાં ખંજર હુલાવી પોતાની અસ્મત પર કાળો બટ્ટો–કલંક લગાડનાર તરફ એક વખત તે નાઝનીન–ઔરતે ફરીથી નજર ફેંકી. હવસના ગુલામ શાહજાદા પરવીઝને મઓતનો મ્હેમાન બની આ ફાની દુનિયા છોડી ગયેલો જોતાં જ તે નાઝનીને

શાહજાદાના બદનમાંથી નીકળતા ખૂનથી પોતાના હાથ રંગ્યા—લાલ બનાવ્યા અને બીજી પળે તેના તરફ આછું આછું મુશ્કેરાતાં ખુશ-ખુશાલ ચ્હેરે કેમ જાણે દિવાની ન બની ગઇ હોય તેમ મસ્ત અદાથી એક બે ચક્કર લગાવી શાહજાદાના બદનમાંથી છૂરી–ખંજર ખેંચી કાઢયું અને શાહજાદા તરફ ખૌફનાક નજર ફેંકતાં બોલી.

"સનમ અને શિરાઝીમાં મસ્ત બની રિયાયાની વહુ બેટી જે સલ્તનતના માલિકની બેટી સમાન હોય છે તેઓની અસ્મત–પાકદામન તરફ કુડી નજર ફેંકનાર સદાને માટે–હરગીઝ કૂતરાને મઓતને લાયક હોય છે, અને આલમના માલિકે ઇન્સાફનાં ત્રાજવાં લઇને બેઠેલા પાકપરવરદિગારે આજે તને તેવું જ મઓત આપી એક હાથે કરી બીજા હાથે ભોગવો તે પૂરાતોરથી સાબીત કરી આપ્યું છે."

આમ બોલતાં બોલતાં તેના કાને ઘોડાના પગલાનો આવાઝ પડતાં જ તે ફોરન ચમકી. બીજી જ પળે દરવાજા તરફ નજર ફેંકી તે તરફ દોડી. કેટલોક વખત દરવાજા પર ઉભી રહી. દૂર દૂર કોઇ ઇન્સાનના આવવાનું નિશાન તેની નજરે પડે છે કે નહિ તે તેણે જોયા કર્યું, લેકીન જ્યારે તે તેના દિલની હરગીઝ શંકા જ હતી, તેવી તેને પૂરાતોરથી ખાત્રી થઇ ત્યારે તેણે ઝડપથી શાહજાદા પરવીઝના તંબુમાં ચક્કર લગાવ્યું. તેવામાં તેના દિલમાં કાંઇક ખેઆલ પયદા થતાં જ તે સ્વયં બોલી:

"ઇન્તેકામ પૂરાતોરથી લેવાઇ ગયું હોવાથી આ જહાન પર આ જિંદગીની જરૂરત હોય તેમ મને જણાતું નથી. દિલમાં ખુદાપાકના નામ પર લીધેલા કસમ આજે ખતમ થાય છે અને તેથી આજે ઇન્તેકામનો બદલો–વૈરની વસુલાત કરી લીધી હોવાથી એક કલંકિત ઔરત તરીકે મારે હવે શા માટે આ જહાન પર વધુ જીવવું જોઇએ ?"

આમ બોલતાં બોલતાં તે હુસ્નપુર નાઝનીન ખેઆલમાં મસ્ત બની. કેટલોક વખત આમ ખેઆલમાં જ પસાર કર્યા પછી કાંઇક હૈયે ચડી આવતાં જ તે બબડી.

"આવ. કમતાકાત ગણાતી નાઝનીનોની પાક અસ્મતને અણીના સમયે બચાવવામાં સદાયે—હરગીઝ મદદગાર રહેતી દિલરૂબા મારી ગોદમાં સમાઇ જા. પાકદામન નાઝનીનનું અસ્મત લૂંટાઈ ગયું પછી તે ઔરત જીવે તો પણ મરેલી છે જ અને તેથી પ્યારા ખંજર! શાહજાદાના દિલમાં—જિગરમાં કેટલી ખુશાલી સાથે તું આરપાર નીકળી ગયું હતું? આજે મારા જિગરમાં તારું ઘર………"

આમ બોલતાં બોલતાં તે નાઝનીને તેના હાથમાં રહેલું ખંજર પોતાના જિગરમાં હુલાવી દીધું કે, તરત જ બીજી જ પળે તે મોટા આવાઝ સાથે જમીન પર તૂટી પડી.

પોતાના પાકદામન પર બટ્ટો લગાડનાર શાહજાદા પરવીઝનું ખૂન કરી પોતાની જિંદગી ખતમ કરી નાખ્યાને કેટલોક વખત પસાર થઇ ગયો હશે તેવામાં બાદશાહબેગમના ખાનગી ફરમાનને અમલમાં મૂકવાને આગ્રાથી રવાના થઈ ચૂકેલી બાંદી શાહજાદાના તંબુ પાસે આવી પહોંચી. રોશની તંબુમાં પૂરબહારમાં ચમકતી હોવાથી કોઇ પણ જાતની શંકા કે ડર વિના બાંદી તંબુમાં દાખલ થઇ, લેકીન તંબુમાં દાખલ થતાં જ બેહોશ પડેલી બાંદીઓ, શિરાઝીના જામ અને શાહજાદા પરવીઝના જિગરમાંથી વહેતું ખૂન આ ખૌફનાક હાલત તેની નજરે પડતાં જ તે હેબતાઇ ગઇ અને બીજી જ પળે તેનાથી બોલાઇ જવાયું.

"આ શું? શાહજાદા પરવીઝનું ખૂન?"

---

## પ્રકરણ સત્તરમું

## મહોબ્બત અને ભીમસિંહજી

**રાજપૂતો અને મોગલો** વચ્ચે જામેલા ખૂનખાર જંગમાં જ્યારે પૂરબ્હારમાં સામસામા ફોજી સિપાહીઓ કત્લેઆમ ચલાવી રહ્યા હતા, એક બીજા જાન પર આવીને છેલ્લો દાવ ખેલતા હતા, તે વખતે સિપેહસાલાર બહેરામખાનની ચશ્મો મયદાને જંગમાં કોઇને ઢૂંઢવામાં–શોધવાને બડી આતુરતાથી ચોતરફ ફરી રહી હતી, લેકીન જેને શોધી કાઢવા તે તલસતો હતો તે ક્યાંઇ નજરે નહીં ચડતાં તે બોલ્યો:

"મયદાને જંગમાં ચોતરફ નજર દોડાવી ચૂકયો લેકીન જેને ઢૂંઢી કાઢવાને મારી ચશ્મો આતુર છે તે હરગીઝ નજરે ચડતો નથી. દુશ્મનોના કાતિલ ઘાનો ભોગ બની તે મયદાને જંગમાં તો નહીં પડ્યો હોય ? અને જો તેવું જ કાંઇક બની ગયું હોય તો ફોરન તેની તલાશ કરવાની જરૂરત........."

આમ બોલતાં બોલતાં કાંઇક ખેઆલ તેના દિલમાં પયદા થતાં જ તે બોલી ઊઠ્યો: "શિરાઝી અને સનમની લહજ્જતમાં જિંદગીની બ્હાર–મજાહ સમજનાર શાહજાદો મઓત ને જિંદગીની વચ્ચે દાવ ખેલતો ખૂનખાર મયદાને જંગ જામ્યો હોવા છતાં સનમની ગોદ અને શિરાઝીની લહજ્જત ઉડાવવામાં જ મસ્ગૂલ તો નહિ બની ગયો હોય ? તેની તલાસ તો બડી તેજીથી કરવી જોઇએ અને જો શાહજાદાના જાનને કાંઇ જોખમ થયું તો........."

ઉપરના સુખન બોલતાં બોલતાં મોગલ રિયાસતના શાહી લસ્કર–ફોજના સિપેહસાલાર બહેરામખાન ખેઆલની પરંપરામાં મસ્ત બન્યો. પળે પળે નવા નવા ખેઆલ તેના દિમાગમાં ડોકિયાં કરવા લાગ્યા—તેના દિલમાં પયદા થતા હતા. શાહજાદા પરવીઝને કોઇ પણ હિસાબે ઢૂંઢી કાઢવો જ જોઇએ તેવા પાકા નિશ્ચય પર આવતાં જ તે ફરીથી બોલ્યો:

"મારા દિલમાં પળે પળે પયદા થતો મારો ખેઆલ જો પૂરાતોરથી સાચો જ જણાઇ આવે—સાબિત થાય તો મારે અફસોસ સાથે જણાવવું જોઇએ કે મોગલસેના—શાહી ફોજ સાથે મુકાબલો કરવામાં રાજપૂતો પૂરાતોરથી પોતાની જાનની હરગીઝ પરવાહ નહિ કરતાં ખૂનખાર જંગમાં શમશીરના ખેલ ખેલવામાં મસ્ત બની ગયા છે તેવા વખતે જો શાહજાદો પરવીઝ—દિલ્હી અને આગ્રાના તાજોતખ્તનો ઉમ્મીદવાર શિરાઝીના જામ ઉડાવવામાં અને હુસ્નપૂર નાઝનીનોના બદનમાંથી ટપકતી જવાનીની લહેજ્જત લુંટવામાં મશ્ગૂલ બની ગયો હોય તો પછી સનમ અને શિરાઝીને જ જિંદગીનો આરામ સમજનાર શાહજાદો મોગલ સલ્તનતનો માલિક બનવાને લાયક છે? હરગીઝ નહિ."

આમ કહીને મયદાને જંગમાં શમશીરના દાવ ખેલતા મોગલ સિપાહીઓ તરફ એક વખત નજર ફેંકી અને બીજી જ પળે શાહજાદા પરવીઝને આસમાનમાંથી પણ ઢુંઢી કાઢવાના મક્કમ નિર્ણય પર આવતાં સિપેહસાલાર બહેરામખાન શાહજાદા પરવીઝના તંબુ તરફ જવાને રવાના થઇ ગયો.

મોગલ સિપાહીઓ રાજપૂતોની તાતી તલ્વારના કાતિલ મારને સહન નહિ કરી શકતાં લેકીન જાન બચાવવા ખાતિર મયદાને જંગ છોડીને ન્હાસવા લાગ્યા. મોગલ સિપાહીઓને ન્હાસતા જોઇ રાજપૂતો ખુશાલીમાં આવી ગયા અને ન્હાસતાં ઘેટાં પર જેમ ભૂખ્યા વરૂઓ તૂટી પડે તેમ તૂટી પડી મોગલ સિપાહીઓની લાવણીનો પાક વાઢે તેમ કતલ ચલાવવા લાગ્યા, અને બીજી જ પળે શાહી ફોજને પૂરતી શિકસ્ત આપી દુશ્મનોના તંબુ અને બીજી હરેક ચીજને તોડી નાખી રાજપૂતોની જીત—ફત્તેહના પોકારો કરતા ખુશાલીમાં મશ્ગૂલ બની ગયા.

આમ રાજપૂત સૈનિકો મોગલ સિપાહીઓ પર જાન પર આવીને તૂટી પડી તેઓને ન્હસાડવાની પૂરતી કોશિશ કરતા હતા તેવામાં શાહજાદા પરવીઝની તલાશ માટે નીકળેલા સિપેહસાલારની નજરે તંબુ અંદરનો દેખાવ પડતાં જ તે ચમકયો. બીજી જ પળે ત્યાં દોડી જઇ ન્હાસતા સિપાહીઓને અટકાવવાની તમન્ના તેના દિલમાં પયદા થઇ લેકીન તેને

શાહજાદા પરવીઝની તલાશ કરવી—તેને ઢૂંઢી કાઢવો તે પહેલું જરૂરી જણાતાં જ શાહી ફોજમાં પહોંચી જવાનો વિચાર પડતો મૂકયો. તેણે શાહજાદાના તંબુમાં હજુ તેના કદમ ભાગ્યે જ મૂકયા હશે ત્યાં તો તંબુમાં ગાદી તકીઆઓ, શિરાઝીના જામ અને બીજી ચીજો આમ તેમ વિખરાયેલી તેની નજરે ચડી, કારણ કે રાજપૂત સૈનિકોએ સિપેહસાલાર બહેરામખાન ત્યાં આવી પહોંચે તે પહેલાં તંબુ તોડી ફાડીને પોતાની જીત—ફત્તેહ અને મોગલોની હાર—પરાસ્ત બન્યાની નિશાની પૂરાતોરથી ત્યાં રજૂ કરી દીધી હોય તેમ જણાઈ આવ્યા વગર રહેતું ન હતું.

ઉપર જણાવેલા વાતાવરણ પરથી એટલું પૂરાતોરથી માલૂમ પડતું હતું કે, શાહજાદાના તંબુમાં કોઇ ઇન્સાનનું નામોનિશાન જણાતું ન હતું, લેકીન ત્યાં ભુતાવળ નાચી ગયેલી હોવાનો ખેઆલ પયદા થયા વગર રહેતો ન હતો.

વાતાવરણ આવી જાતનું હોવા છતાં પોતાના દિલને પથ્થર મિસાલ મજબૂત બનાવીને સિપેહસાલાર બહેરામખાને શાહજાદા પરવીઝના તંબુમાં જવાનું સાહસ કર્યું—કોશિશ કરી, લેકીન તંબુમાં દાખલ થતાં જ ત્યાં જે જાતની રંગત તેની નજરે પડી તે જોતાં જ તે હેબતાઇ ગયો અને બીજી જ પળે તેના દિલમાં દુઃખ પયદા થયું. શાહજાદો પરવીઝ સંગેમરમર મિસાલ સુફેદ તકીઆને અઢેલીને ગાદી પર પડેલો તેની નજરે પડયો. તેના મ્હોંમાંથી બડી તેજી સાથે આહ નીકળી ગઇ, કારણ કે શાહજાદાના ચહેરા પરનું નૂર કયાંઇ છુપાઇ ગયેલું નજરે પડતું હતું. તેના બદનમાંથી નીકળેલા ખૂનથી તેનાં કપડાં અને ગાલીચો લોહીલુહાણ થયેલો બહેરામખાનની નજરે ચડતાં જ તેનાથી એકાએક બોલાઇ જવાયું.

"શાહજાદા પરવીઝનું ખૂન! અને તે પણ મોગલ છાવણીમાં?"

આમ કહીને તે છેક શાહજાદા પરવીઝની નજદિક ગયો. શાહજાદાની નજદિક જતાં તેની નજર સામેની બાજુ પર જમીન પર પડેલી એક હુસ્નપૂર નાઝનીન પર પડતાં જ તે બોલી ઊઠયો.

"આ શું ? આ પરીસ્વરત નાઝનીન કોણ હશે ? શાહજાદાના તંબુમાં તેનું અને શાહજાદાનું કોણે ખૂન કર્યું હશે?" આમ કહીને સિપેહસાલાર બહેરામખાન કાંઇક ખેઆલમાં પડયો. તેવામાં તેની નજર લોહીથી-ખૂનથી ખરડાયેલી છૂરી પર પડતાં જ નીચા વળીને સિપેહસાલાર બહેરામખાને છૂરી ઉઠાવી લીધી અને તેના તરફ મીટ માંડતાં બોલવા લાગ્યો.

"કાતિલ છૂરી! આ આસ્માનમાં ચમકતી ચાંદની મિસાલ હુસ્નપરી અને શાહજાદા પરવીઝની જિંદગીને ખતમ કરનારી કાળી નાગણ." આમ બોલતાં બોલતાં સિપેહસાલાર બહેરામખાને એક વખત તંબુમાં ચોતરફ નજર ફેંકી, અને બીજી જ પળે તેના દિલમાં કાંઇક ખેઆલ પયદા થતાં જ તે ખેઆલમાં મશ્ગૂલ બની ગયો.

મયદાને જંગમાં હજારો સિપાહીઓની કત્લ કરી ચૂકેલ મોગલ સલ્તનતના સિપેહસાલાર બહેરામખાનના દિલમાં કમકમાટી પયદા થઇ. શાહજાદા પરવીઝના ખૂનના આઘાતને લીધે પળ માત્ર તો તેનું ખૂન જામી ગયું હોય તેમ તેને જણાયું અને તેથી કોઇ પણ જાતના નિશ્ચય પર નહીં આવતાં તે પત્થરના પૂતળા મિસાલ જ્યાં ઊભો હતો ત્યાં ખડો જ રહી ગયો. આવી હાલતમાં કેટલોક સમય ગુમાવ્યા પછી તે બોલવા લાગ્યો.

"શાહજાદાનું ખૂન રાજપૂત સિપાહીઓએ કર્યું હશે કે કોઇના કાવાદાવા અને દાવપેચનો ભોગ બનતાં થયું હશે ? કાંઇ સમજી શકાતું નથી લેકીન આ બેહિસ્તની હુર મિસાલ રૂપની રોશની વરસાવતી હુસ્નપરીના જિગરમાં કોણે ખંજર હુલાવી દીધું હશે ? હવસના ગુલામ શાહજાદાએ તેની જવાનીની બહાર લૂંટવા તેના પર જબરદસ્તી કરવાનું શરૂ કરતાં........" આમ બોલતાં બોલતાં તે એકાએક અટકી ગયો અને ખેઆલમાં મસ્ત બની ગયો. બીજી જ પળે નવો જ તુક્કો તેના દિલમાં પયદા થતાં તે બોલવા લાગ્યો.

"તેમ બનવું બિલકુલ અસંભવિત છે. પાકદામને બટ્ટો નહીં લગાડવાની તમન્ના સેવતી નાઝનીન પર કદાચ શાહજાદાએ જુલ્મ

ગુજારવાની કોશિશ કરી હોય અને તેથી પોતાની અસ્મત પર કાળો ધબ્બો લાગશે તેના ખેઆલમાં ઉશ્કેરાઇ ગયેલી આ નાઝનીને જ તેના જિગરમાં ખંજર હુલાવી દીધું હોય તો તે બનવા યોગ્ય છે જ. લેકીન તો પછી આ નાઝનીનનું ખૂન કોણે કર્યું ? કોયડો વધુ ને વધુ ગૂંચવાતો જાય છે અને તેનો ઉકેલ..........''

શાહજાદા પરવીઝનું ખૂન કોણે કર્યું તેનો ઉકેલ લાવવા પૂરતા ખેઆલમાં સિપેહસાલાર બહેરામખાન મશ્ગૂલ છે તેવામાં શાહજાદા પરવીઝના ખૂનના સમાચાર શાહી ફોજના સિપાહીઓના કાને પડતાં જ લશ્કરમાં ભંગાણ પડશે તેવો ડર સિપેહસાલાર બહેરામખાનના દિલમાં પયદા થતાં જ તે ફોરન શાહજાદાના તંબુની બહાર આવ્યો અને પોતાના ઘોડાપર સ્વાર બનીને લશ્કર તરફ ઘોડાને પૂરપાટ મારી મુકયો. મોગલ સેનાની નજદિકમાં આવતાં જ સિપાહીઓને ન્હાસ ભાગ કરતાં જોતાં જ સિપેહસાલાર બહેરામખાન મોટા આવાજે બોલી ઊઠયો.

''ઠયરો. બિલકુલ ન્હાસભાગ ન કરો. મયદાને જંગમાંથી ન્હાસી છૂટવું તે હિચકારાનું કામ છે. બિલકુલ ડરવાની જરૂરત નથી. ફત્તેહ આપણી જ છે. મને હમણાં જ સમાચાર મળ્યા છે કે, શાહજાદા પરવીઝે રાજપૂત સિપાહીઓની ટુકડીની કત્લ કરી નાખી છે અને પોતાની ફોજ સાથે પૂરપાટ આપણી મદદે આવે છે.'' લેકીન સિપેહસાલાર બહેરામખાનના આ કહેવાની શાહી ફોજના સિપાહીઓપર કાંઇ પણ અસર પયદા થઇ હોય તેમ જણાતું નહતું. મોગલ સિપાહીઓ જાન બચાવવા ન્હાસતા હોઇ રાજપૂત સૈનિકો બમણા જોરથી તેમનાપર તૂટી પડી મોગલ લશ્કરનો કચ્ચરઘાણ વાળી નાખતા હતા.

અંબરરાજ ગજસિંહ પોતાના થોડા રાજપૂત સૈનિકોને મયદાને જંગના ખપ્પરમાં હોમીને મોગલ સિપાહીઓને મયદાન છોડીને ન્હાસતા જોઇ પોતાના તંબુ તરફ ચાલ્યા ગયા. શાહી દાવપેચના કાવાદાવાનો ભોગ નહિ બનવા માટે છુપાતા ફરતા શાહજાદા ખુર્રમ અને તેના મદદગાર રાજપૂતો મયદાને જંગમાં ફત્તેહ પામ્યા.

મોગલ લશ્કરનું જોમ તૂટી પડેલું જોતાં જ પરાસ્ત પામેલા સિપાહીઓને આગ્રા તરફ નહાસી જતા અટકાવવા અને પોતાના શરપર પરાસ્ત પામ્યાનું કાળું કલંક આવતું અટકાવવા સિપેહસાલાર બહેરામખાન પોતાના થોડાક વફાદાર સિપાહીઓને સાથે લઇને ફોરન આગ્રા તરફ જતો રસ્તો રોકવા માટે તાકીદે રવાના થઇ ગયો. આ બાજુ મયદાને જંગપરના તમામ તંબુઓ પર પોતાની સત્તા મહોબ્બતખાને જમાવી દીધી હોવા છતાં તેઓ પૂરાતોરથી જીતનો આનંદ લૂંટી શકતા નહતા કારણ કે, મહારાણા ભીમસિંહજી સખ્ત ઘાયલ થયા હતા અને જેને માટે તેઓ મયદાને જંગમાં ઝઝૂમતા હતા તે શાહજાદા ખુર્રમનો બિલકુલ પત્તો નહતો, લેકીન મહોબ્બતખાન પૂરો અક્કલમંદ આદમી હતો. તે ફક્ત મયદાને જંગમાં એકલી શમશીરના દાવ જ ખેલી જાણતો નહતો પણ પાકો ગણતરીબાજ આદમી હતો. તેથી તેના કાને જેવી શાહજાદા પરવીઝના ખૂનની હકીકત પડી કે, તરત જ તેના દિલમાં પૂરાતોરથી તે સમજી ચૂકયો કે, શાહજાદા પરવીઝના ખૂનમાં ચોક્કસ બાદશાહબેગમ નુરજહાનનો હાથ હોવો જોઇએ, તેવો તેના દિલમાં મજબૂત શક પયદા થયો, કારણ કે બાદશાહબેગમ નુરજહાનના દિલની ઉમ્મીદ બર લાવવા જો કોઇ તેને કાંટા મિસાલ ખટકતા હોય તો તે લેકીન બે જ ઇન્સાન હતા અને તે શાહજાદો પરવીઝ અને શાહજાદો ખુર્રમ અને તેથી આ બંન્ને કાંટાઓને અજબ ચાલાકીથી દૂર કરવાની ઘણો વખત થયાં તે પેરવી ચલાવી રહી હતી. કેટલાય વખતની તેની દિલની ઉમ્મીદ અનેક કોશિશ છતાં હજુ બર આવી નહતી. આવી બાબતની મહોબ્બતખાનના દિલમાં મજબૂત શંકા હતી, અને તે શાહજાદા પરવીઝના ખૂનના સમાચાર મળતાં ઔર મજબૂત બની. તે બોલી ઊઠયો.

"બાદશાહબાનુ નુરજહાન તેના દાવની સોગઠી ફેંકવામાં આબાદ ફાવી ગઇ છે. જેની જિંદગીનો દાવ ખતમ કરવાની તે તમન્ના ધરાવી રહી છે, તેમાંના એક શાહજાદા પરવીઝને કાયમને માટે તે આ જહાનપરથી રવાના કરી ચૂકી છે અને કદાચ આવતી કાલે શાહજાદા ખુર્રમની પણ આવી જ..."

આવી રીતે પોતાના ખેઆલમાં પૂરાતોરથી મક્કમ બન્યા પછી પોતાના દિલમાં પયદા થયેલો આ ખેઆલ, વિચારોને છુપાવી નહીં દેતાં પોતાના હાથ નીચેના સિપાહીઓના વડા–ફોજના અફસરોને તેનાથી વાકેફગાર બનાવવાના ઇરાદાથી તેણે ફોરન ફોજના અફસરોને પોતાની પાસે બોલાવી મંગાવ્યા. તેઓના આવ્યા પછી તેઓને સંબોધીને તેણે જણાવ્યું.

"શાહજાદા સાહેબ આ જહાનપર સલામત નથી. તેની કત્લ થઇ ચૂકી છે, અને મને પૂરતો શક છે કે......" મહોબ્બતખાનના મ્હોંમાંથી આગળ એક પણ સુખન નીકળી શકયો નહીં. તેનું ગળું ભરાઇ જતાં તે બિલકુલ ચુપ થઇ ગયો અને બીજી જ પળે ફોજી અફસરોના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"અટકી કેમ ગયા?" સઘળા એકી સાથે બોલી ઊઠયા.

"મને પૂરતો શક છે કે, બાદશાહબેગમ નુરજહાને શાહજાદા પરવીઝનું ખૂન કરાવ્યું છે અને જે વખત પસાર થાય છે તેટલામાં... ........." મહોબ્બતખાન આગળ એક પણ સુખન બોલી શકયો નહિ. તેની આંખમાં આંસુ આવી ગયાં, લેકીન મજબૂત દિલ બતાવી તેણે કહ્યું.

"શાહજાદા ખુર્રમની પણ કત્લ કરાવી નાંખશે."

મહોબ્બતખાનના આ સુખન સાંભળતાં જ ત્યાં હાજર રહેલ સૌ કોઇ મોગલ સલ્તનતની મલ્કા નુરજહાનપર ફિટકાર વરસાવવા લાગ્યા, લેકીન વખત ઘણો જ બારીક હોવાથી સૌ કોઇને પૂરતી સાવચેતીથી પોતપોતાને સોંપેલું કામ સંભાળવાની તાકીદ આપીને મહોબ્બતખાન મયદાને જંગમાં ઘાયલ બનેલા ભીમસિંહજીની તબિયતના સમાચારથી વાકેફગાર બનવાને તે તરફ જવાને રવાના થઇ ગયો.

"મહોબ્બતખાનજી! લડાઇમાં તમો ફતેહમંદ બન્યા તે માટે મારા તમોને અભિનંદન છે." મહારાણા ભીમસિંહજીના તંબુમાં દાખલ થતાં મહોબ્બતખાનને જોતાં જ સ્હેજ આનંદમાં આવી જતાં મહારાણા ભીમસિંહજી બોલી ઊઠયા.

"મહારાજ! ફત્તેહ તો મળી છે, લેકીન અમારૂં નૂર—અમારી ફોજનો વડો અફસર દુશ્મનોના હાથે ઘાયલ બનેલ છે, તે હકીકત અમોને હરગીઝ શરમિંદા બનાવે છે."

"તેમાં આટલી બધી ઉદાસીનતા શા માટે? રાજપૂત બચ્ચો હંમેશાં મોતને મૂઠીમાં લઈને જ ખેલે છે. રણસંગ્રામમાં શત્રુઓના ભીષણ દળમાં કાળો કહેર ફેલાવી મોતને ભેટવાને તે હરહંમેશ આતુર હોય છે."

"માત્ર આ એક જ હકીકત મને સતાવી રહી છે તેમ નથી લેકીન—"

"તમારા દિલમાં જે હોય તે શા માટે જણાવતા નથી?"

"પ્યારે બિરાદર! તમારી........" આમ બોલતાં બોલતાં મહોબ્બતખાનની ચશ્મોમાંથી આંસુઓ નીકળી પડયાં.

"મહોબ્બતખાનજી! મારા માટે લેશ માત્ર ચિંતા કરવાની જરૂર નથી. એક ક્ષત્રિયને આના કરતાં બીજું કયું ઉત્તમ મોત હોઇ શકે?"

"મહારાજા સાહેબ, એક મર્દ બચ્ચાને છાજતા તમારા સુખન સાંભળતાં મારૂં જિગર ફુલાઇ જાય છે. બહાદર દોસ્ત મેળવવો એ પણ આ જહાનમાં ખુશ કિસ્મત હોય છે. તમારા જેવો જંગે બહાદર દોસ્ત મને મળેલ છે તેના માટે હું ખુદાતાલાનો હરગીઝ અહેશાનમંદ રહીશ લેકીન—"

મહોબ્બતખાનના આ શબ્દો સાંભળી પોતાની પ્રશંસા પસંદ નહિ હોવાથી મહારાજા ભીમસિંહજી વચ્ચે બોલી ઊઠયાઃ "મારા માટે શોક કરવાની બિલકુલ જરૂરત નથી. કદાચ મારૂં મોત થશે તો પણ મને ક્ષોભ થશે નહિ, કારણ કે જેને હું દોસ્ત માનું છું તે શાહજાદા ખુર્રમનું ભલું કરતાં મરીશ તે મારા માટે સંતોષની વાત છે. શાહજાદો ખુર્રમ દિલ્હી અને આગ્રાના તાજોતખ્તનો માલિક બને તે જોવાનું મારા ભાગ્યમાં લખ્યું હશે તો તે કદાપિ મિથ્યા થનાર નથી અને જો તે જોવાનું નિર્માણ નહીં જ હોય તો હું શાહજાદા ખુર્રમને તમોને સોંપું છું. તેને મોગલ સલ્તનતનો માલિક બનાવવા તમો પૂરતી કોશિશ કરશો તેવી મારી સમક્ષ પ્રતિજ્ઞા કરો."

"મહારાજા સાહેબ ! શાહજાદો ખુર્રમ પણ કેટલો ખુશ કિસ્મત છે કે તમારા જેવો દોસ્તના હિત માટે જાનની કુરબાની આપે તેવા બહાદર મર્દની દોસ્તીનો હક્કદાર બનેલ છે, અને શાહજાદા ખુર્રમ સિવાય દિલ્હી અને આગ્રાના તાજોતખ્તનો વારસ બીજો હવે કોણ છે?" મહોબ્બતખાન બોલી ઊઠયો.

"કેમ! શાહજાદો પરવીઝ મોગલ સલ્તનતની માલિકીપરનો તેનો હક્ક ઉઠાવી લેવાને તૈયાર છે ?"

"હરગીઝ નહિ, લેકીન—"

"કેમ ચુપ બની ગયા? કાંઇ ન બનવા જેવું બની ગયું છે?"

"બિલકુલ તેમ જ છે. શાહજાદો પરવીઝ આ પળે આ જહાનમાં નથી. તેનું ખૂન–કત્લ થઇ છે."

"શું કહ્યું? શાહજાદા પરવીઝનું ખૂન? મહોબ્બતખાનજી, આ બધું કેવી રીતે બની ગયું? હજુ ગઇ કાલે જ બંગાળમાંની શાહી ફોજ સાથે તો તે અહીંઆ આવી પહોંચ્યો છે તેટલીવારમાં તેનું ખૂન? કાંઇ સમજી શકાતું નથી, માટે જો તમો આ હકીકતથી પૂરા વાકેફગાર હો તો મને સઘળી બિના જણાવો." આશ્ચર્યચકિત થઇ જતાં મહારાણા ભીમસિંહજીએ કહ્યું.

મહોબ્બતખાને મહારાણા ભીમસિંહજીને બધી હકીકતથી માહિતગાર બનાવ્યા. હકીકત સાંભળી લીધા પછી મહારાણા ભીમસિંહજી પળ બે પળ કાંઇક વિચારમાં પડી ગયા, અને વિચારોની પરંપરામાં કેટલોક વખત અટવાયા પછી મહોબ્બતખાનને ઉદ્દેશીને કહ્યું.

"મહોબ્બતખાન સાહેબ! હવે મને પૂરતો શક રહે છે કે, બાદશાહબેગમ નુરજહાન મોગલ સલ્તનતના ગાદીવારસ તરીકે શાહજાદા શહેરિયારના નામનો પાટવી કુંવર તરીકેનો ઢંઢેરો ફેલાવ્યા વિના નહિ રહે, અને તેથી મને શાહજાદા ખુર્રમની સલામતી માટે ભય રહે છે. આ કારમા ઘાને લીધે જો મારૂં મૃત્યુ થાય તો પણ તમારી જિંદગી જ્યાં સુધી સલામત હોય ત્યાં સુધી શાહજાદા ખુર્રમને ઉની આંચ પણ ન આવે તે જોવાનું હું તમારા પર છોડું છું. શાહજાદા ખુર્રમની જિંદગીનો બાર તમોને સોંપું છું."

"મહારાજા સાહેબ, પાકપરવરદિગારના નામપર પૂરાતોરથી તમારી રૂબરૂમાં હું કસમ લઉં છું કે, આ દુનિયા-જહાનપર જ્યાં સુધી મારો જાન સલામત હશે ત્યાં સુધી શાહજાદા ખુર્રમના જાનની જોખમદારી મારા પર છે. હું જાનના જોખમે પણ તેની તરફેણમાં-તેના જ પક્ષમાં રહીને લડીશ અને જ્યાં સુધી મારા બદનમાં ખૂન વહેતું હશે ત્યાં સુધી તેને મોગલ સલ્તનતનો માલિક બનેલો જોયા પછી આરામ કરીશ. લેકીન જ્યાં સુધી બાદશાહ સલામત શહેનશાહ જહાંગીર હૈયાત હશે ત્યાં સુધી—"

"તો પછી શાહજાદા ખુર્રમને માટે બિલકુલ આશા હોય તેમ મને જણાતું નથી. બાદશાહબેગમ નુરજહાન શાહજાદા ખુર્રમને ત્યાં સુધી જીવતો રહેવા કેમ દેશે ?"

"તે બાબતમાં તમો બિલકુલ બેફિક્ર રહો. તમારો ઘા કાતિલ છે અને તેમાંથી પૂરો આરામ થયા પછી તમારે શાહજાદા ખુર્રમ માટે જે કહેવું હોય તે ખુશીથી કરી શકશો માટે હાલ તો આરામ લ્યો."

"રજપૂતના બેટાને વળી આરામ કેવો ? હાથમાં લીધેલું કામ પૂર્ણ થાય ત્યારે જ તે આરામ તરફ નજર નાંખે છે."

"લેકીન તમોએ જેનાપર શાહજાદા ખુર્રમની સલામતીનો ભાર નાખ્યો છે તે હરગીઝ પોતાની જાન જતાં પણ શાહજાદા સાહેબનો બાલ પણ વાંકો થવા દે તેમ નથી."

"અને તેથી જ મને કાંઈક સંતોષ છે, પરંતુ શાહજાદા સાહેબ હાલમાં ક્યાં છે ?"

"તેનાથી હું પણ પૂરનો વાકેફગાર નથી, લેકીન તે જ્યાં છે ત્યાં પૂરતી રીતે સલામત છે." મહોબ્બતખાને જણાવ્યું.

"તે તો પરોપકારી મહાદેવી છે. તેની છાયામાં કોણ સલામત ન હોય ? પોતાના અપમાનનો બદલો લેવો તે જ તેની અભિલાષા છે. અને તેથી—"

"તેના દિલમાં શું તમન્ના છે તેનાથી તમો વાકેફગાર બનવા ઇચ્છતા હો તો પૂરાતોરથી જાણી લ્યો કે, તે બીજી નુરજહાન બનવાની તમન્ના સેવે છે."

"જુઠું, તદ્દન જુઠું મહોબ્બતખાનજી ! ત્યાં જ તમારી ભૂલ થાય છે. બાદશાહબેગમ નુરજહાન તેની દુખ્તર–પુત્રી રોશનઆરાને તથા શાહજાદા શહેરિયારને શહેનશાહ જહાંગીર પછી તાજોતખ્તના માલિક બનાવવાની કોશિશ કરી રહી છે, ત્યારે આ ભગવતી શાહજાદા ખુર્રમને મોગલ રિયાસતના માલિક બનેલા જોવા ઇચ્છે છે. બન્નેનું નિશાન એક જ છે ત્યારે રસ્તા જુદા જુદા છે." મહારાણા–ભીમસિંહજીએ મહોબ્બતખાનને ખરી હકીકતથી વાકેફગાર બનાવતાં તે આનંદમાં આવી ગયો અને શાહજાદા ખુર્રમ માટે લડવાના કસમ એક વખત ફરીથી લઇને મહારાજા ભીમસિંહજીની રજા લઇ પોતાના તંબુ તરફ જવાને રવાના થઇ ગયો.

---

## પ્રકરણ અઢારમું

## જિંદગીનો જુગાર

**નુરજહાન તેના દિલની તમન્ના–રાક્ષસી મહત્ત્વાકાંક્ષા** બર લાવવા માટે અનેક જાતના શેતરંજના દાવ અને કાવાદાવાની રમત રમી રહી હતી. શાહજાદો ખુર્રમ કેવી ગજબનાક આફતમાં આવી પડ્યો છે, તે બિનાથી ખુદ શહેનશાહ જહાંગીર પણ પૂરતા વાકેફગાર નહતા. શાહજાદો ખુર્રમ પણ બાદશાહબેગમ નુરજહાનના કાવાદાવા–કાવત્રાં કે દગાબાજીના દાવમાં પોતાનો જાન ન ગુમાવી બેસે તે માટે દિલ્હી આગ્રા અને ફત્તેહપુર સીક્રી વચ્ચે જુદા જુદા વેશમાં–લીબાશમાં કોઇ પણ ઇન્સાન તેને પિછાની જાય તો જાન સલામત નથી એવી ફિકરને લીધે ઘણી જ ચુપકિદી અને પૂરતી સાવચેતીથી જિંદગીના દિવસો પસાર કરી રહ્યો હતો.

બાદશાહબેગમ નુરજહાને પોતાની શેતરંજના ફેંકેલા દાવનું પ્યાદું બનાવીને જ્યારે શાહજાદા પરવીઝને બંગાળમાંથી શાહી ફરમાનની રૂએ ભીમસિંહજી અને મહોબ્બતખાનના લશ્કર રહામે જંગે મયદાન ખેલવાને રવાના કરી દીધો હતો અને પોતાના દામાદ શાહજાદા શહેરિયાર જેને શહેનશાહ જહાંગીર પછી મોગલ સલ્તનતનો માલિક બનાવવાની નુરજહાન તમન્ના સેવતી હતી તેને પણ શિરાઝીનો જામ અને સનમની ગોદ છોડીને મયદાને જંગ તરફ જવાની દિલમાં બિલકુલ ખ્વાહિશ નહીં હોવા છતાં પોતાના રૂવાબમાં આંજી નાખી શાહી ફોજ સાથે મયદાને જંગ તરફ ઉપડી જવાને તૈયાર કર્યો હતો, તે આપણે પાછળ જોઈ ગયા છીએ.

આમ પોતાની સત્તાનો કોરડો ફેરવતી બાદશાહબેગમ નુરજહાન તેના દિલમાં પયદા થતી ઉમ્મીદને પાર પાડવા પોતાની કાબેલિયતનો પૂરેપૂરો ઉપયોગ કરી રહી હતી, તે વખતે બાદશાહબેગમના દિલની ખ્વાહિશમાં પથ્થર મિસાલ જો કોઇ નડતું હોય તો તે શાહજાદો ખુર્રમ જ હતો. તે કેવી હાલતમાં તેના દિવસો પસાર કરી રહ્યો છે તે તરફ નજર ફેંકવાની આપણે કોશિશ કરીશું.

"આલમના માલિક! હિન્દોસ્તાનના શહેનશાહ જહાંગીરનો બેટો હોવા છતાં આજે હું એક નાચીઝ ઇન્સાન કરતાં પણ કેવી બૂરી હાલતમાં દિવસો પસાર કરું છું? જિંદગીના દિવસો આવી કંગાલિયતમાં પસાર કરવા જાનની સલામતી માટે પળે પળે ન્હાસી છૂટવું, વેશ પલ્ટો કરવો અને ચોરીછૂપીથી એક ડાકુ જેટલા જ ડરથી છુપાઇ બેસવું તેના કરતાં મયદાને જંગમાં ઝઝૂમી કિસ્મતનો દાવ–જિંદગીનો જુગાર ખેલી મઓત અગર સલ્તનતનો ફેંસલો સ્વીકારી લેવો તે હરગીઝ ઉત્તમ નથી?"

આમ બોલતાં બોલતાં સંગેમરમરની પૂતળી મિસાલ ચમકતી કાચની પૂતળી મુમતાઝમહાલનો ખેઆલ તેના દિલપર સ્વાર થતાં તેના જિગરમાં દર્દ પયદા થયું. તે પોતાના દિલપર બિલકુલ કાબૂ

રાખી શકયો નહિ તેથી કાંઇ પણ બોલવા ઇચ્છતો નહતો, છતાં તેનાથી બોલાઇ જવાયું.

"મુમતાઝમહાલ કેવી ભોળી લડકી? તેના જેવી સાફ દિલની લડકી પોતાનું જિગર અને જીવન–જિંદગી મારી પાછળ મારા માટે કુરબાન કરવાને પણ હરગીઝ તૈયાર છે. તેને પણ મારા લીધે આફત અને મુશ્કીલીમાં શા માટે ઘસડવી જોઇએ? આવી માહતાબની ચાંદની મિસાલ રૂપની રોશની ફેંકતી ગુલ્શનના નાજુક ગુલ સમી પોતાની ખુશ્બોથી મારા દિલને મ્હેકાવી દેનારી નાઝનીનને આ જિંદગીમાં હું અયશ, આરામ અને આનંદથી તરબતર બનાવી શકું તેમ છે? નહીં જ. બિલકુલ અસંભવિત. અત્યારની હાલતપર વિચાર કરતાં સાફ સાફ જણાઇ આવ્યા વિના નથી રહેતું કે, જિંદગી જવાના ડરથી આમ છુપાઇ રહેવાથી મારા દિલની કે મારા દિલની મલકા મુમતાઝમહાલના દિલની મુરાદ હરગીઝ બર આવી શકે તેમ નથી અને તેથી......"

આમ બોલતાં બોલતાં શાહજાદો ખુર્રમ પાછો તેના ખેઆલમાં મશ્ગૂલ બની ગયો, લેકીન બીજી જ પળે કાંઇક નવો જ ખેઆલ તેના દિલમાં પયદા થતાં જ તે પૂરાતોરથી બોલી ઊઠયો.

"મુમતાઝને જો તેને આપેલા કઓલ પ્રમાણે મારે હરગીઝ સુખી બનાવવી હોય તો મયદાને જંગમાં ઝુકાવી કિસ્મતનો છેલ્લો દાવ ફેંકયા સિવાય બીજો કોઇ રસ્તો નથી. મયદાને જંગમાં ઝુકાવ્યા પછી કાં તો ફત્તેહ છે, નહીંતર મઓત તો હરગીઝ ભેટવાને તૈયાર છે જ. મોગલ સલ્તનતના માલિકનો બેટો તેની જાન બચાવવા માટે આમ નાસભાગ કરે તે હરગીઝ તેના માટે નામોશીભર્યું નથી? બસ હવે તો એ જ મક્કમ નિશ્ચય. જિંદગીનો જુગાર ખેલી કિસ્મતનો દાવ ફેંકવો, તે જ એક રસ્તો છે."

આમ કહીને શાહજાદો ખુર્રમ પાછો ખેઆલની પરંપરામાં મશ્ગૂલ બની ગયો લેકીન આ છેલ્લા સુખન બોલતાં બોલતાં તેનો ચ્હેરો અંગાર મિસાલ લાલ બની ગયો. તેના ચશ્મોમાંથી અંગાર

ઝરવા લાગ્યો અને બીજી જ પળે કેવી જાતનો દાવ ફેંકવામાં આવે તો આ મુશ્કિલી અને આફત દૂર થતાં તેના દિલની તમન્ના બર આવે તે માટેના ખેઆલમાં તે મશ્ગૂલ બની ગયો હતો ત્યારે મુમતાઝ-મહાલ ઘણા જ ધીમા કદમે ત્યાં આવી પહોંચી.

શાહજાદા ખુર્રમને આમ ભાન ભૂલીને ખેઆલમાંજ મસ્ત બની ગયેલો જોતાં જ એક હરફ પણ નહીં બોલતાં તે ચુપચાપ ખડી રહી. તેવામાં એકાએક શાહજાદાના નીચેના સુખન તેના કાન સાથે અથડાયા.

"જવાની અને જાનના ભોગે પણ જિંદગીનો જુગાર ખેલી લેકીન મુહબ્બતના જ ખેઆલમાં મસ્ત બની તેનો જાન નિસાર કરવાને પણ જે હરગીઝ તૈયાર છે, તે માહતાબ મિસાલ પોતાની રૂપની રોશની ફેંકી આલમને તરબતર કરતી મુમતાઝમહાલને ખુશકિસ્મત બનાવવા—આનંદ, અયશ, આરામ અને જવાનીની લહજ્જત લૂંટવા માટે, બેફિક બનાવવા માટે કિસ્મતનો દાવ ખેલવાની હરગીઝ જરૂરત નથી? મને પક્કી ખાતરી છે કે તેમ કર્યા વગર હું મુમતાઝને હરગીઝ સુખી બનાવી શકનાર નથી અને તેથી......"

ઉપરના સુખન મુમતાઝમહાલના કાન સાથે અથડાતાં જ તે ધીમા કદમે શાહજાદા ખુર્રમ પાસે આવી પહોંચી અને તેના ખભાપર હાથ મૂકતાં બોલી.

"શાહજાદા સાહેબ! અયશ, આરામ અને જવાનીની લહજ્જત લૂંટવા માટે જિંદગીનો જુગાર ખેલવાની કે જાતને આફતમાં મૂકવાની બિલકુલ જરૂરત નથી. જેના આરામ અને તાજગી માટે તમે તમારી જાનને જોખમમાં મૂકવાને તૈયાર બની ગયા છો તે મુમતાઝ અયશ, આરામ કે જર, ઝવેરાતની હરગીઝ ભૂખી નથી. તેને આવી મામૂલી લેકીન આલમની ચશ્મે કિંમતી ગણાતી ચીઝની બિલકુલ જરૂરત નથી, તે તો લેકીન તમારા ખુશખુશાલ દિદારની જ પ્યાસી છે. તમારી ખુશાલી અને આરામમાં પોતાનો આરામ અને ખુશાલી

શોધનારી છે. પાકમુહબ્બતના રંગે રંગાયેલ પ્રેમી હરગીઝ દુન્યવી રંગત તરફ નજર પણ ફેંકતા નથી. આ ખાદીમા–લોંડી તો હરગીઝ...”

મુમતાઝ ઉપરના સુખન બોલી રહી હતી તેવામાં એકાએક કોઇના પગલાનો આવાઝ શાહજાદા ખુર્રમના કાને પડતાં જ શાહજાદો ખુર્રમ ચમકી ઊઠયો. લેકીન બીજી જ પળે તેની ચશ્મો મુમતાઝમહાલના બદનમાંથી ટપકતી જવાની અને હુસ્ન પર પડતાં જ તેના દિલમાં ખુશાલી પયદા થઇ. તે બોલી ઉઠયો.

“મુ... મ... તા... ઝ...”

“શું ફરમાન છે, મારા માલિક ?”

“ફરમાન ? અને તે મારી લખ્તેજિગર માટે ? મુમતાઝ ! તું તો મારી ચશ્મોનું નૂર છે, આ આફત અને મુશ્કિલીના દિવસોમાં મારા દિલનો આરામ અને ખુશાલી–”

શાહજાદો ખુર્રમ આમ બોલતાં બોલતાં બહિસ્તની હુર મિસાલ પોતાના બદનમાંથી હુસ્નને વેરતી મુમતાઝમહાલ તરફ એકી નજરે જોઇ રહ્યો. બીજી જ પળે મુમતાઝમહાલની કાતિલ ચશ્મોમાંથી છૂટતા ઘાવથી ઘાયલ બનતાં જ તે દિલ ગુમાવી બેઠો અને મુમતાઝમહાલનો કમળની દાંડી મિસાલ નાજુક હાથ તેણે પોતાના હાથમાં લીધો અને મુમતાઝમહાલના પરવાળા મિસાલ લબપરના આછા મુશ્કેરાટમાં ભાન ભુલી જતાં તે બોલ્યો.

“મુમતાઝ......”

“મારા દિલના માલિક ! મારા શરતાઝ ! આમ બેચેન કેમ જણાવ છો ? દિલમાં શું દર્દ છે ?”

“મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરનો શાહજાદો હોવા છતાં, શાહી કુટુંબનું ફરજંદ હોવા છતાં એક મુફલિસ મિસાલ તંગ હાલતમાં જ્યાં જાનની સલામતી પણ હરગીઝ આફતમાં છે તેવા દિવસો ગુજારવા તે મારા માટે બિલકુલ નામોશી ભર્યું નથી ?”

"ઇન્સાનના દિવસો બિલકુલ એકસરખા પસાર થતા નથી. ચાંદની પૂર બહારમાં ચમકયા પછી આ ચમકતી ચાંદનીની જહાનને પોતાની રોશનીથી તરબતર કરનારી રોશની પણ ગાયબ બની જાય છે, તેવું જ ઇન્સાનના આનંદ અને અયશ આરામનું છે અને તેથી જ હરગીઝ આલમના માલિકને ભૂલવો નહિ, તે જ ઇન્સાનની ઇન્સાનિયત નથી? આફત એ તો ઇન્સાનની ખુદાઇ કસોટી છે." આમ કહીને શાહજાદા ખુર્રમના દિલની ફિક્ર ભુલાવી તેના દિલને બહેલાવવા માટે મુમતાઝમહાલે તેના નજાકત ભર્યા આવાઝે સંગીતના સૂર છેડવાનું શરૂ કરી દીધું.

"ચયન તુજકો ભીનહો, મુજકો સતાનેવાલે
તુભી ઠંડા ન રહે, જી કે જલાનેવાલે
દર્દ ફુરકતકા તુઝે, મેરીતરહ હો હરદમ.
ઓ સીતમગર મુઝે, ઈસ દર્દ કે દેનેવાલે.
ઇ......સ......દ......ર્દ.........કે..........."

ચાંદનીની તરબતર રોશનીમાં પોતાના દિલના માલિકનો ગમ ભુલાવી ખુશાલીનું વાતાવરણ જમાવવા મુમતાઝમહાલ તેના બુલબુલ મિસાલ આવાઝે સંગીત છેડી આજુબાજુના વાતાવરણને બદલાવી નાખવા ઉપરાઉપરી નવી નવી રાહથી સંગીત છેડી રહી હતી, તેવામાં શાહજાદા ખુર્રમના દિલ પર સવાર બની બેઠેલો ગમ અને રંજ એકાએક ગાયબ બની જતાં ખુશાલીના આવેશમાં શાહજાદા ખુર્રમે મુમતાઝમહાલને પોતાની ગોદમાં જકડી, તેના ચણોઠી મિસાલ લાલ લબપર એક બોસો લીધો.

શાહજાદા ખુર્રમને પૂરતી રંગતમાં આવી ગયેલો જોઇ મુમતાઝે કહ્યું

"શાહજાદા સાહેબ! તાજોતખ્ત અને રિયાસતની માલિકી ભોગવનારા જે આનંદ અને લહજ્જત મામૂલી ઇન્સાન લૂંટી શકે છે તે લૂંટી શકતા નથી, કારણ કે પળે પળે તેઓને આફતનો સામનો કરવાનો હોય છે. મને શહેનશાહતની બિલકુલ તમન્ના નથી. મને તો

તમારા દિદારમાં બાદશાહત સમાયેલી જણાય છે. દિલ્હી અને આગ્રાની રિયાસત કરતાં શાહજાદા સાહેબની જાનની મને વધુ કિંમત છે. હું અયશ, આરામ કે મોજશોખની બિલકુલ તમન્ના ધરાવતી નથી, લેકીન આ ખાદીમા મારા માલિકના દિદારની પ્યાસી છે.

"શાહજાદા સાહેબ–મારા દિલના માલિકની ખીદમતમાં મારી જિંદગી પસાર થતી હોય તો ગમે તેવી આફત અને મુશ્કિલીનો સામનો કરવામાં મને બિલકુલ ડર નથી. જાનજોખમમાં આવી પડે, જિંદગી સલામત નથી તેવી પાકી ખાતરી હોવા છતાં પરિણામની દરકાર કર્યા વગર કૂદી પડવું તે બેવકુફાઇ નથી?" શાહજાદા ખુર્રમની ગોદમાં જ પડયા પડયા મુમતાઝે કહ્યું.

"બિલકુલ સચ. મારી મહેબૂબા! તારૂં કહેવું તદ્દન વ્યાજબી છે લેકીન—"

શાહજાદા ખુર્રમે હજુ તેનું આ વાકય ખતમ ન હોતું કર્યું તેવામાં તેના અને મુમતાઝમહાલ બંનેના કાને કોઇના આવવાના પગલાંનો આવાઝ પડતાં જ આશક–માશુક બંને ચમકી ઊઠયાં. આફતના ડરથી બંનેનું બદન કંપી ઊઠયું, લેકીન હિંમત રાખી જે દિશા તરફથી આવાઝ આવતો હતો તે તરફ નજર ફેંકી આવનાર કોણ છે તે જાણવાને ઇંતેજાર બન્યાં. પળવારમાં આવનાર વ્યક્તિને બંને આશક માશુકે પૂરાતોરથી પીછાની લીધી કે, તરત જ બંનેના ચ્હેરા પર ખુશાલી પયદા થતાં જ મુમતાઝમહાલે કહ્યું.

"ડરવાની બિલકુલ જરૂરત નથી. દુલારી આવતી જણાય છે. તેના ચ્હેરા પર ખુશાલી નાચતી હોઇ જરૂર કાંઇક આનંદના સમાચાર હશે."

"આલમનો માલિક પાકપરવરદિગાર તારા સુખના સાચા પાડે, લેકીન જાનેજિગર! આજકાલના વાતાવરણ અને હકીકત પરથી હું તો એવા નિશ્ચય પર આવી ચૂકયો છું કે, પરિણામની પરવાહ કર્યા વગર એક વખત કિસ્મતનો દાવ તો ખેલી નાખવો."

શાહજાદો ખુર્રમ પોતાના દિલમાં તેણે કરેલા નિશ્ચયને મુમતાઝ મહાલને જણાવી રહ્યો હતો તેવામાં દુલારી તેઓની છેક નજદિકમાં આવી પહોંચતાં જ મુમતાઝમહાલનું દિલ થનગની ઊઠ્યું. તેના જિગર પર કાબુ નહિ રહેતાં તે બોલી.

"દુલારી! શી હકીકત છે?"

"તે બાબતમાં તો તમે અને શાહજાદા સાહેબ વધારે જાણો કે હું?" સ્હેજ ટીખલ કરતાં દુલારી બોલી.

"તું ભલે હરગીઝ તે છુપાવવાની કોશિશ કરે, લેકીન તારા ચ્હેરા પરની ખુશાલી બાપોકાર જણાવી દે છે કે, તું કાંઇ ખુશાલીના સમાચાર લાવી છે. ખરૂં કે નહિ?"

"મુમતાઝ! ત્યાં જ તું ભૂલે છે. મને મળેલા સમાચાર જો હરગીઝ સાચા પડે તો તમારા માટે થોડા વખત પછી ફત્તેહપુર સીક્રીમાં આરામથી રહેવું પણ મુસ્કિલ બને તેમ છે."

આમ કહીને પોતાના સુખનની શાહજાદા ખુર્રમ અને મુમતાઝના દિલપર કેવી અસર પયદા થાય છે તે જોવા માટે દુલારી તેમના ચ્હેરા તરફ જોઇ રહી.

"આફત, મુસ્કિલી અને પરેશાની!" મુમતાઝમહાલના મ્હોંમાંથી ઉપરના સુખન નીકળી પડતાં જ તેના ચ્હેરા પરનું નૂર એકાએક ગાયબ બની જતાં તે શાહજાદા ખુર્રમ તરફ જોઇ રહી.

"મુમતાઝ! લખ્તેજિગર! તેમાં ફિક્રમંદ બનવાની બિલકુલ જરૂરત નથી. જિંદગી એ એક જાતનો જુગાર છે. દાવ ખેલવામાં રહેજ પણ ગફલત કરી તો મઓત રહામે ખડું જ છે અને તેથી મેં કરેલા નિશ્ચય પ્રમાણે મને એક વખત કિસ્મત અજમાવી લેવા દે, જિંદગીનો જુગાર ખેલી લેવા દે. જ્યાંસુધી આ જાન સલામત છે ત્યાં સુધી તારે ડરવાની શી જરૂરત છે?" મુમતાઝમહાલને હિંમત આપતાં શાહજાદા ખુર્રમે કહ્યું.

"મુમતાઝ! આફત અને મુશ્કિલી આવ્યા પહેલાંજ તું ડરી ગઇ તો પછી તે આવી પડતાં તેનો સામનો તું કેવી રીતે કરી શકશે? મને પુરતો ડર છે કે, જો તું જિંદગીની શરૂઆતમાંજ મુશ્કિલી ને આફતથી ડરી જશે તો પછી જિંદગીની મજબૂત ગૂંચોનો તું કેવી રીતે ઉકેલ લાવી શકશે?" આમ બોલતાં બોલતાં દુલારી ખડખડાટ હસી પડી.

"દુલારી! તું આ શું કરવા બેઠી છે તેનો તને ખેઆલ છે?" મુમતાઝમહાલે પૂછ્યું.

"પૂરાંતોરથી, તારી હિંમત અને તાકાતનું માપ કાઢું છું. મોગલ સલ્તનતની મલ્કા બન્યા પછી મુમતાઝ તે પદને લાયક નીવડશે કે નહિ તેની ખાતરી કરી જોઉં છું."

"લેકીન હું બાદશાહબેગમ બનવાને બિલકુલ ઇંતેજાર નથી."

"પણ અમો છીએ તેનું શું? અને શાહજાદા સાહેબ દિલ્લી અને આગ્રાની રિયાસતના માલિક બને પછી તારી શું મજાલ છે કે, તું બાદશાહબેગમ બનવાની નારાજી બતાવી શકે?"

દુલારીના કહેવાને મુમતાઝમહાલ પૂરતી રીતે સમજી નહિ શકવાથી તે કેટલોક વખત દુલારીના ચ્હેરા તરફ ટીકી ટીકીને જોઇ રહી. શાહજાદા ખુર્રમની પણ મુમતાઝમહાલ જેવી જ દશા હતી, લેકીન હકીકત જાણવાના હેતુથી શાહજાદા ખુર્રમે દુલારીને પૂછ્યું:

"દુલારી! હવે દિલ્લગી છોડી, હકીકત શું છે તે જણાવશે?"

"બાખુશીથી લેકીન........" આમ બોલતાં બોલતાં દુલારી ચુપ બની ગઇ.

દુલારીને ચુપ બની ગએલી જોઇ ચોક્કસ કાંઇ આફતના સમાચાર હશે તેવો ખેઆલ શાહજાદા ખુર્રમના દિલમાં પયદા થતાં તે બોલી ઊઠયો.

"દુલારી! ચુપ કેમ થઇ ગઇ? આફત અને દિલગીરીના સમાચાર હોય તો તે પણ સખ્ત દિલે સાંભળવાને હું હરગીઝ તૈયાર છું."

"શાહજાદા સાહેબ ! એમ છેક નિરાશ બનવાની બિલકુલ જરૂરત નથી. સમાચાર સ્હેજ દિલગીરીના તો છે, લેકીન આફતનું હરગીઝ નામોનિશાન નથી."

"તો પછી તે જણાવવામાં ઢીલ શા માટે કરે છે ?"

"લેકીન આપની હિંમતની કસોટી કરવા." આમ કહીને શાહજાદા ખુર્રમ અને મુમતાઝમહાલની છેક નજદિક જતાં તેણીએ કહ્યું.

"સિપેહસાલાર મહોબ્બતખાન તથા મહારાજા ભીમસિંહજીના લશ્કર સામે ખુદ શાહેનશાહ સલામતને લઇને બાદશાહબેગમ નુરજહાન મયદાને જંગ તરફ ઉપડી જનાર છે અને તેથી સિપેહસાલાર મહોબ્બતખાન અને મહારાજા ભીમસિંહજી આ લડાનારા મયદાને જંગમાં તમારી હાજરીની જરૂરત છે તેવા નિશ્ચય પર આવ્યા હોવાથી ફત્તેપુર સીક્રીનો આરામ અને લહજ્જતને છોડી મયદાને જંગમાં હાજર થઇ જવાના તમોને સમાચાર જણાવવાને માટે તેઓએ મને મોકલી છે." આમ કહીને દુલારી શાહજાદા ખુર્રમના ચ્હેરા તરફ જોઇ રહી.

"દુલારી ! પાકપરવરદિગારે તને વખતસર મોકલી છે. મુમતાઝ પાસે હું આ જ વાત કરતો હતો. જિંદગીનો જુગાર ખેલવાની મારા દિલમાં પૂરતી તમન્ના જાગી છે ત્યાં આ સમાચાર લઇને તું મોકાસર આવી પહોંચી હોવાથી મને તેમાં પૂરતું જોમ મળ્યું છે. આ પળે જ કિસ્મતનો દાવ અજમાવવા હું મયદાને જંગ તરફ ઉપડી જવાને તૈયાર છું."

"લેકીન મુમતાઝનો ચ્હેરો બાપોકાર જાહેર કરી રહ્યો છે કે, તે હરગીઝ તમોને મયદાને જંગમાં જવા દેવાને તૈયાર નથી. મુમતાઝ! મ્હોં કેમ બોલતી નથી? ચુપ કેમ છે?" શાહજાદા ખુર્રમ અને મુમતાઝમહાલ બંનેના દિલની હકીકતથી વાકિફગાર બનવાના ઇરાદાથી દુલારીએ પૂછયું.

"તમો બધા મયદાને જંગ જામે તે માટે આટલા બધા શા માટે આતુર છો તે જ હું પીછાની શકતી નથી. મયદાને જંગ જામે-

ખેલવામાં આવે તેમાં તમારા દિલની કઇ મકસદ બર લાવવા આ શેતરંજના પાસા ફેંકવામાં આવે છે?" મુમતાઝમહાલે પૂછ્યું.

"અને તારે તેનાથી વાકેફગાર બનવું છે?"

"બાખુશીથી."

"મઓતને મૂઠીમાં લઇને મયદાને જંગના નામની તરફી ફેરવનારાઓના દિલમાં જો કોઇ પણ જાતની તમન્ના હોય તો તે લેકીન મુમતાઝને બાદશાહબેગમ બનાવવાની જ છે અને તે પૂરી હીકમતથી પાર પાડવા માટે સઘળા પોતપોતાની જાનનું જોખમ ખેડી રહ્યા છે, મતલબ કે જાનની સાથે રમત રમી રહ્યા છે." દુલારીએ મુમતાઝ મહાલને સાફ સાફ સુખનમાં સંભળાવી દીધું.

"અને જો મયદાને જંગનું તેં જણાવ્યું તે જ લેકીન કારણ હોય તો પછી તમો બધા શામાટે તમારી જાનને મૂઠીમાં લઇને મઓતની સાથે ખેલી રહ્યા છો? હું હરગીઝ બાદશાહબાનુ બનવાની ખ્વાબમાં પણ ખ્વાહિશ ધરાવતી નથી." મુમતાઝમહાલે તેના વિચારો જણાવ્યા.

"તારા દિલમાં હિન્દુસ્તાનની મોગલ રિયાસતની મલ્કા બનવાની તમન્ના હોય કે નહિ તેની અમોને બિલકુલ પરવાહ નથી. અમો અમારા નિશ્ચયમાં પૂરાતોરથી મક્કમ છીએ. અમો તને દિલ્લી અને આગ્રાના તાજોતખ્તના માલિકની મલ્કા બનેલી જોવાની ઉમ્મીદ ધરાવીએ છીએ અને તેને તારે હરગીઝ તાબે થવું પડશે જ." આમ કહીને દુલારી શાહજાદા ખુર્રમના ચ્હેરા તરફ જોઇ રહી.

"મુશ્કિલી, આફત અને પરેશાની એ તો મારૂં જીવન બની ગયું છે અને તેથી હવે હું સંતાપ કે શોક અને આવી પડનારી ગજબનાક આફત કે મઓતના પયગામથી પણ હરગીઝ ડરતો નથી તેથી તારા દિલમાં કોઇ પણ જાતનો ડર રાખ્યા વગર તારે જે હકીકત જણાવવી હોય–પેશ કરવી હોય તે બાખુશીથી જણાવ."

"મઓતનો ડર બિલકુલ નથી, અને શાહજાદા સાહેબને મઓતના મ્હેમાન બનાવવાની ઉમ્મીદ ધરાવનારાઓની હસ્તી–" આમ

બોલતાં બોલતાં દુલારીએ એક વખત ફરીથી મુમતાઝમહાલ તરફ નજર ફેંકી.

"બડી ચાલાક લડકી જણાય છે, દિલની ઇંતેજારીમાં ઔર વધારો કર્યે જાય છે, લેકીન–"

"સાફ સાફ હકીકત જણાવતી નથી. આમ જ તારું કહેવું છે ને મુમતાઝ ?" મુમતાઝમહાલ તેનું વાકય ખતમ કરે તે પહેલાં દુલારી બોલી ઊઠી.

"લેકીન હવે હું તારી ઇંતેજારીને ઔર વધારવા માગતી નથી. તને કે શાહજાદા સાહેબને ઇંતેજારીની આગમાં તડપાવ્યા વિના સાફ સાફ સુખનમાં એ જણાવી દેવા ઇચ્છું છું કે, શાહજાદા પરવીઝનું ખૂન થયું છે."

"ખૂન ! અને તે શાહજાદા પરવીઝનું ? તને આ સમાચાર કયાંથી મળ્યા ? દુલારી ! આ હકીકત સાંભળવામાં તારી ગફલત તો નથી થતી ?" શાહજાદા ખુર્રમના કાને ઉપરના સુખન પડતાં જ ચોંકી ઊઠતાં તેણે પૃછયું.

"ગફલત જેવું હરગીઝ નથી. શાહજાદા સાહેબ, મહારાજા ભીમસિંહજી અને સિપેહસાલાર બ્હેરામખાન વચ્ચે જામેલા જંગમાં સિપેહસાલાર બ્હેરામખાન શિકસ્ત પામીને દિલ્હી તરફ શાહી ફોજ સાથે ન્હાસી છૂટયા, તે પહેલાં શાહજાદા પરવીઝનું ખૂન થયું હતું. પૂરતી તપાસ કરતાં શાહજાદા પરવીઝનું ખૂન થયું છે, તે હકીકત સાચી જણાતાં મોગલ રિયાસતના માલિક શહેનશાહ જહાંગીરના દિલમાં પણ પારાવાર દુ:ખ થયું છે. શાહજાદા પરવીઝના ખૂનની હકીકતથી શહેનશાહ સલામત ચમકી ઊઠયા હોઇ તેમના દિલમાં તમારા માટે ઇંતેજારી પયદા થઇ છે. ખુદ બાદશાહ સલામત તમોને જોવાને બડા આતુર છે લેકીન......" આમ બોલતાં બોલતાં દુલારી અટકી ગઇ અને થોડો વખત ચોતરફ નજર ફેંકી બોલી.

"બાદશાહ બેગમ નુરજહાન તેના દામાદ શાહજાદા શહેરિયારને દિલ્હી ને આગ્રાની રિયાસતનો માલિક બનાવવાની ઉમ્મીદ સેવતી હોઇ તેણે શહેનશાહ સલામતના કાન પર તમો પણ આ જહાન પર હૈયાત નથી–હૈયાતી ધરાવતા નથી તેવી હકીકત નાખવા ઉપરાંત સિપેહસાલાર મહોબ્બતખાન તથા મહારાજા ભીમસિંહજી શાહજાદા ખુર્રમની તરફેણમાં હોવાનો ખોટો દાવો રજૂ કરી મયદાને જંગ જમાવી જીતેલો મુલક પોતે જ હજમ કરી જવાની તમન્ના ધરાવે છે, તેવી હકીકત શહેનશાહ જહાંગીરના દિલમાં ઠસાવી છે. હવે પછી જામનારા મયદાને જંગમાં તે ખુદ શહેનશાહ સલામતને લાવવાની તમન્ના ધરાવે છે.

"શાહજાદો પરવીઝ હવે આ જહાન પર હસ્તી ધરાવતો નહીં હોવાથી મોગલ સલ્તનતની ગાદી પર દિલ્હી અને આગ્રાના તાજોતખ્તની માલિકી પર તમારો હક્ક છે અને તેથી મહોબ્બતખાન અને મહારાજા ભીમસિંહજી તમારી હાજરીની મયદાને જંગ પર ખાસ જરૂરત છે, તેવા પાકા નિશ્ચય પર આવ્યા છે અને મને તમોને મયદાને જંગમાં લઇ જવા માટે જ અહીંઆં મોકલી છે." દુલારીએ શાહજાદા ખુર્રમને સઘળી હકીકત જણાવી દીધા પછી પોતાના આવવાનું કારણ પણ ખુલ્લું કીધું.

"દુલારી! પાકપરવરદિગાર કેવો ઇન્સાફી અને મહેરબાં છે? હું આવા જ મોક્કાની રાહ જોતો બેઠો હતો. આલમના માલિકે કિસ્મત અજમાવવાનો જ્યારે આવો સુંદર મોક્કો આપ્યો છે ત્યારે તેનો લાભ ઉઠાવવાની હું જો હરગીઝ કોશિશ ન કરૂં તો મારા જેવો બેવકૂફ કોણ? કિસ્મતના પાસા ફેંકી એક વખત જિંદગીનો જુગાર રમી લેવાને હું પણ પૂરાતોરથી ઇંતેજાર છું." આમ કહીને શાહજાદો ખુર્રમ ખુશખુશાલ ચ્હેરે દુલારી અને મુમતાઝમહાલ તરફ જોઇ રહ્યો.

---

# પ્રકરણ ઓગણીસમું

## નવું પ્યાદું

**શાહજાદા પરવીઝના** ખૂનના સમાચાર પવન વેગે મોગલ લશ્કર, પાયતખ્ત શહેર અને શાહી રંગમહાલ તથા ખુદ શહેનશાહ જહાંગીર અને બાદશાહબેગમ નુરજહાન સુધી પહોંચી ગયા હતા.

શાહજાદા પરવીઝની રીતભાત પરથી આવી જાતનો એક દિવસ નતીજો આવશે તેનાથી મોગલ શહેનશાહતનો માલિક જહાંગીર બિલકુલ બિનવાકેફગાર ન હતો. પોતાના ચાર શાહજાદાઓમાં જો કોઇ પણ મોગલ રિયાસતની લગામ પોતાના કાબૂમાં લઇ શહેનશાહતને કોઇ પણ જાતનો ધક્કો પહોંચાડયા સિવાય વ્યવસ્થિત બનાવી શકે તેમ હોય, તો તે લેકીન શાહજાદો ખુર્રમ જ હતો, તેવી શહેનશાહ જહાંગીરના દિલમાં પાકી ખાતરી થઇ ગઇ હતી, લેકીન શાહજાદા ખુશરૂ પર તેની ઇતરાજી ઊતર્યા પછી તેનાં સંતાનો–બેટાઓમાં શાહજાદો પરવીઝ સૌથી વડો હોવાથી દિલ્લી અને આગ્રાના તાજોતખ્તનો માલિક બનવાને તે સહુથી પહેલો હક્કદાર હોવાથી જ શહેનશાહ જહાંગીરે વલીઅહદ–યુવરાજ તરીકેની તેના જ નામની દોહાઇ ફેરવી હતી.

શાહજાદો પરવીઝ કમઅક્કલ અને કાચા કાનનો હોવા ઉપરાંત શિરાઝી અને સનમ આ બે ચીઝ મળતાં તે આલમપરની બીજી કોઇ ચીઝની પરવાહ કરે તેવો નથી, તે હકીકતથી ખુદ શહેનશાહ જહાંગીર પૂરતા વાકેફગાર હતા અને તેથી જ શાહજાદા ખુર્રમ પર તેની નજર ચોંટી હતી અને મોગલ સલ્તનતની કિસ્તીને શાહજાદો ખુર્રમ પૂરા-તોરથી સહીસલામત પાર ઉતારી શકશે તેવી તેને પાકી ખાતરી થઇ ચૂકી હતી.

મહારાજા માનસિંહજીના ભાણેજ અને અંબર કુમારી રેવારાણીના બેટા શાહજાદા ખુશરૂમાં શાહજાદા ખુર્રમ જેવી જ લાયકાત હતી, લેકીન ખુશરૂએ તેની જવાનીના તોરમાં કરેલી ભૂલની શહેનશાહ

જહાંગીર હરગીઝ મોઆફી આપી શકે તેમ ન હતા. પોતાના વાલિદ સામે હથિયાર ઉઠાવવા તે સખ્તમાં સખ્ત ગુન્હો છે, તેમ શહેનશાહ જહાંગીર માનતા હોઇ, શાહજાદા ખુશરૂના આ એક જ ગુનાહના સબબે શહેનશાહ જહાંગીર બાદશાહ સલામતનો તેના પર ખોફ ઊતરતાં તેને ગ્વાલિયરના કિલ્લામાં કયદ રાખવામાં આવ્યો હતો અને શાહજાદા ખુર્રમની આજીજીથી તેને છૂટો કરવાનો હુકમ કરવામાં આવ્યો હતો તે બિનાથી આપણે પૂરતા વાકેફગાર છીએ.

શાહજાદા શહેરિયારમાં કાંઇક તાકાત અને જોમ જેવું જણાતું હતું, લેકીન બાદશાહબેગમ નુરજહાનની શેરઅફગાનથી પયદા થયેલી લડકી રોશનઆરાની તેની સાથે શાદી થતાં જ બાદશાહબેગમ નુર-જહાનના ખોટા લાડ અને પ્રેમને લીધે તે પોતાની તાકાત, જોમ અને આજુબાજુની હકીકતને ભૂલી પરીસૂરત નાઝનીનોની ખીલતી જવાનીના લહજ્જત લૂંટવી તે જ તેની જિંદગીનો મુખ્ય વેપાર પોતે બનાવી બેઠો હતો. સનમ અને સુંદરીઓમાં જ મસ્ત રહેવું, ઇસ્તંબોલી શિરાઝી ઉડાવવી અને કાતિલ ચશ્મોમાંથી તીર ફેંકતી નાજુક બદન-વાળી સુંદરીઓના બદનમાંથી ટપકતી રોશનીનું પાન કરવું, તે તેનો હરહંમેશનો કાર્યક્રમ હતો.

ખરી હકીકત આવી હોવાથી અને શહેનશાહ જહાંગીર તેના ચારે શાહજાદાઓની ઉપર જણાવેલી હકીકતથી પૂરતા માહિતગાર હોવાથી તેના ખેઆલમાં મસ્ત બનીને બેઠા હતા તેવામાં એકાએક નવો જ ખેઆલ તેના હૈયે ચડી આવતાં જ ગાદી પર સ્હેજ આડા પડયા હતા ત્યાંથી એકદમ બેઠા થઇ ગયા અને કીનખાબના મુલાયમ તકીઆને અઢેલીને બેસતાં તેણે ધીમા હાથે તાળી પાડી.

દરવાજા પર પહેરો ભરતી બાંદીના કાને તાળીનો આવાઝ પડતાં જ તે શહેનશાહ જહાંગીરના કદમમાં શર ઝુકાવીને રિયાસતના માલિકનું ફરમાન ઉઠાવવાને ખડી થઇ ગઇ. બાંદી આવતાં જ શહેન-શાહ જહાંગીરે કહ્યું,

"તારી મલ્કાને ફોરન મારી હજૂરમાં હાજર થવાનું ફરમાન પહોંચાડ."

"જો હુકમ ખુદાવિંદ." આમ કહીને શહેનશાહ જહાંગીરની ફરીથી એકવાર કદમ બોસી કરીને બાંદી હુકમનો અમલ કરવા બાદશાહબેગમ નુરજહાનના ખાસ કમરા તરફ જવાને રવાના થઈ ગઈ.

બાંદીના જવા પછી મોગલ સલ્તનતના જ ખેઆલમાં મશ્ગૂલ બની ગયેલા શહેનશાહ જહાંગીરના મ્હોંમાંથી નીચેના સુખન નીકળી પડયા.

"યા માલા! યા પાકપરવર્દિગાર! આ તું શું કરવા બેઠો છે? મોગલ સલ્તનતનો વલીઅહદ-પાટવી કુંવર, મોગલ સલ્તનતનો પહેલો હક્કદાર શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાં છે કે કયાં છે તેનો બિલકુલ પત્તો નથી. શાહજાદા પરવીઝના મયદાને જંગમાં આવેલા તેના જ તંબુમાં તેનું ખૂન થયાના સમાચાર મળ્યા છે. શાહજાદો ખુર્રમ પણ પોતાની જાન હરગીઝ સલામત નથી તેવા ડરથી કયાંઇ ન્હાસી ગયાના સમાચાર મળ્યા છે. આલમના માલિક! આ શું થવા બેઠું છે? મોગલ સલ્તનત......"

શહેનશાહ જહાંગીર કાંઇક આગળ બોલવા જતો હતો તેવામાં એકાએક બાદશાહબેગમ નુરજહાન ત્યાં આવી પહોંચી અને મોગલ શહેનશાહના છેલ્લા સુખન તેના કાને પડતાં જ તે બોલી.

"મોગલ સલ્તનતની રોશની સારા હિન્દુસ્તાનમાં પથરાઇ ગઇ છે. કોઇની તાકાત કે મગદૂર નથી કે, મોગલ રિયાસત તરફ ઊંચી નજર પણ કરી શકે."

"નૂર! મારા જિગર! મને તારી તાકાત અને કાબેલિયત પર પૂરતો વિશ્વાસ હોવાથી જ રાજ્યની—શહેનશાહતની લગામ તને સુપ્રત કરી છે લેકીન—" બાદશાહબેગમ નુરજહાનનો કમળની દાંડી મિસાલ હાથ લેતાં શેહેનશાહ જહાંગીરે કહ્યું.

"હકીકતથી વાકેફગાર બનાવતાં અટકી કેમ ગયા મારા માલિક? શું આ બાંદીની કાંઇ કસૂર થઇ છે?" આછા મુસ્કેરાટ ભર્યા ચ્હેરે

શહેનશાહબાનુ નુરજહાને બાંકી અદાથી શહેનશાહ જહાંગીર તરફ નજર ફેંકતાં કહ્યું.

"નૂર! મારી દિલરૂબા! મારી જિંદગીના આરામ! તારો ગુન્હો કે કસૂર હોઈ શકે? તું તો મારી ચશ્મોનું નૂર અને જિંદગીની......"

"પ્યારે શૌહર! અચકાવ નહિ. તમારા દિલમાં જે હકીકત ભરી હોય તેનાથી આ લોંડીને વાકેફગાર બનાવાનું માન હરગીઝ નહિ મળે?" આમ બોલતાં બોલતાં મોગલ શહેનશાહતની મલ્કા નુરજહાને તેના કાતિલ ચશ્મોમાંથી એવું ગજબનાક તીર ફેંક્યું કે, મોગલ સલ્તનતનો માલિક શહેનશાહ જહાંગીર પળ બે પળ દિલ ગુમાવી બેઠો.

"લોંડી! હરગીઝ નહીં. મારી લખ્તેજિગર! તું તો આ રિયાસતનું નૂર છે, મોગલ સલ્તનતની રોશની છે. તારાથી મારે છુપાવવા જેવું શું હોઈ શકે? લેકીન..........." બાદશાહબેગમ નુરજહાનના ચશ્મોમાંથી નીકળતી રોશનીમાં અંજાઈ જતાં શહેનશાહ જહાંગીરે કહ્યું.

"તો પછી આ બાંદીને તમારા દિલમાં આગ પયદા કરનારી—જલાવનારી ફિક્રથી શા માટે વાકેફગાર બનાવતા નથી?"

"નૂર! મારા દિલની ફિક્રથી હું તને વાકેફગાર નહીં કરું તો બીજા કોને કરીશ? મારા સુખ અને અયશ, આરામ માટે હરપળે ફિક્ર ઉઠાવનારી મારી મહેબૂબાથી મારા દિલની હકીકત મારે શા માટે છુપાવવી જોઈએ? શાહજાદો ખુશરૂ હાલમાં ગ્વાલિયરના કિલ્લામાં છે કે ક્યાં છે તેનાથી તમો વાકેફગાર છો?" શહેનશાહ જહાંગીરે તેના દિલમાં રમી રહેલી હકીકત જણાવતાં બાદશાહબેગમ નુરજહાનને પૂછ્યું.

"મારા દિલના માલિક! આપ બાખુશીથી આરામ કરો. શાહજાદા ખુશરૂની સલામતી માટે આપ બિલકુલ બેફિક્ર રહો. મને મળેલા સમાચાર પ્રમાણે ગ્વાલિયરના કિલ્લામાંથી શાહજાદા સાહેબ છૂટા થઈને આરામથી જિંદગી પસાર કરવા માટે કોઈ જગ્યાએ છુપાઈ બેઠા હોય તેમ જણાય છે." શહેનશાહ જહાંગીરના દિલને શાંત કરવા માટે શહેનશાહબાનુ નુરજહાન બોલી.

"નૂર! શું તું આ ખરૂં કહે છે? મોગલ સલ્તનતનો વલીઅહદ શાહજાદો ખુશરૂ શું સલામત છે?"

"જીહાં બિલકુલ સચ અને જહાંપનાહ—" આમ બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાને મોગલ રિયાસતના માલિક જહાંગીરનો હાથ પોતાના હાથમાં લીધો અને મુહબ્બત ભરી ચશ્મોએ તે શહેનશાહ જહાંગીર તરફ જોઈ રહી.

"શાહજાદા પરવીઝના ખૂનની હકીકતથી બાદશાહબાનુ વાકેફગાર છે?" ઉપરના સુખન બોલી શાહજાદા પરવીઝના ખૂનના સમાચારથી માહિતગાર બન્યા પછી દિલ્લી અને આગ્રાની સલ્તનતની મલ્કા નુરજહાનના ચ્હેરા પર તેની કેવી જાતની અસર પયદા થાય છે તે જાણી લેવા માટે શહેનશાહ જહાંગીર રૂપની રોશની મિસાલ શહેનશાહબાનુ નુરજહાનના ગુલાબી ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"શાહજાદા પરવીઝનું ખૂન? બડી ખૌફનાક હકીકત જણાવી, મારા માલિક! લેકીન ખૂન કોણે કર્યું? અને કયાં થયું, તેનાથી બાદશાહ સલામત વાકેફગાર છે? મોગલ સલ્તનતના વલીઅહદ, દિલ્હી અને આગ્રાના તાજોતખ્તના ભવિષ્યના માલિકનું ખૂન?" ઉપરના સુખન બાદશાહ જહાંગીરના મ્હોંમાંથી બહાર પડતાં જ અજાયબીમાં ગરક બની જતાં શહેનશાહબાનુ નુરજહાનના મ્હોંમાંથી ઉપરના હરફ નીકળી પડયા અને કેટલોક વખત સુધી તે શહેનશાહ જહાંગીરના તરફ જોઇ રહી.

"નથી માનવામાં આવતું? નૂર! મારા દિલમાં આ સમાચારથી વાકેફગાર બન્યા પછી કાતિલ ખંજરના ઘા મિસાલ વેદના પયદા થઇ છે, તે કેમે કરી બુઝાતી જ નથી. ચાર ચાર બેટાનો બાપ—ચાર ચાર ફરજંદનો પિદર હોવા છતાં મારા દિલમાં આરામ કે આનંદને બિલકુલ જગ્યા નથી. મોગલ સલ્તનત ટકી રહેશે કે નહિ, તે જ ફિકર હરદમ મારા દિલમાં અંગાર જલાવે છે, પરવરદિગાર! મારા કિસ્મતમાં......"

"જહાંપનાહ! તેમાં આટલા બધા દિલગીર થવાની શી જરૂરત છે? શહેનશાહત તરફ ઊંચી નજરે જોઇ શકે તેવો કોઇ પણ ઇન્સાન સારીયે આલમ પર મોજુદ હોય તેમ મને જણાતું નથી. બાદશાહ સલામત શહેનશાહતની ફિઝુલ ફિક્રમાં જાનને સતાવી રહ્યા છે. મારા માલિક, તમોને આ કમતરીન લોંડી, શહેનશાહ સલામતની આદીમા પર બિલકુલ યકીન નથી? મોગલ શહેનશાહત બાબતનો અત્યાર સુધી આ નાચીઝ બાંદી પર બાદશાહ સલામતે મૂકેલો યકીન બર નથી આવ્યો? શહેનશાહ તરફ કરડી ચશ્મે જોનાર ઇન્સાનને એક પળ માત્રમાં તેનો પુરતો નતીજો ચખાડવાને હરદમ આપણા સિપેહસાલારો અને આ લોંડી ફિક્રમાં જ દિવસો ગુજારતાં હોઇ, મોગલ રિયાસતના માલિકે તેવી ફિઝુલ તકલીફ ઉઠાવવાની કાંઇ પણ જરૂરત હોય તેમ મને બિલકુલ જણાતું નથી." શહેનશાહ જહાંગીરને બોલતો અટકાવી નવી જ જાતનો શેતરંજનો દાવ ફેંકવાની શરૂઆતની તૈયારીઓ—ભૂમિકા તૈયાર કરતાં બાદશાહબેગમ નુરજહાને જણાવ્યું.

"હરગીઝ તેમ કેમ બની શકે? દિલારા! મારા જિગરના આરામ! સલ્તનતની લગામ તારા હાથમાં સોંપ્યા પછી મને પૂરતો આરામ અને આનંદ છે લેકીન......" આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીરનો આવાઝ છેક બેસી ગયો, ગળું ભરાઇ આવ્યું અને બીજી જ પળે તેના ચશ્મોમાંથી આંસુ નીકળી પડતાં તેના મ્હોંમાંથી એક પણ વધુ હરફ બહાર પડી શક્યો નહિ.

"આ શું હિંદુસ્તાનની રિયાસતના માલિકની ચશ્મોમાં આંસુ? શહેનશાહ સલામત આફત અને મુસિકલી હરેક ઇન્સાનના કિસ્મત સાથે જડાયેલી હોય છે; પછી તે તવંગર હોય કે મિસ્કીન. દિલમાં સબૂરી રાખો. પાકપરવરદિગાર મોગલ રિયાસતને કોની આંચ [illegible] નહિ આવવા દે, મારા માલિક!"

"નૂર! પ્યારી નૂર! મોગલ સલ્તનતનો ખરો વારસ શાહજાદો [illegible] તેનો માલિક બની શકે તેવું ચિહ્ન ક્યાંઇ પણ નજરે ચડતું

નથી. બચપણમાં નાદાન હતો તેથી મારી સ્હામે તલ્વાર ઉઠાવવાની મૂર્ખાઇ કરી બેઠો, લેકીન ખરી રીતે તો અંબરકુમારીનો બેટો ખુશરૂ જ મોગલ સલ્તનતનો ખરો હક્કદાર છે. શાહજાદો ખુશરૂ ગ્વાલિયરના કિલ્લામાંથી છૂટો થયાના સમાચાર મળ્યા છે, લેકીન આજે તે તેની જિંદગીના દિવસો કેવી હાલતમાં કયાં પસાર કરી રહેલ છે તેના બિલકુલ સમાચાર નથી—પત્તો જ કયાં છે? શાહજાદા પરવીઝની આલમપર હવે હસ્તી જ નથી અને મોગલ સલ્તનતને મજબૂત બનાવી શકે તેવું મને જેનાપર યકીન છે તે શાહજાદો ખુર્રમ પણ મને સમાચાર મળ્યા છે કે, દિલ્લી અને આગ્રાના રંગમહેલમાં તેની હસ્તી સલામત નથી તેવા ડરથી જાન બચાવવા માટે કયાંઇ પલાયન થઇ ગયો છે. જ્યારે શાહજાદા શહેરિયારના રંગઢંગ મને બિલકુલ સારા જણાતા નથી." આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીરનું દિલ ભરાઇ આવતાં તે રડી પડયો.

"પ્યારે શૌહર! આપ બિલકુલ રંજ ન કરો. શાહજાદા પરવીઝનું ખૂન થયું તે બેલાશક ખરાબ થયું છે, લેકીન ખુદાપાકની સત્તા અને હકુમત પાસે ઇન્સાન શું કરી શકનાર છે?" શહેનશાહ જહાંગીરને આશ્વાસન આપતાં નુરજહાને કહ્યું.

"શાહજાદા ખુશરૂનો બિલકુલ પત્તો નથી અને તેથી મોગલ સલ્તનતપર સૌથી પહેલો તેનો હક્ક પહોંચતો હોવા છતાં દિલ્લી અને આગ્રાના તાજોતખ્તનો તે વારસ બને તેવો હરગીઝ સંભવ નથી. શાહજાદા પરવીઝનું ખૂન થતાં તે આ ફાની દુનિયા પર નથી એટલે તેનો હીસાબ પણ સાફ થઇ ગયો. હવે રહ્યા ફકત બે શાહજાદાઓ; શહેરિયાર અને ખુર્રમ. શાહજાદો શહેરિયાર હમેશાં સનમ અને શિરાઝીમાંજ મસ્ત રહેતો હોવાથી શહેનશાહતની લગામનો બોજો ઉઠાવી શકવાની તેનામાં તાકાત હોય તેમ મને બિલકુલ જણાતું નથી, અને તેથી મારી નજર શાહજાદા ખુર્રમપર જ ચોંટી છે. મને ખાતરીથી યકીન છે કે, સલ્તનતની કિસ્તીને જો કોઇ પણ

સહીસલામત પાર ઉતારી શકે તેવો હોય, તો તે જ છે—શાહજાદો ખુર્રમ જ છે અને તેથી શાહજાદા ખુર્રમનો પત્તો મેળવવો જ જોઇએ." આમ કહીને પોતાના સુખનની બાદશાહબેગમ નુરજહાનના પર કેવી જાતની અસર પયદા થાય છે તે જોવા માટે શહેનશાહ જહાંગીરે શહેનશાહબાનુ નુરજહાનના ચ્હેરા તરફ નજર ફેંકી.

મોગલ સલ્તનતની મલ્કા નુરજહાનના દિલમાં શાહજાદો શહેરિયાર મોગલ સલ્તનતની ઇમારતને સહીસલામત રાખવા માટે બિલકુલ નાલાયક છે તેવા શહેનશાહ જહાંગીરના સુખન સાંભળતાં જ દુઃખ પયદા થયું, લેકીન પોતાના દિલમાં પયદા થયેલા દુઃખને—વેદનાને બડી કાબેલિયતથી છુપાવતાં બાદશાહબેગમ નુરજહાન બોલી ઊઠી:

"શહેનશાહ સલામતનું કહેવું બિલકુલ વજૂદ ભર્યું છે. હવે આ બે શાહજાદાઓમાંથી શહેનશાહતની જોખમદારી કોના પર નાખવી તે નક્કી કરવાની હાલમાં શી જરૂરત છે? લેકીન જો બાદશાહ સલામતને તેની પૂરાતોરથી જરૂરત જણાતી હોય તો મને મળેલા સમાચારથી મોગલ સલ્તનતના માલિકને વાકેફગાર બનાવવાની મારી ફરજ નથી?" આમ કહીને શહેનશાહબાનુ નુરજહાન શહેનશાહ જહાંગીરના તરફ જોઇ રહી.

"પૂરાતોરથી." જહાંગીર બોલી ઊઠયો.

"તો મારા માલિક આપ એ પણ જાણી લ્યો કે, મને મળેલા સમાચાર પ્રમાણે શહેનશાહતમાં અથવા તો આગળ વધીને કહું તો પાટનગરમાં આજે એક જ શાહજાદાની હસ્તી છે, જ્યારે બીજો શાહજાદો તો બંડખોર બનીને પોતાના વાલિદની જિંદગી દરમ્યાન દિલ્હી અને આગ્રાની રિયાસતનો માલિક બનવા માટે પોતાના મળતીઆઓને મળી જવા માટે કયારનોયે રવાના થઇ ચૂકયો છે. એ હકીકતથી જહાંપનાહ સલામત બિનવાકેફગાર નથી?

આબાદ રીતે શેતરંજનો દાવ ખેલવા—ફેંકવા બાદશાહબેગમ નુરજહાને ખોટી જ હકીકતનો પોતાની રમતના પ્યાદા તરીકે ઉપયોગ કરવાનો મક્કમ નિર્ણય કરી શહેનશાહ જહાંગીરને અટપટા ગૂંચવાડામાં મૂકી દેવાની કોશિશ કરતાં કહ્યું.

"શાહજાદો બંડખોર બનીને પાટનગર છોડી ન્હાસી ગયાની હકીકત શું ખરેખર સચ્ચાઇથી ભરપૂર છે?"

"અને કદાચ શહેનશાહ સલામતને તેમાં કાંઇ વજૂદ જેવું ન જણાતું હોય તો શાહજાદો ખુર્રમ ક્યાં છે તેની પુરી તરેહથી તલાસ કરવાની હું જહાંપનાહની હજૂરમાં આરજુ ગુજારૂં છું."

"નૂર! મારા અયશ આરામ અને લહજ્જતની મલ્કા! શું આ હરગીઝ ખરી હકીકત છે? શાહજાદો ખુર્રમ જેણે વાલિદના સામે હથિયાર ઉઠાવવાના કારણે ગ્વાલિયરના કિલ્લામાં જિંદગી ગુજારતા શાહજાદા ખુશરૂ તરફ રહેમ ગુજારવાની મારી પાસે આરજુ પેશ કરી હતી, દિલ્લીના તાજ અને તખ્ત સ્હામે માથું ઊંચકનારની કેવી બૂરી હાલત થાય છે તેનાથી તે પૂરતો વાકેફગાર હોવા છતાં તે બંડખોર બનવાની હિંમત કરે તે હું બિલકુલ માની શકતો નથી. લખ્તેજિગર! આવી બેવજૂદ ભરી બિના—બિલકુલ ગલત હકીકતથી તમો કેવી રીતે વાકેફગાર બન્યાં? મને પૂરતું યકીન છે કે, મોગલ રિયાસતને ટકાવી રાખવાની તાકાત જો કોઇ પણ શાહજાદો ધરાવતો હોય તો તે શાહજાદો ખુર્રમ જ ધરાવે છે." આમ કહીને શાહજાદા ખુર્રમ પર પોતાને પૂરતો વિશ્વાસ—યકીન છે, તેમ શહેનશાહ જહાંગીરે જણાવ્યું.

"લેકીન ગલત અને બેવજૂદ મનાતી હકીકત પણ સાચી બનતી જાય છે તો પછી બાદશાહ સલામત તેમનો એકવાર બંધાઇ ગયેલો સાચો કે જૂઠો ખેઆલ બદલાવવાની તકલીફ નહીં જ ઉઠાવે?" પોતાના દિલની તમન્ના બર લાવવાની કોશિશ કરતાં મોગલ રિયાસતના માલિક શહેનશાહ જહાંગીરને પોતાની ચાલબાજીના ફેંકેલા દાવને અનુકૂળ બનાવવાની કોશિશ કરતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"શાહજાદો ખુર્રમ બંડખોર બન્યો છે, તેવી સાફ સાફ આયના મિસાલ હકીકત જ્યાં સુધી મારી પાસે મુકવામાં નહીં આવે ત્યાં સુધી હું મારો ખેઆલ બદલવાની કોશિશ કરવાને પણ હરગીઝ તૈયાર નથી." શહેનશાહ જહાંગીરે પોતાનો મક્કમ નિશ્ચય જણાવ્યો.

"શાહજાદો ખુર્રમ આજે ક્યાં છે તે બિનાથી શહેનશાહ સલામત વાકેફગાર છે ?"

"પોતાની જાન સલામત નહીં હોવાની તેના દિલમાં ફિક્ર પયદા થતાં તે ગુપચુપ ક્યાંઇ છુપાઇ બેઠો છે. તે હકીકત સિવાય હું બીજી કોઇ પણ હકીકતથી માહિતગાર નથી."

"શાહજાદો ખુર્રમ પાયતખ્ત તો શું લેકીન દિલ્લી અને આગ્રાની હદ છોડીને ક્યાંઇ ચાલ્યો ગયો છે તેવું પુરવાર થાય તો શાહજાદો ખુર્રમ કાવત્રાંખોરોને મળી કાવાદાવાની રમત રમી રહ્યો છે—દાવ ફેંકી રહ્યો છે તેવી મોગલ રિયાસતના માલિકને ખાતરી થશે કે નહીં ?"

"બેલાશક."

"તો મારા માલિક! હું તમોને પૂરતી ખાતરી સાથે જણાવું છું કે, શાહજાદો ખુર્રમ છુપી રીતે પાયતખ્તમાંથી ન્હાસી જઇને ઉદયપુરના મહારાણા તથા સિપેહસાલાર મહોબ્બતખાનને મળી ગયો છે અને તેઓની મદદ મેળવી હિન્દુસ્તાનના તાજોતખ્તનો માલિક બનવાની કોશિશ કરી રહ્યો છે." શહેનશાહબાનુ નુરજહાને પોતે ફેંકેલો દાવ આબાદ પાર ઊતરે તે હેતુથી—મકસદથી બિલકુલ નવો જ તુક્કો પયદા કરીને શહેન-શાહ જહાંગીરના કાનમાં શાહજાદા ખુર્રમ માટે કાતિલ ઝેર રેડ્યું.

"શાહજાદો ખુર્રમ મને બેવફા બને તેવો ખેઆલ હરગીઝ હું મારા દિલમાં લાવી શકું તેમ નથી, છતાં પણ મને જણાવવામાં આવેલી હકીકત સચ્ચાઇ ભરી હશે, તો શાહજાદા ખુર્રમને તેની આવી ઉદ્ધત વર્તણૂંક માટે હરગીઝ સહન કરવું પડશે જ."

"બેવફા નીવડ્યો છે શા માટે? બેવફા નીવડ્યો છે જ અને તેની પૂરાતોરથી અને ખરા દિલથી ખાત્રી કરવી હોય તો સિપેહસાલાર બહેરામખાન તરફથી આવેલો આ રૂક્કો બાદશાહ સલામત તપાસી જશે, તો તેની બેવફાઇની ખુદ જહાંપનાહના દિલમાં ખાતરી થઇ ગયા વગર નહિ રહે." આમ કહીને બાદશાહબેગમ નુરજહાને શહેનશાહ જહાંગીરના હાથમાં રૂક્કો મૂક્યો.

તેની શહેનશાહ જહાંગીર પર કેવી અસર થાય છે તે જોવાને અને પોતાના ફેંકેલા દાવનું શું પરિણામ આવે છે તેનાથી માહિતગાર બનવાને બાદશાહબેગમ નુરજહાન ઇંતેજારી ભર્યા ચ્હેરે શહેનશાહ જહાંગીર તરફ જોઈ રહી.

---

## પ્રકરણ વીસમું

## શાહજાદા ખુશરૂની આપવીતી

"**કિસમતની કરામતનો કોઇ ભેદ જાણી શકયું છે કે,** મારા જેવો આદમી તેનો ભેદ–તેના ભેદથી વાકેફગાર બની શકે? આલમનો માલિક પળ એકમાં મામૂલી નાચીઝ ઇન્સાનને તવંગર બનાવી દે છે, ત્યારે અયશ આરામમાં લોટતા તવંગરને આફત અને મુશ્કિલીની ખાઇમાં ધકેલી મિસ્કીન બનાવી દે છે. આલમના માલિકની કરામત તો જહાનને પયદા કરનાર પાકપરવરદિગારે ખુદ તેના જ હાથમાં રાખેલી છે. જો તેવું ન હોત તો ઇન્સાન ઇન્સાનિયત ભૂલીને પરવરદિગારની હૈયાતીને પણ માનવાની તકલીફ ઉઠાવવાને તૈયાર હોત ખરો?"

આમ બોલતાં બોલતાં જેના ચ્હેરાનું નૂર કાંઇક ઝાંખું પડી ગયેલું નજરે પડે છે છતાં પણ જેની ખાનદાનીનું ખમીર આ ફિકાશ નીચે પણ આછું આછું ચમકી ઊઠતું હતું તેવા એક જવાને ઉપરના સુખન બોલ્યા પછી એક વખત આસ્માન તરફ નજર ફેંકી નિઃશ્વાસ મૂકયો અને બીજી જ પળે ફરી બોલ્યો.

"ઇન્સાનની જિંદગી અને કાળનો કોઇ ભરૂંસો છે? પોતાના દિલના અવનવા ખેઆલમાં રમતા આદમીને ખ્વાબમાં પણ ખેઆલ હોય છે કે, તેના દિલની તમન્ના–ઉમ્મીદ પાણીના પરપોટા મિસાલ પળ એકમાં ફૂટી જશે. અને તેને પાકપરવરદિગારના દરબારમાં પોતાના કરેલા કામનો જવાબ આપવા ખડા થવું પડશે, અથવા

તો તેનો અયશ, આરામ અને સુખસાહ્યબી પળ વારમાં ખતમ બનતાં એક મામૂલી ઇન્સાન કરતાં પણ બદતર જિંદગી તેને ગુજારવી પડશે? આ પણ કિસ્મતની કરામતનો એક જાતનો રંગ છે ને?"

ઉપરના સુખન બોલનારના મ્હોંમાંથી પૂરેપૂરા બહાર પડયા કે, બીજી જ પળે બોલનારના ચ્હેરાનો રંગ બદલાઇ ગયો. પોતાની આજની હાલત માટે તેના દિલમાં દુ:ખ પયદા થયું, લેકીન તેને છુપાવવાની કોશિશ કરતાં તે બોલી ઉઠયો.

"હરેક ઇન્સાનને પોતે કરેલા કામનું ફળ–પરિણામ હરગીઝ ભોગવવું પડે છે. પોતાના વ્હાલા પિદર જેના કદમમાં શર ઝૂકાવી કદમબોસી કરવાની દિલમાં હરગીઝ તમન્ના રાખવી જોઇએ, તેના બદલે તેના સ્હામે શર ઉઠાવી રિયાસતમાં બળવો જગાડવો–તેની હૈયાતીમાં જ તેના હાથમાંથી સલ્તનતની લગામ ઝૂંટવી લેવાની કોશિશ કરવી–ગુન્હો કરવો, તો પછી તે ગુન્હાની સજા પણ પૂરાતોરથી ભોગવવાને–ઉઠાવવાને તૈયાર રહેવું જોઇએ.

"આજે પાકપરવરદિગારે મારી ચશ્મો ખોલી નાખી છે. કોઇના પણ કાવાદાવા અને કુડકપટ સલામત પાર ઊતરતા નથી. નેકીના રસ્તે જનારને જ હરહંમેશ ફત્તેહ મળે છે. મારો ગુન્હો તો બિલકુલ મુઆફિને લાયક નથી." આમ બોલતાં બોલતાં તે એકાએક અટકી ગયો. તેની ચશ્મોમાંથી આંસુ સરી પડયાં અને બીજી જ પળે તેના દિલમાં નવો જ ખેઆલ પયદા થતાં બોલી ઊઠયો.

"આલમનો માલિક રહમ વરસાવે શાહજાદા ખુર્રમ પર કે, તેના દિલમાં બિરાદરીની મુહબ્બત પયદા થઇ અને શહેનશાહ સલામતને મને ગ્વાલિયરના કિલ્લામાંથી છૂટો કરવાની આરજુ ગુજારી અને શહેનશાહ સલામતે શાહજાદા ખુર્રમની આરજુ મંજૂર કરી મને ગ્વાલિયરના કિલ્લામાંથી છૂટો કર્યો, તે જ મોગલ સલ્તનતના માલિકનું દરિયાવ દિલ સાબિત કરી આપે છે. લેકીન પોતાના વાલિદ સામે જ શમશીર ઉઠાવવાની હિંમત કરનાર મારા જેવા બદકિસ્મત શાહજાદાને

જીવતો રહેવા દેવો તે લાજીમ છે? હરગીઝ નહીં. મારા જેવા બેવફા બેટાને તો ફોરન બંદૂકની ગોળીથી ઠાર કરી નાખવો જોઇએ." આમ બોલતાં બોલતાં પળ બે પળ તે અટકી ગયો અને ખેઆલમાં પડી ગયો.

"શહેનશાહ સલામતે મને જીવતો રહેવા દીધો તે કાંઇ તેમનો ઓછો અહેશાન છે? ખુદાતાલા! મને આ શું સુઝયું? દિલ્લી અને આગ્રાના તાજોતખ્તના માલિકનો વલીઅહદ હોવા છતાં મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીર પછી સલ્તનતનો હું જ માલિક હોવા છતાં મને આવી કુમતિ કેમ સૂઝી?"

આમ બોલતાં બોલતાં તેણે એક વખત આસ્માન તરફ નજર ફેંકી, બીજી જ પળે પોતાના શરીર તરફ જોયું અને પોતાની બેહાલ હાલત જોઇ તેના દિલમાં દર્દ પયદા થતાં તે બોલી ઊઠયો.

"શહેનશાહ અકબરશાહના માનીતા અને મોગલ સલ્તનતા આધાર જેવા મહારાજા માનસિંહજીનો ભાણેજ, અંબરકુમારી રેવા રાણીનો બેટો અને શહેનશાહ જહાંગીરનો વલીઅહદ શાહજાદો ખુશરૂ આ કંગાલ હાલતમાં? લેકીન તેની આ હાલત કરનાર કોણ? શાહજાદો પોતે જ. મેં જ મારા પગપર કુહાડી મારી આ રસ્તો લીધો છે. મારી જિંદગીની પાયમાલીનો રાહ સ્વીકાર્યો છે.

"મારી અમ્મા મારા ખેઆલમાં—પોતાના લાડકા બેટાની બૂરી હાલતપર આંસુ પાડતી દિવસો ગુજારતી હશે. મારા દિલની માલિક, મારા જિગરનો આરામ પ્યારા બાનુ! તે તો તેની ચસ્મોમાંથી મને યાદ કરીને આંસુનો દરિયો રેલાવતી હશે લેકીન......"

આમ બોલતાં બોલતાં શાહજાદો ખુશરૂ ધ્રુસકે ને ધ્રુસકે રડી પડયો. કેટલોક સમય આમ રડવામાં ગુમાવ્યો પછી તેના દિલમાં કાંઇક તાઝગી પયદા થતાં પોતાની સઘળી હિંમત એકઠી કરીને તે બોલ્યો.

"આલમનો માલિક જો એક વખત મને બાદશાહ સલામતની રૂબરૂમાં હાજર થવાનો—કદમબોશી કરવાનો મોકો આપે, તો તેના કદમમાં શર ઝુકાવી, મારી કરેલી મૂર્ખાઇ માટે શહેનશાહ સલામતની

મુઆફી માંગી, એક રહમ દિલ વાલિદ મિસાલ મારા ગુન્હા ભૂલી જઇ મારાપરની નતરાજી દૂર કરવાની આરજુ પેશ કરી શકું, તેજ મારા દિલની તમન્ના છે. જો મને બાદશાહ સલામત મુઆફી બક્ષે તો મારો મોગલ સલ્તનતના વલીઅહદ તરીકેનો હક્ક શાહજાદા ખુર્રમની તરફેણમાં ઉઠાવી લેવાને હું બિલકુલ તૈયાર છું."

શાહજાદો ખુશરૂ તેના દિલમાં પયદા થયેલા ઉપર મુજબના ખેઆલમાં મસ્ત બનીને ભવિષ્યમાં કેવી જાતનો માર્ગ પકડવો તેનાજ ખેઆલમાં મશ્ગૂલ હતો, તેવામાં કોઇ ઇન્સાનના આવવાનો આવાઝ તેના કાને પડતાંજ તે ચમકી ઊઠયો અને જે બાજુ તરફથી આવાઝ આવતો હતો તે તરફ નજર ફેંકી આવનાર ઇન્સાન કોણ છે તે જાણી લેવાના ઇરાદાથી તે એકીટસે જોઇ રહ્યો.

"કોણ? મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરના વલી અહદ શાહજાદા ખુશરૂ સાહેબ? આ ગુલામ આપની મુઆફીનો ઉમ્મીદવાર છે. દિલ્લી અને આગ્રાના તાજોતખ્તના માલિકને ગુલામ મિસાલ રાખવા માટે આ ખાદિમ સદહજાર અફ્સોસ ગુજારે છે અને મને પાકી ખાતરી છે કે, મારા માલિક આ ગુલામ પર રહમ બતાવી બંદાની આ કસૂર માટે મને મુઆફી બખ્શશે." આમ કહીને આવનાર આદમી જે શાહજાદા ખુશરૂની સઘળી હકીકતથી પૂરતો વાકેફગાર થઇ ચૂકયો હતો, તેણે શાહજાદા ખુશરૂના કદમમાં પોતાનું શર ઝુકાવી મુઆફી માંગી.

"ઇનાયતખાન! ખુદાતાલાનો અહેશાન માનો કે, તમારા શાહજાદાની જિંદગી તમે બચાવી શકયા છો. જો કોઇપણ ગુન્હેગાર હોય અને સજાને લાયક હોય, તો તે આ બદકિસ્મત શાહજાદો ખુશરૂ જ છે. તમારે તેમાં બિલકુલ દિલગીર થવા જેવું નથી. તમે પોતે જ જણાવો કે પોતાના પિદરની સામે માથું ઊંચકનારની બૂરી હાલત થવી જોઇએ કે નહિ?" આમ કહીને શાહજાદો ખુશરૂ ઇનાયતખાન તરફ જોઇ રહ્યો.

"પોતાની કરેલી ભૂલ માટે જો ઇન્સાન શોક અને પશ્ચાત્તાપની આગમાં જલે છે, તો પછી ખુદ આલમનો માલિક પણ તેના ગુન્હા દરગુજર કરી તેને મુઆફી બખ્શે છે. તો પછી કમઅક્કલમાં તમોએ સારાસારનો બિલકુલ વિચાર કર્યા વિના લીધેલા પગલાં માટે આજે તમારા દિલમાં જે પારાવાર દર્દ પયદા થઇ રહ્યું છે, તેજ તમારા સાફ દિલની નિશાની હોઇ બાદશાહ સલામત તમારા ગુન્હા તરફ રહેમભરી નજર ફેંકી તમોને મુઆફી નહિ જ બખ્શે તેની ખાતરી શી? શહેનશાહ સલામતની હજૂરમાં પેશ થઇ, તેમના પાક કદમમાં શિર ઝુકાવી તમારા માટે હું મુઆફીની આરજુ ગુજારીશ. મને પૂરાતોરથી ખાતરી છે કે, મોગલ રિયાસતનો માલિક બાખુશીથી તમોને મુઆફી બખ્શશે, માટે તમારે બિલકુલ ફિકરમંદ રહેવાની જરૂરત નથી."

પોતાને ત્યાં ગુલામ તરીકે નોકરી કરનાર બીજો કોઇ નહિ પણ મોગલ રિયાસતના માલિકનો શાહજાદો છે તેવી હકીકતથી ઇનાયતખાને વાકેફગાર બન્યા પછી શાહજાદા ખુશરૂને સંબોધીને ઉપરના સુખન કહ્યા.

"લેકીન મને ડર રહે છે કે........"

"શેનો ડર રહે છે, શાહજાદા સાહેબ?" ઇનાયતખાને પૂછયું.

"એજ કે તમારી આરજુ હરગીઝ.........." આગળ એક પણ સુખન નહીં બોલતાં શાહજાદો ખુશરૂ અટકી ગયો.

"બિલકુલ મંજૂર નહિ થાય તેવો તમારા દિલમાં શક તો નથી?"

"તેમજ છે."

"તેનું કાંઇ કારણ?"

"ઇનાયતખાન! તમો આ બાબતથી પૂરતા વાકેફગાર થવા ઇચ્છો છો?"

"બાખુશીથી."

"પૂરી તમન્નાથી તમારે આ હકીકતથી માહિતગાર જ બનવું છે?"

"ત્યારે નહિ કે?"

"તો પછી પૂરાતોરથી, મીજાજ બિલકુલ કાબૂમાં રાખીને જાણી લ્યો કે, મારી મુઆફીની કોશિશ કરવામાં ઇનાયતખાન સાહેબ! તમારે એ ચીઝનો બડી કાએલિયતથી સામનો કરવો પડશે. કારણ કે એક તો હું બાદશાહ સલામતનો વલીઅહદ હોવા ઉપરાંત મહારાજા માનસિંહજીની બ્હેન અંબરકુમારીનો બેટો છું."

"પણ તેમાં તમોને આફત જેવું શું જણાય છે, તે જ હું બિલકુલ સમજી શકતો નથી. શાહજાદા સાહેબ! તમો જ જણાવો જોઇએ કે, દિલ્લી અને આગ્રાની રિયાસત–તાજોતખ્ત પર સૌથી વધુ તમારો હક્ક નથી?"

"દુનિયાની નજરે તેવું કાંઇક હશે લેકીન બાદશાહબેગમ નુરજહાન મારો તાજોતખ્ત પરનો હક્ક કબૂલ કરવાને હરગીઝ તૈયાર નથી. ગ્વાલિયરના કિલ્લામાંથી બાદશાહ સલામતના ફરમાનની રૂએ છુટકારો મેળવ્યા પછી સીધો આગ્રાના રંગમહાલ તરફ નહિ રવાના થતાં એક કંગાલ આદમીના પોશાકમાં મારે આ તરફ શા માટે ન્હાસી આવવું પડયું છે, તે બિનાથી તમો માહિતગાર છો?" શાહજાદા ખુશરૂએ તેના દિલની હકીકત જણાવતાં કહ્યું.

"હરગીઝ નહિ."

"ઇનાયતખાન સાહેબ! તમે જ કહો કે ગ્વાલિયરના કિલ્લામાંથી છૂટયા પછી મારી અમ્મા કે મહેરદારને ભેટવાની મારા દિલમાં હરગીઝ તમન્ના પયદા નહિ થઇ હોય? છતાં પણ દિલમાં પયદા બનેલી આ ઉમ્મીદને પાર પાડવાની બિલકુલ કોશિશ કર્યા વગર મારે આ તરફ ન્હાસી આવી તમારી નોકરીમાં શા માટે દિવસો ગુજારવા પડતા હશે? આમ કરવાની મતલબ તમે જાણો છો?"

"બિલકુલ નહિ."

"તમારા ગુલામ તરીકે નોકરી કરવામાં મારા દિલની કોઇ પણ તમન્ના હોય તો બીજી કોઇ નહીં લેકીન આ જાન બચાવવાની જ છે. આજે મને મારી જાન હરગીઝ સલામત જણાતી નથી. કઇ પળે

આફ્ત અને મુશ્કિલી મારા પર સવાર બની બેસશે તેનાથી હું બિલકુલ વાકેફગાર નથી. વસ્તુસ્થિતિ આવી હોવાથી જ શહેનશાહ જહાંગીરના વલીઅહદ-વડા બેટા-યુવરાજ ખુશરૂએ તમારી નોકરી કરીને પોતાની જાન બચાવવાની કોશિશ કરી છે. તેમાં ફત્તેહમંદ બનાવવો કે નહિ, તે તો લેકીન આલમના માલિકના હાથમાં છે." શાહજાદા ખુશરૂએ પોતાના દિલની હકીકતથી ઇનાયતખાનને વાકેફગાર બનાવ્યો.

"શાહજાદા સાહેબ ! તમો આ શું કહો છો ? તમારા વાલિદ શહેનશાહ જહાંગીરની રિયાસતમાં તેના બેટાનો જાન સલામત નથી તે હકીકત જ કેટલી બેહૂદી જણાય છે ?" ઇનાયતખાને પૂછયું.

"ઇનાયતખાન સાહેબ ! તેમાં બિલકુલ શંકા લાવવાની જરૂરત નથી. બાદશાહ સલામતે મને ગ્વાલિયરના કિલ્લામાંથી મારા પર રહમ ગુજારવાની શાહજાદા ખુર્રમની આરજુ પરથી છોડી મૂકયો. લેકીન બાદશાહબાનુ નુરજહાનને આ હકીકત બિલકુલ પસંદ ન હતી. બાદશાહબાનુ નુરજહાનને મારો ગ્વાલિયરના કિલ્લામાંથી છુટકારો થાય તે બિલકુલ મંજૂર ન હતું અને તેથી........"

"તેમ કરવામાં બાદશાહબાનુ નુરજહાનની કાંઇ મકસદ છે ?" શાહજાદા ખુશરૂને બોલતો અટકાવીને ઇનાયતખાને પૂછયું.

"બેશક તેમ જ છે."

"હું સમજી શકતો નથી કે બાદશાહબેગમ નુરજહાન શા માટે તમારા છુટકારાની વિરૂદ્ધ આવાઝ ઊઠાવે છે."

"તમે તેનાથી માહિતગાર બનવાની તમન્ના ધરાવો છો ? તો પૂરાતોરથી સાંભળી લ્યો. બાદશાહબેગમ નુરજહાનના દિલમાં લેકીન એક જ તમન્ના રમી રહી છે અને તે તેની દુખ્તર રોશનઆરાના શૌહર શાહજાદા શહેરિયારને દિલ્લીના તાજોતખ્તનો માલિક બનાવવાની. ગ્વાલિયરના કિલ્લામાંથી હું છુટકારો મેળવું તો શહેનશાહત પર શહેનશાહ જહાંગીરના વલીઅહદ તરીકે મારો હક્ક હોવાથી તેની મુરાદ અને તમન્ના ધૂળમાં મળી જાય તેમ હોવાથી બાદશાહ સલામતનો

મને છૂટો કરવાનું ફરમાન લઇને ગ્વાલિયરના કિલ્લેદાર પાસે શહેનશાહ જહાંગીરે મોકલેલો અફસર પહોંચી જાય તે પહેલાં ગ્વાલિયરના કિલ્લેદારની બદલીનો પરવાનો આપીને બાદશાહબેગમ નુરજહાને પોતાના વિશ્વાસુ માણસને રવાના કરી દીધો હતો. સાથે સાથે એ પણ સૂચના તેણીએ મોકલાવેલી હતી કે, મને ગ્વાલિયરના કિલ્લામાં જ ખતમ કરી નાખવો, લેકીન મારા કિસ્મતનો સિતારો બુલંદ હોવાથી બાદશાહબેગમ નુરજહાનનો મોકલાવેલો અફસર ગ્વાલિયર આવીને કિલ્લેદાર તરીકેનો હોદ્દો સંભાળી લ્યે તે પહેલાં જ ગ્વાલિયરના પહેલાંના કિલ્લેદારે શહેનશાહ જહાંગીરના ફરમાનને ફોરન અમલમાં મૂકી મને છૂટો કરીને આગ્રા તરફ રવાના કરી દીધો."

"તો પછી આગ્રા તરફ નહીં જતાં આ તરફ આવવાનો કાંઇ સબબ ?" ઇનાયતખાન બોલી ઊઠયો.

"ઇનાયતખાન ! દુનિયામાં સબબ—કારણ વગર કોઇ કામ બને છે ખરું ? એ ચીઝ જગજાહેર છે કે, કારણ વિના કાર્ય પયદા થતું જ નથી. મારી બાબતમાં પણ તેમ જ છે. હું ગ્વાલિયરના કિલ્લામાંથી છુટકારો મેળવ્યા પછી આગ્રા તરફ ચાલ્યો જતો હતો તેવામાં મને ખબર મળ્યા કે, બાદશાહબેગમ નુરજહાનના કાવાદાવાનો ભોગ ન બને—તેના કાવતરામાં ફસાઇ ન જાય તેવા ઇરાદાથી શાહજાદો ખુર્રમ પણ શાહી રંગમહાલ છોડીને ક્યાંઇ ગાયબ બની ગયો છે—ચાલ્યો ગયો છે. જ્યારે શાહજાદા પરવીઝનો તો બિલકુલ પત્તો જ નથી. આ હકીકતથી વાકેફગાર થયા પછી આગ્રા તરફ કૂચ કદમ માંડવા તે મારા માટે બિલકુલ સલામત નહીં હોવાથી અને જિંદગી જોખમમાં આવી પડે તેવો ભય હોવાથી મારે હવે કયો રસ્તો લેવો તેના ખ્યાલમાં મશગુલ હતો, તેવામાં ઘોડાના પગલાંનો આવાઝ મારા કાને પડતાં જ હું ચમકી ઊઠયો અને જે દિશા તરફથી આવાઝ આવતો હતો તે તરફ નજર ફેંકી તો ગ્વાલિયરના કિલ્લેદારને મારી પાસે ખડો થયેલો જોતાં જ હું બોલી ઊઠયો:"

"કિલ્લેદાર સાહેબ! આમ એકાએક મારતે ઘોડે તમારે શા માટે આવવું પડયું છે?"

"શાહજાદા સાહેબ! તમો ફોરન ન્હાસી છૂટો. તમારો જાન......" હજુ ગ્વાલિયરનો જૂનો કિલ્લેદાર તેના સુખન પુરા કરે તે પહેલાં તો બડી ઝડપે બાદશાહબેગમે નીમેલો ગ્વાલિયરનો નવો કિલ્લેદાર ત્યાં આવી પહોંચતાં જ તેણે મને તાબે થવાનું ફરમાન છોડયું. બીજી જ પળે મયદાને જંગ જામ્યો અને ગ્વાલિયરના નવા કિલ્લેદારને શિકસ્ત આપી ગ્વાલિયરના જુના કિલ્લેદારે મને આગ્રા તરફ નહિ જતાં કિસ્મત લઇ જાય ત્યાં જવાને રવાના કરી દીધો. ત્યાર પછીની હકીકતથી તો તમો પૂરતા માહિતગાર છો જ." શાહજાદા ખુશરૂએ પોતાની આપવીતી ઇનાયતખાનને જણાવી દીધા પછી તેનું દિલ ભરાઇ આવતાં તે રડી પડયો.

"ભાવિ મોગલ સલ્તનતના માલિક! રડવાની બિલકુલ જરૂરત નથી, તમો આજથી મારા ગુલામ નહિ લેકીન........"

ઇનાયતખાન આગળ એક પણ સુખન બોલે તે પહેલાં બે ત્રણ ઘોડેસ્વાર સિપાહીઓ ઇનાયતખાન અને શાહજાદા ખુશરૂની પાસે આવી પહોંચ્યા અને ઇનાયતખાનની નજીક જઇ આવી પહોંચનારા ઘોડેસ્વાર સિપાહીઓમાંના અફસર જેવા લાગતા એક ઘોડેસ્વારે પૂછયું.

"આ તરફ કોઇ જવાન ઘોડેસ્વારને જતો તમોએ જોયો છે?"

"ઘોડેસ્વાર?" ઇનાયતખાને પૂછયું.

"જરૂર."

"તેવું તો કોઇ અમારી નજરે પડયું નથી." ઇનાયતખાને જવાબ આપ્યો.

ઇનાયતખાનના આ ટૂંકા જવાબથી સંતોષ પામીને શાહજાદા ખુશરૂની તલાસમાં નીકળેલા ઘોડેસ્વારોએ તેમના ઘોડા મારી મૂકયા. ઇનાયતખાન અને શાહજાદો ખુશરૂ ખુશખુશાલ ચહેરે આ ઘોડેસ્વારોને જતા જોઇ રહ્યા.

---

# પ્રકરણ એકવીસમું

## મયદાને જંગ તરફ

"મારા દિલના માલિક! શું આ બાંદીને ફત્તેહપુર સીક્રીના ખંડિયેરોમાં જ તેના દિવસો પસાર કરવા રહેવા દઇ તમો મહારાજા ભીમસિંહજી અને મહોબ્બતખાનને મયદાને જંગમાં સાથ આપવા હરગીઝ રવાના થઇ જશો? તમારી ગયર હાજરીમાં આ ખાદિમા......"

આમ બોલતાં બોલતાં મુમતાઝમહાલના ગુલેલાલા મિસાલ ગાલો પર તેની કાજળ ઘેરી ચશ્મોમાંથી મોતી મિસાલ આંસુના બિંદુઓ ટપકી પડયાં અને બીજી જ પળે ઇંતેજારીભરી નજરે શાહજાદા ખુર્રમના જવાબથી વાકેફગાર બનવા માટે શાહજાદા ખુર્રમની ચશ્મો તરફ તે મીટ માંડી રહી.

"નુરે ચશ્મ મુમતાઝ! ફત્તેહપુર સીક્રીમાં તને મૂકીને મયદાને જંગ તરફ ઊપડી જવાની મારા દિલમાં બિલકુલ ખ્વાહિશ નથી, લેકીન સંજોગો અને પરિસ્થિતિ એવા પ્રકારની પયદા થઇ છે કે, તેમ કરવા સિવાય બીજો કોઇ ઇલાજ નથી. મુમતાઝ! મારી દિલરૂબા! હું જંગે મયદાનમાં જાઉં છું, લેકીન મુમતાઝની તસ્વીર મારા જિગરમાં જડાઇ ચૂકી છે, તે હરગીઝ હું ભૂલી શકવાનો નથી અને..."

શાહજાદો ખુર્રમ તેનું વાકય ખતમ કરે તે પહેલાં શાહજાદાની નજર એકાએક મુમતાઝમહાલના ચ્હેરા પર પડતાં જ મુમતાઝમહાલને રડતી જોઇ શાહજાદાનું દિલ ભરાઇ આવ્યું. તેના દિલમાં દર્દ પયદા થયું અને તેથી તેનું દિલ કાબૂમાં નહિ રહેતાં મુમતાઝ મહાલનો મુલાયમ હાથ પોતાના હાથમાં લઇ તેણે મુમતાઝમહાલના ચાંદની મિસાલ ચમકતા અને હુસ્નના અંબાર વેરતા બદનને પોતાની ગોદમાં જકડયું અને બીજી જ પળે તેના પરવાળા મિસાલ લબપર બોસો લેતાં કહ્યું:

"દિલ્બર ! તને આવી હાલતમાં એકલી છોડી જતાં મારા દિલમાં દર્દ નહિ પયદા થતું હોય ? લેકીન—" આમ બોલતાં બોલતાં શાહજાદો ખુર્રમ મુમતાઝમહાલના ચ્હેરા પર ચમકતી રોશની અને બદનમાંથી ટપકતી જવાનીની લહજ્જત લૂંટવામાં મશ્ગૂલ બની ગયો. બીજી જ પળે માહતાબ મિસાલ ચમકતા તેના ગુલછડી મિસાલ નાજુક ચ્હેરા પર પવનમાં ફરફર થતી બાલની લટોને દૂર કરી તે બોલી ઊઠયો.

"લખ્તેજિગર ! તું જ બતાવ કે, દુલારીએ બતાવેલા રસ્તે ગયા વગર મારા માટે બીજો કયો રસ્તો છે ? બાદશાહબેગમ નુરજહાને સલ્તનતમાં મારા મઓતના ફેલાવેલા સમાચારમાં હરગીઝ સચ્ચાઇ નથી–તેમાં બિલકુલ વજૂદ નથી તે સાબિત કરવા માટે અને–શાહજાદા ખુર્રમના મઓતના સમાચાર સાંભળ્યા હતા તે શાહજાદો ખુદ મયદાને જંગમાં હાજર છે તેનાથી સારા હિન્દુસ્તાનના ઇન્સાનને માહિતગાર બનાવવા માટે મારે રૌરન મહારાણા ભીમસિંહજીની છાવણીમાં પહોંચી જવું જ જોઇએ અને તે જ અત્યારે મારા માટે સારો ઇલાજ હોવાથી ચિરાતા દિલે પણ મારે મારી જિંદગીના નૂરને ખુદા હાફિઝ પુકારવાની જરૂરત ખડી થઇ છે. મારૂં દિલ બાપોકાર જણાવી રહ્યું છે કે, મારી દિલારા તેના સાચા જિગરથી મને ફત્તેહમંદ બનીને પાછો ફરવાની રજા ફરમાવશે." આમ કહીને મુમતાઝમહાલનો જવાબ મેળવવા માટે શાહજાદો ખુર્રમ ઇંતેજારી ભરી નજરે મુમતાઝમહાલના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"મારા દિલના માલિક ! જવાનીના બહારમાં ખીલતી નવજવાન લડકી પોતાના દિલ્દારને પોતાની પાસેથી દૂર થવાના સુખન હરગીઝ કહી શકે ખરી ? મારા મ્હોંમાંથી આવા હરફ બ્હાર નીકળે તે પહેલાં મારા બદનમાં છૂરી તેનું કામ ખતમ કરે તેવી મારા દિલની તમન્ના છે." ગળગળા આવાઝે મુમતાઝમહાલે કહ્યું.

"લેકીન મારી મહેબૂબા ! આસ્માનમાં ચમકતા માહતાબ મિસાલ મારા દિલમાં ચમકતા માહતાબ ! તારા હુસ્ને તો મારા દિલપર કેવું કામણ જમાવ્યું છે તે કહી શકવાની મારામાં હરગીઝ તાકાત નથી, લેકીન

આપાનું અત્યારનું જૂદા પડવું તને મોગલ સલ્તનતની મલ્કા બનાવવાની મારા દિલમાં ઘર જમાવી બેઠેલી તમન્ના પાર પાડવા માટે જ છે.”

“મારા ખાવિંદ! મારા હુસ્ન, જવાની અને જિંદગીના માલિક! મારા દિલમાં સલ્તનતની મલ્કા કે શહેનશાહબાનુ બનવાની બિલકુલ ઈન્તેજારી કે ખ્વાહિશ નથી. હું અયશ, આરામ કે વૈભવવિલાસની ઉમ્મીદવાર નથી, લેકીન મારા દિલમાં એક જ તમન્ના ઘર કરી બેઠી છે અને તે તમારા પાક કદમમાં...........”

મુમતાઝમહાલ તેનું આ વાકય ખતમ કરે તે પહેલાં તેના ચ્હેરા પર આછી ફીકાશ પથરાઇ વળી, તેની ચમકતી ચશ્મોની રોશની ઓછી થતી જણાઇ અને બીજી જ પળે તે આંસુભરી ચશ્મે રડતાં રડતાં બોલીઃ

“જહન્નમમાં જાવ આ અયશઆરામ અને તાજોતખ્ત. મને તેની બિલકુલ પરવાહ નથી. શહેનશાહબાનુ નુરજહાન તેની બેટી રોશનઆરાને મોગલ રિયાસતની મલ્કા બનાવવા કાવાદાવા અને ચાલબાજીના દાવ ફેંકી રહી છે, તો પછી ભલે તેની તદબીર બર આવે, તેના દિલમાં ઘર કરી બેઠેલી તમન્ના–ઉમ્મીદ પાર પડે. મને તો તમારી હાજરીમાં ગરીબાઇ પણ પ્યારી લાગે છે, મારા માલિક!”

આમ કહીને મુમતાઝમહાલ ફિક્કા ચ્હેરે શાહજાદા ખુર્રમની તરફ જોઇ રહી. પોતાનું દિલ જેને આપી ચૂકયો છે તે બેહિસ્તની હુર મિસાલ નાઝનીનના ચશ્મોમાંથી મુહબ્બતના કાતિલ બાણને બદલે આંસુની ધારા વહેતી જોઇ શાહજાદા ખુર્રમનું જિગર હચમચી ઊઠયું. તેના જિગરમાં મુમતાઝમહાલના આંસુનું એક એક ટીપું કાતિલ ખંજરના ઘા મિસાલ દર્દ પયદા કરતું હતું, લેકીન મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાનની છાવણીમાં ફોરન ન પહોંચી જાય તો હાથમાં આવેલી તક–મોક્કો ગુમાવી બેસવાથી તેનું પરિણામ–નતીજો બૂરો આવવાનો પૂરતો સંભવ હોવાથી શાહજાદા ખુર્રમે મુમતાઝમહાલને ફરીથી પોતાની ગોદમાં જકડી અને તેની ચશ્મોમાંથી અંગાર મિસાલ ગરમાગરમ ટપકતા આંસુઓ લૂંછતાં બોલ્યો.

"મુમતાઝ! તેમાં દિલગીર થવા જેવું શું છે? મારે ખાતિર નહિ તો મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાનની ખાતિર પણ મયદાને જંગમાં જવાની જરૂરત હોય તેમ તારું દિલ તને નથી કહેતું?"

"લેકાન તેમાં જરૂરત જેવું શું છે? દુલારી સાથે પયગામ મોકલાવી તમો મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાનને સાફ સાફ જણાવી દો કે, દિલ્લી અને આગ્રાના તાજોતખ્તના માલિક બનવાની તમારા દિલમાં બિલકુલ ઉમ્મીદ નથી અને તેથી તમારા માટે તેમણે ઉઠાવેલી મુસ્કિલી અને તકલીફ માટે તમો પૂરાતોરથી તેમના અહેશાનમંદ છો અને તેથી ઉપર જણાવેલા સબબને લીધે તેમણે પણ મયદાને જંગમાંથી ખસી જવું."

"મુમતાઝ! આમ કરવાથી શું પરિણામ આવશે તેનો તને ખેઆલ છે?"

"પરિણામ તે બીજું શું આવવાનું હતું? મહારાણા સાહેબ તેમની ફોજ સાથે તેમની રાજધાની તરફ રવાના થઇ જશે અને......"

"દિવાની! તારી મતલબ પૂરી પાડવાના ખેઆલમાં તું બીજાને મઓતનો મ્હેમાન બનાવવા તેની તરફ ખેંચી જવાની કોશિશ કરી રહેલ છે તેનો તને હરગીઝ ખ્વાબમાં પણ ખેઆલ છે?" મુમતાઝમહાલને બોલતી અટકાવી શાહજાદા ખુર્રમે કહ્યું.

"મઓતનો મ્હેમાન?"

"બિલકુલ સચ."

"શાહજાદા સાહેબ! તમે શું આ બિલકુલ સાચી હકીકત જણાવો છો?"

"પૂરી ચોક્કસાઇથી. મુમતાઝ! એ બિના તો હરગીઝ તારા ખેઆલમાં પણ નહિ હોય કે, મયદાને જંગમાં હું ન જાઉં—મારી ગયર હાજરીથી મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન પર કેવી જાતની મુસ્કિલી અને આફત સ્વાર બની જાય તેમ છે."

"મહારાણા ભીમસિંહજી અને મહોબ્બતખાન માત્ર તમારી મયદાને જંગમાંની ગયર હાજરીથી જ તમો જણાવો છો તેવી મુશ્કિલીમાં સપડાઇ પડતા હોય, તો હું તમોને હરગીઝ કોઇ પણ રીતે મયદાને જંગમાં જતાં રોકવાને ઇંતેજાર નથી. મારા દિલના માલિક બાખુશીથી મયદાને જંગ તરફ રવાના જવાને થઇ જાવ અને જંગમાં ફત્તેહ સર કરી વિજય ડંકા ગગડાવતા આ બાંદીની મુલાકાતે ફોરન આવી પહોંચજો."

પોતાનું દિલ મક્કમ બનાવીને મુમતાઝમહાલ ઉપરના સુખન બોલી કે, બીજી જ પળે મુમતાઝના ચ્હેરાપર આછો મુશ્કેરાટ પયદા થયો અને શાહજાદા ખુર્રમનો હાથ પોતાના હાથમાં લઇ કેટલોક વખત તે તેના તરફ જોઇ રહી.

"મુમતાઝ, મને પૂરતો વિશ્વાસ છે કે, હવે મયદાને જંગમાં આપણી ફત્તેહના ડંકા પૂરજોશથી ગગડયા વગર નહીં જ રહે. તને અહીંઆં એકલા છોડીને જતાં મારૂં દિલ બિલકુલ નારાજ છે. લેકીન મને નાખુશી સાથે તેમ કરવાની ફરજ પડે છે. કારણ કે જો હું મયદાને જંગમાં હાજર ન રહું તો શહેનશાહબાનુ નુરજહાન બાદશાહ સલામતના કાનમાં મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન વિરૂદ્ધ ઝેર રેડી તેના દિલની મતલબ હરકોઇ તરેહથી પાર પાડવાની હીકમત લડાવ્યા વિના નહિજ રહે. લેકીન આજ કારણને માટે મયદાને જંગપર મારી હાજરીની જરૂરત છે, અને મારા આ ખુલાસા પછી તારા દિલમાં પણ તેની સચાઇની ખાતરી થઇ જ હશે."

આમ કહીને જવાનીના બહારમાં ખીલતા મુમતાઝમહાલના બદનને શાહજાદાએ એક વખત ફરીથી પોતાની પાસમાં જકડયું અને ગુલેલાલા મિસાલ મુમતાઝમહાલના ગાલપર બોસાની રમઝટ મચાવી.

શાહજાદા ખુર્રમના ઉપરના સુખન તેના કાને પડતાં જ સાચી હકીકતથી માહિતગાર બનતાં મુમતાઝમહાલ બોલી ઉઠી.

"શાહજાદા સાહેબ! જંગે મયદાન તરફ રવાના થવા પહેલાં આ બાંદીની એક આરજુ–તમન્ના મંજૂર કરશો તેવી ખ્વાહિશ છે."

"આ જહાનપર મારૂં જો કોઇપણ હોય તો તે તું જ છે. તારા દિલની ઉમ્મીદ–જિગરની તમન્ના એક શા માટે લેકીન હજારો બર લાવવાને હું બિલકુલ તૈયાર છું—"

"ડરવાની કે ખેઆલમાં પડવાની બિલકુલ જરૂરત નથી. મારા દિલની તમન્ના શાહજાદા સાહેબ ચાહે તો એક પળમાં બર લાવી શકે તેવી સાદી છે."

"તો પછી તે છુપાવે છે શામાટે? શામાટે તેનાથી વાકેફગાર બનાવતા નથી?"

"મંજૂર થશે?"

"બાખુશીથી."

"કુઓલ આપો છો?"

"પાકપરવરદિગારના નામથી."

"મુમતાઝમહાલના દિલમાં બસ એક જ તમન્ના છે અને તે તેના દિલના માલિકની સાથે મયદાને જંગ તરફ જવાની." પોતાના દિલની હકીકત જણાવતાં મુમતાઝમહાલે કહ્યું.

"મુમતાઝ! મયદાને જંગમાં જવું તે બચ્ચાની રમત નથી."

"તેનાથી હું પૂરતી વાકેફગાર છું, મારા માલિક!"

"તું એક નાજુક નજાકતભરી ઔરત તલ્વારના ઘાવ સહી શકશે?"

"શાહજાદા સાહેબ! શહેનશાહબાનુ નુરજહાન શું ઔરત નથી? તે બાદશાહ સલામત સાથે મયદાને જંગમાં ઘૂમી શકે છે તો પછી હું મારા દિલના માલિક સાથે શા માટે મયદાને જંગમાં ન ઘૂમી શકું?" આમ કહીને મુમતાઝમહાલ શાહજાદા ખુર્રમ તરફ જોઇ રહી.

મુમતાઝમહાલ અને શાહજાદો ખુર્રમ બન્ને ઉપર પ્રમાણેની વાતચીતમાં મસ્ગૂલ છે તેવામાં એકાએક દુલારી ત્યાં આવી પહોંચી અને શાહજાદા ખુર્રમને ઉદ્દેશીને બોલી.

"શાહજાદા સાહેબને ફત્તેહપુર સીક્રોની મોહિની બિલકુલ મયદાને જંગ તરફ જવા દે તેમ મને જણાતું નથી."

"દુલારી! તારૂં કહેવું બિલકુલ ઠીક છે."

"એટલે? મારે શું એમજ સમજવું કે, શાહજાદા સાહેબ મર્દ હોવા છતાં સનમની ગોદ છોડીને પોતાના પર મઓતનાં નગારાં ગગડતાં મયદાને જંગ તરફ જવાને હરગીઝ તૈયાર નથી?"

"દુલારી! ત્યાંજ તારી ભૂલ થાય છે. હું અને શાહજાદા સાહેબ બંને આજ પળે ફત્તેહપુર સીક્રીને છોડી મહારાણા ભીમસિંહજીની છાવણી તરફ ઊપડી જવાને–રવાના થઇ જવાની ઉમ્મીદ ધરાવીએ છીએ. લેકીન તારીજ રાહ જોતાં હતાં." મુમતાઝમહાલે દુલારીના ગાલ પર ટાપલી મારતાં કહ્યું.

"મુમતાઝ! ઔરત જાત હોવા છતાં મયદાને જંગની આફત અને મુસ્કિલી સહેવાને તું પણ તૈયાર છે? લેકીન રાજપૂતો મયદાને જંગમાં ઔરતને સાથે લાવતા નથી તે તું કેમ ભૂલી જાય છે?"

"રાજપૂત ઔરતોએ મયદાને જંગ ગજાવી પોતાની નામના કાઢી છે તેવીજ રીતે હું પણ મારા દિલના માલિકની બાજુમાં રહીને લડું તેમાં ખરાબ શું છે?"

"બિલકુલ નહીં, લેકીન શાહજાદા સાહેબની પરવાનગી મેળવી છે?"

"તેની હરગીઝ ફિક્ર કરવાની જરૂરત નથી. મયદાને જંગમાં મને લઇ જવાનો શાહજાદા સાહેબે કઓલ આપ્યો છે."

"તો પછી ડરવાની બિલકુલ જરૂરત નથી. ફત્તેહ આપણીજ છે અને મારૂં દિલ બાપોકાર જણાવે છે કે, મુમતાઝ તુંજ ભવિષ્યની દિલ્લીના તાજોતખ્તની મલ્કા છે." આમ બોલતાં બોલતાં દુલારી એકદમ આનંદમાં આવી જઇને કૂદી અને મુમતાઝમહાલ અને શાહજાદા ખુર્રમનો હાથ પકડીને બોલી:

"આલમનો માલિક દુનિયાના કાવાદાવા અને છળકપટથી બિન વાકેફગાર આ જોડાને સલામત રાખે અને તેમના દિલની ઉમ્મીદ પૂરાતોરથી બર લાવે તે જોવાને હું ઇંતેજાર છું. લેકીન મુમતાઝ બાદશાહ-

બેગમ બનવાને હરગીઝ તૈયાર નથી તે જ હકીકત મારા દિલમાં દર્દ પયદા કરે છે." આમ બોલતાં બોલતાં દુલારીએ આછા મુસ્કેરાટ સાથે મુમતાઝમહાલ અને શાહજાદા ખુર્રમ તરફ જોયું.

"દુલારી! મહારાણા સાહેબને મારા મયદાને જંગ તરફ આવવાના સમાચાર પહોંચાડી તું આટલી બધી જલ્દી અહીંઆં આવી પહોંચશે તેનો મને બિલકુલ ખેઆલ ન હતો અને તેથી—"

શાહજાદો ખુર્રમ આગળ કાંઇક બોલવા જતો હતો તેવામાં તેને બોલતો અટકાવીને દુલારીએ કહ્યું:—

"તમારા મયદાને જંગ તરફ આવવાના સમાચાર સાંભળી મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન બંને આનંદમાં આવી ગયા છે અને તે આનંદમાં બિલકુલ ભંગ ન પડે તે જોવાને મારૂં દિલ પૂરાતોરથી ઇંતેજાર હોવાને લીધે મુસાફરીના થાકની હરગીઝ દરકાર ન કરતાં હું અહીંઆં આવી પહોંચી છું, કારણ કે—"

દુલારી તેનું વાક્ય ખતમ કરે તે પહેલાં મુમતાઝમહાલે એકવાર ફરીથી દુલારીના ગાલપર ટાપલી મારી અને બીજી જ પળે તેને પોતાની ગોદમાં લઇ તેના માથા પર વ્હાલથી હાથ ફેરવતાં બોલી.

"દુલારી! તું બડી ચાલાક લડકી જણાય છે."

"શાહજાદા સાહેબ! મુમતાઝ ખરૂં કહે છે?"

"બેશક લેકીન—"

"લેકીન કે મગરની અહીંઆં બિલકુલ જરૂરત નથી. દુલારી! તું મયદાને જંગ તરફ ઉપડી જવા માટે ઘોડા તૈયાર કરી લાવ. તેટલા વખતમાં હું પણ જંગને લાયક સિપાહી બનીને તૈયાર રહું છું." આમ કહીને મુમતાઝમહાલ શાહજાદા ખુર્રમ સાથે બડા તોરથી રવાના થઇ ગઇ. મુમતાઝમહાલ અને શાહજાદાના જવા પછી દુલારી પણ ઘોડા લેવા જતાં જતાં બોલી ઊઠી.

"મુમતાઝ લેકીન હુસ્નની જ પૂતળી છે, તેમ હું અત્યાર સુધી સમજતી હતી, લેકીન આજે મને પૂરેપૂરી ખાતરી થઇ છે કે, આલમના

માલિકે તેના બદનમાં ઠાંસી ઠાંસીને જેટલી રૂપની રોશની ભરી છે તેટલી જ તેના દિલમાં બહાદરી પણ આપી છે." આમ કહીને દુલારી ઘોડાઓ લેવાને માટે ચાલી ગઈ.

× × × ×

"જેના દિદાર જોતાં જ દિલપર કાતિલ છૂરી ફરી જાય તેવો આ નવજવાન કોણ છે?" આછા મુસ્કેરાટ સાથે શાહજાદા ખુર્રમની પાસે મર્દાના પોશાકમાં ઊભેલી મુમતાઝમહાલની નજદિક જતાં દુલારી બોલી ઊઠી.

"મુમતાઝ તું ઔરત છે તેવું બિલકુલ તારા ચ્હેરા પર જણાઈ આવતું નથી. મહારાણા ભીમસિંહજીની છાવણીમાં જવા માટે આ પોશાક બિલકુલ તને બંધબેસતો છે અને મને પુરી ખાતરી છે કે, હવે મયદાને જંગ પર જવામાં બિલકુલ ડર નથી."

"લેકીન દુલારી! આ જવાનની જવાની પર તું દિલ ન ગુમાવી બેસતી." મુમતાઝમહાલે હસતાં હસતાં કહ્યું.

"અને શાહજાદા સાહેબ! દુલારી, તમો અને હું સિવાય બીજો કોઈ પણ ઇન્સાન હું ઔરત છું તેવો મારા આ પોશાક પરથી ખ્યાલ પણ પયદા કરી શકે તેમ છે?"

"બિલકુલ નહિ, લેકીન મારી સાથેનો આ નવજવાન કોણ છે, તેમ મહારાણા સાહેબ પૂછે તો મારે કેવી રીતે પિછાન આપવી?"

"એક ફોજી સિપાહી છે અને મારા તરફની મુહબ્બતના કારણે મારી સાથે આવેલ છે. આનાથી બિલકુલ વધારે જણાવવાની જરૂરત નથી. દુલારી! તું કેમ કંઈ બોલતી નથી?"

દુલારી, મુમતાઝમહાલ અને શાહજાદો ખુર્રમ ઉપર મુજબ વાતચીત કરવામાં મસ્ગૂલ હતાં તેવામાં એકાએક ઘોડાઓના ડાબલાઓનો આવાઝ તેઓના કાને પડયો. તેઓ ચમકયાં અને બીજી જ પળે મયદાને જંગ તરફ જવાને તેઓએ પોતાના ઘોડા મારી મૂકયા.

# પ્રકરણ બાવીસમું

## છેલ્લો દાવ

"શાહજાદા પરવીઝ મઓતનો મ્હેમાન બની ચૂકયો છે. શાહજાદા ખુશરૂનો બિલકુલ પત્તો નથી- શાહજાદા શહેરિયારને દિલ્હીના તાજોતખ્તનો માલિક બનાવવા માટે શાહજાદો ખુર્રમ મારા રાહમાં આડખીલી મિસાલ ખૂંચી રહ્યો છે, લેકીન નુરજહાન તેના દિલની તમન્ના–ઉમ્મીદ બર લાવવા માટે—" પોતાના દિલમાં પયદા થતાં ઉપર મુજબના ખેઆલમાં બાદશાહબેગમ નુરજહાન મશ્ગૂલ હતી તેવામાં એકાએક નવો જ ખેઆલ તેના દિલમાં પયદા થયો અને તે બોલી ઊઠી.

"કોની મજાલ છે કે, મારા દિલની ઉમ્મીદ બર લાવવામાં હરગીઝ મુશ્કિલી પયદા કરી શકે? મોગલ સલ્તનતની મલ્કા નુરજહાન પોતાના શિકારને સપડાવવા દાવ કેવી રીતે ફેંકવો અને પોતાના રાહમાં આવતી મુશ્કિલી કેવી રીતે દૂર કરવી, તે પુરાતોરથી જાણે છે. નુરજહાનનો સુખન શહેનશાહ જહાંગીરની રિયાસતમાં કાયદો મનાય છે, તો પછી, કોની તાકાત–મજાલ છે કે, મારી મુરાદ બર લાવવા સામે સામનો કરી શકે?" આમ બોલતાં બોલતાં શહેનશાહબાનુ નુરજહાન પાછી તેના ખેઆલમાં મસ્ત બની ગઈ.

"ખુર્રમ, તું જ મારી ઉમ્મીદ–દિલની ખ્વાહિશ બર લાવવામાં નડતો કાંટો છે, લેકીન તું પાતાળમાં કે આસ્માનમાં છુપાઇને બેઠો હશે તો પણ તને ગમે ત્યાંથી ઢુંઢી કાઢી હું મારી મુરાદ બર લાવીશ ત્યારે જ જંપીશ. રોશન, મારી બેટી હરગીઝ મોગલ રિયાસતની મલ્કા થવી જ જોઇએ."

શહેનશાહબાનુ નુરજહાન પોતાનો દાવ પોબાર કેવી રીતે પાડવો તેના ખેઆલમાં જ રમ્યા કરતી હતી તેવામાં ફત્તેહપુર સીક્રી તરફ ગયેલા સિપાહી તરફથી કોઇપણ જાતના સમાચાર મળ્યા નહીં હોવાથી તે ફરી બોલી ઊઠી.

"સીક્રીના પણ હજુ કાંઇ સમાચાર નથી. મને પૂરતી ખાતરી છે કે, શાહજાદો ખુર્રમ સીક્રીમાં જ છુપાઇ બેઠો હશે તો મારા ફોજી અફસરો હરગીઝ તેને બંદીવાન બનાવીને ફોરન મારી પાસે ખડો કરી દેશે. શાહજાદો ખુર્રમ એક વખત મારા પંજામાં સપડાયો કે પછી આલમ પર એવી કોઇ તાકાત મોજૂદ નથી કે તેને બચાવી શકે. હું તેને હરગીઝ......"

આમ બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાનના ચશ્મોમાં અંગાર પયદા થયો અને ખૌફભરી નજરે તે તેવી જ હાલતમાં બેસી રહી. શાહજાદા ખુર્રમનો કાંટો કેવી સીફતથી દૂર કરવો તેના ખેઆલમાં બાદશાહબેગમ નુરજહાન મશ્ગૂલ હતી તેવામાં એકાએક તેના કાને કોઇ આદમીના પગલાનો આવાઝ પડતાં જ તેના ખેઆલમાં ભંગ પડયો અને જે દિશા તરફથી આવાઝ આવતો હતો તે તરફ નજર ફેંકી.

"મહમદ ! શા સમાચાર છે?" ફત્તેહપુર સીક્રી તરફ મોકલેલા સિપાહીને આવી પહોંચેલો જોતાં જ પોતાની ઇંતેજારીને દબાવી નહિ શકવાથી શહેનશાહબાનુ નુરજહાનથી બોલાઇ જવાયું.

"ચુપ કેમ છે? જે કામની જવાબદારી સાથે તને મોકલ્યો હતો તે પૂરાતોરથી ખતમ થયું કે નહિ?" શહેનશાહબાનુ નુરજહાનના દમામમાં બોલાયેલા આ સુખન મહમદના કાને પડતાં જ તેના દિલ પર તેની જુદી જ અસર પયદા થઇ. તે પળભર તો થર થર કંપી ઊઠયો. બાદશાહબેગમના ખૌફ પાસે જાનની સલામતી નથી તેવું જણાતાં ધ્રૂજતા આવાઝે તેણે કહ્યું.

"હિન્દુસ્તાનની મલ્કા ! ગુલામ........" મહમદના મ્હોંમાંથી ઉપરના સુખન કરતાં વધારે એક પણ સુખન નીકળ્યો નહીં. જિંદગી અને મઓતની વચ્ચે રમત ખેલાતી જોઇ તેનું બદન થરથર ધ્રૂજવા લાગ્યું.

"મહમદ ! તેમાં ડરવાની બિલકુલ જરૂરત નથી. કોઇ પણ જાતના ડર વગર સાફ સાફ હકીકત જણાવ કે, તે બાબત પર પૂરતો ખેઆલ દોડાવી તેનો કોઈ રસ્તો કાઢી શકાય."

"બાદશાહબેગમના ફરમાન મુજબ ગુલામે ફત્તેહપુર સીક્રીનો ખૂણે ખૂણો ઢૂંઢી કાઢ્યો. સીક્રીમાં હરગીઝ એવી કોઇ જગ્યા નહીં હશે જ્યાં શાહજાદા સાહેબને ઢૂંઢી કાઢવા માટે મેં તલાશ નહીં ચલાવી હોય, લેકીન........"

"ખુર્રમનો બિલકુલ પત્તો નહિ મળ્યો એ જ તારે કહેવું છે ને?" ખૌફનાક ચશ્મોમાંથી અંગાર ઝરતી નજરે જોતી અને ડારતી બાદશાહ-બેગમ નુરજહાને પૂછ્યું.

મોગલ સલ્તનતની મલ્કા નુરજહાનના ચશ્મોમાંથી આફતાબની રોશની મિસાલ નીકળતી રોશની અને તેના ચ્હેરા પરનો ખૌફ નજરે પડતાં જ મહમદને પોતાની જિંદગી સલામત નથી તેવો ખ્યાલ પયદા થયો અને મઔતના પંજામાંથી હરગીઝ બચાવી લેવા માટે તે આલમના માલિકને આરજુ કરવા લાગ્યો. મહમદને બિલકુલ ચુપ જોતાંજ શહેન-શાહબાનુ નુરજહાન પાછી દમામભર્યા આવાઝમાં બોલી ઊઠી.

"મહમદ !"

"જી સરકાર."

"શાહજાદા ખુર્રમનો સીક્રીમાં બિલકુલ પત્તો નહિ મળ્યો?"

"હરગીઝ નહિ, હિન્દુસ્તાનની રિયાસતની મલ્કા."

"તને પૂરતો ઇતબાર છે કે, શાહજાદો ખુર્રમ ફત્તેહપુર સીક્રીમાં નથી?"

"કરેલી તપાસ મુજબ ગુલામ પૂરાતોરથી તેમ કહેવાની હિંમત કરી શકે છે, લેકીન........"

"મહમદ ! હવે હું તારો એક સુખન પણ સાંભળવાને તૈયાર નથી. જો તારી જિંદગીની—જાનની સલામતીની તને તમન્ના હોય તો સારાયે હિન્દોસ્તાનના ગમે તે ખૂણામાં શાહજાદો ખુર્રમ છુપાઇ બેઠો હોય ત્યાંથી તેને ઢૂંઢી કાઢીને મારી પાસે ખડો કરી દે, નહીં તો તારો જાન સલામત નથી. મારૂં ફરમાન થતાં જ તને દોજખમાં રવાના કરી દેવા માટે કૂતરાઓને હવાલે કરી દેવામાં આવશે. જાનની સલામતી માટે શાહજાદા ખુર્રમને આસમાનમાંથી પણ ઉપાડી લાવવાનું

સાહસ ખેડવાની તારા દિલમાં તાકાત છે ?" આમ કહીને બાદશાહબેગમ નુરજહાન મહમદના ચ્હેરા તરફ કેટલોક વખત જોઇ રહી.

"બાદશાહબાનુના સુખનમાં એવી અજબ કરામત ભરેલી છે કે, ગમે તેવા કાચાપોચા દિલના આદમીના દિલમાં તાકાત અને હિંમત પયદા થાય છે. આફત અને મુશ્કિલીથી જાન બચાવવા ન્હાસતા ઇન્સાનને શેર જેવા મજબૂત દિલનો બનાવી મૂકે છે. મારી મલ્કાનો હુકમ અમલમાં મૂકવા હિન્દુસ્તાન તો શું લેકીન ગમે તે સારીયે જહાન ઢૂંઢી કાઢવાને ખાદિમ હરગીઝ તૈયાર છે."

મહમદના આ સુખન બાદશાહબેગમ નુરજહાનના કાને પડતાં જ તેના ચ્હેરા પરની રતાશમાં ઓર લાલી ચમકી, તેના દિલમાં ખુશાલી પયદા થઇ અને આછું આછું મુસ્કેરાતાં તેણે કહ્યું.

"તો પછી ઢીલ કરવાની બિલકુલ જરૂરત નથી. ફોરન તારી ફર્જ અદા કરવામાં મશ્ગૂલ બનીજા."

"શહેનશાહબાનુનું ફરમાન શર પર ઉઠાવું છું." આમ કહી શહેનશાહબાનુ નુરજહાનને કુર્નિશ બજાવી મહમદ ચાલ્યો ગયો.

મહમદના ગયા પછી કેટલોક વખત સુધી બાદશાહબેગમ નુરજહાન શાહજાદા ખુર્રમનો પત્તો મેળવી-તેને ઢૂંઢી કાઢીને તેનું કાસળ કેવી રીતે દૂર કરવું તેના ખેઆલમાં પસાર કર્યા પછી તે બોલીઃ

"શાહજાદો ખુર્રમ, લેકીન તે જ મારી........" આમ બોલતાં બોલતાં તે પાછી ખેઆલમાં મસ્ત બની.

"લેકીન હું હરગીઝ તેનો પત્તો મેળવ્યા વગર આરામ કરનાર નથી. તેને ઢૂંઢી કાઢ્યા વગર મારા દિલમાં આફતાબની રોશની મિસાલ પયદા થયેલી અંગાર બુઝાય તેમ નથી જ અને આ રોશનીમાં હું તેને જલાવી દીધા સિવાય બિલકુલ રહેનાર નથી."

પળે પળે શાહજાદા ખુર્રમનું કાસળ કેવી રીતે દૂર કરવું તેના જ ખેઆલમાં મશ્ગૂલ રહેનાર બાદશાહબેગમના દિલમાં કાંઇક નવો જ ખેઆલ પયદા થતાં તે બેઠી હતી ત્યાંથી ઊઠી અને બડી તેજીથી તેના

કમરામાં ચક્કર લગાવવા લાગી. તેવામાં તેની બેટી રોશનઆરા ત્યાં આવી પહોંચતાં બાદશાહબેગમની અજબ તરાહની હાલત જોઈ તે ચમકી ઊઠી અને ફોરન ત્યાંથી ચાલ્યા જવાનો દિલમાં નિશ્ચય કરી તેણે એકાદ બે કદમ પાછા મૂકયા. તેવામાં બાદશાહબેગમ નુરજહાનની નજર રોશનઆરા તરફ પડતાં જ તે બોલી ઊઠી.

"રોશન !"

તુરત જ રોશનઆરા શહેનશાહબાનુ નુરજહાનની પાસે આવી પહોંચી. રોશનઆરા તેની નજદિકમાં આવતાં જ મોગલ સલ્તનતની મલ્કા નુરજહાને વ્હાલથી તેને પોતાની ગોદમાં લીધી અને તેના ચ્હેરા તરફ નજર ફેંકતાં બોલી.

"રોશન ! આ શું ? ગુલ્શનના ગુલ સમી ખીલતી કળી મુરઝાઈ જતી કેમ જણાય છે ?"

શહેનશાહબાનુ નુરજહાનના આ પ્રશ્નનો કાંઈ પણ જવાબ નહિ આપતાં રોશનઆરા ચુપ રહી. શાહજાદા શહેરિયારની મુહબ્બત તેના દિલમાં પયદા થતાં તે તડપતી હશે તેવો ખેઆલ બાદશાહબેગમ નુરજહાનના દિલમાં પયદા થતાં તે બોલી.

"રોશન ! ચુપ કેમ છે ? બોલતી કેમ નથી ?"

"અમ્મા ! આ જંગનો અંત હરગીઝ આવનાર છે કે નહિ ?"

રોશનઆરાના ઉપરના સુખન નુરજહાનના કાને પડતાં જ તે ચમકી અને બીજી જ પળે બોલી:

"શાહજાદા સાહેબની યાદ સતાવતી તો નથી ? બિલકુલ ગભરા નહિ, રોશન ! તારા ચ્હેરા પર ચમકતી રોશની ગૂમ થઈ ગયેલી જોતાં મારૂં દિલ ચીરાઈ જાય છે. રોશન ! તું વાકેફગાર છે કે, આ બધી પરેશાની, મહેનત અને મુસ્કિલી હું શા માટે ઉઠાવી રહી છું ? લેકીન મારી પ્યારી રોશન માટે, તેને દિલ્લી અને આગ્રાની રિયાસતની મલ્કા બનાવવા માટે જ." આમ કહીને શહેનશાહબાનુ નુરજહાન તેના માથા પર મુહબ્બતભર્યો હાથ ફેરવવા લાગી.

"લેકીન રોશન દિલગીર બનવાની બિલકુલ જરૂરત નથી." હું પૂરાતોરથી આ જંગનો અંત લાવવાની કોશિશ કરૂં છું અને તે—"

"રોશન ! આ શું તારી ચશ્મોમાં આંસુ ?" પોતાનુ વાકય બાદશાહબેગમ નુરજહાન ખતમ કરે તે પહેલાં શહેનશાહબાનુ નુરજહાનની નજર રોશનના ગુલેલાલા મિસાલ ગુલાબી ગાલપર ટપકતા આંસુઓ પર પડતાં જ તે બોલી ઊઠી.

"તારા દિલના દર્દને હું પુરાનોરથી પિછાની શકી છું અને તેથી—"

"લેકીન અમ્મા ! હું બાદશાહબેગમ બનવાને બિલકુલ ઇંતેજાર નથી." રોશનઆરાએ તેના દિલની હકીકત જણાવી.

"તેમ કરવાનો કાંઇ સબબ ?" બાદશાહબેગમ નુરજહાને રોશન-આરાના દિલની હકીકતથી વાકેફ બનવા માટે પૂછ્યું.

"બાદશાહબેગમ તરીકેની તમારી હાલત જોઇ હું હરગીઝ તેવી હાલતમાં મુકાવાની ઉમ્મીદ ધરાવતી નથી. નહિ આરામ, નહિ લહજ્જત અને—"

"નાદાન છોકરી ! તારે બાદશાહબેગમ બનવું જ પડશે."

"લેકીન અમ્મા !—"

"ચુપ. એક પણ હરફ આગળ કાઢ્યો છે તો—" આમ કહીને શહેનશાહબાનુ નુરજહાને રોશનઆરાને પોતાની ગોદમાં લીધી અને તેના પરિસ્તરત ચ્હેરા પર હાથ ફેરવતાં મોગલ રિયાસતની મલ્કા નુરજહાન બોલી.

"પગલી ! બાદશાહબેગમ બનવાનું હરેક ઔરતના કિસ્મતમાં હોતું નથી; લેકીન જેનું કિસ્મત તેજ હોય છે તે જ બાદશાહબેગમ બને છે. તું તારા દિલમાં બાદશાહબેગમ બનવા માટે શા માટે નફરત ધરાવે છે તે જણાવ કે, તેનો ઇલાજ ઢૂંઢી શકાય." આમ કહીને શહેનશાહબાનુ નુરજહાન રોશનઆરાના ચ્હેરા તરફ જોઇ રહી.

"અમ્માજાન ! અયશ, આરામ અને લહજ્જતની મજાહ લુંટવાનું છોડી કડક કાયદા કાનૂનોની જંજીરોમાં જકડાવાનું કોને પસંદ હશે ? મારા દિલના માલિક શાહજાદા શહેરિયારનો મયદાને જંગમાંથી આવેલો આ રૂક્કો વાંચો એટલે તમને પૂરેપૂરો ખેઆલ આવી શકશે કે, હું શા માટે બાદશાહબેગમ બનવાની તમન્ના નથી ધરાવતી." આમ

કહીને શાહજાદા શહેરિયારનો આવેલો રૂક્કો રોશનઆરાએ બાદશાહબાનુ નુરજહાનના હાથમાં મૂક્યો.

રૂક્કા પર નજર ફેંકી બીજી જ પળે તે રોશનઆરાને પાછો આપતાં શહેનશાહબાનુ નુરજહાન બોલી ઊઠી.

"રોશન! તારી કે શાહજાદા શહેરિયારના દિલમાં મોગલ સલ્તનતના તાજોતખ્તની મલ્કા કે માલિક બનવાની હરગીઝ તમન્ના ન હોય, લેકીન મારા દિલની ઉમ્મીદ તને દિલ્લી અને આગ્રાની સલ્તનતની બાદશાહબેગમ બનાવવાની હોવાથી ચુપચુપ મારા ફરમાનને ઉઠાવવા તમારે તૈયાર રહેવું પડશે. આવા મુહબ્બત અને ઇશ્કના રંગે રંગાયેલા રૂક્કા તરફ હરગીઝ ખ્યાલ—" આમ બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાન ચુપ બની ગઇ.

બીજી જ પળે તેના ચ્હેરા પર સખ્તાઇ પયદા થઇ. રોશનઆરા કાંઇક કહેવા જતી હતી તેવામાં એકાએક એક અફસર ત્યાં આવી પહોંચ્યો અને બાદશાહબેગમને કુર્નિશ બજાવીને બોલ્યો:

"શાહજાદા ખુર્રમ મયદાને જંગમાં મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાનની છાવણીમાં આવતી કાલે આવી પહોંચશે તેવા સમાચાર મળ્યા હોઇ આવતી કાલથી ખૂનખાર જંગ જામે તેમ છે."

"શું કહ્યું? શાહજાદો ખુર્રમ મયદાને જંગમાં?"

"જી, હા, સરકાર."

"તો પછી તમો આજે જ શા માટે હુમલો કરી મહોબ્બતખાન અને ભીમસિંહજીને શિકસ્ત આપવાની કોશિશ કરતા નથી?"

"ફોજના વડા સિપેહસાલારનું તેવું ફરમાન નથી."

"તેનો સબબ?"

"તેમને જંગે મયદાનમાં શમશીરના દાવ ફેંકવા કરતાં શિરાઝીના જામ અને બીજી લહજ્જતમાં ઔર........"

"ચુપ, શાહજાદા સાહેબ વિરૂદ્ધ એક પણ હરફ કાઢ્યો છે તો જાન—" શાહજાદા શહેરિયાર વિરૂદ્ધ એક મામૂલી સિપાહીને બોલતાં જ રોશનઆરા બોલી.

"રોશન ! તારા દરજ્જાનો તને હરગીઝ ખેઆલ છે ?"

"બાખુશીથી."

"અત્યારે તું હિન્દુસ્તાનની મલ્કાની પાસે ખડી છે તે હરગીઝ તારે ભૂલી જવાની જરૂરત નથી."

"લેકીન મોગલ સલ્તનતની મલ્કા બાદશાહબેગમ નુરજહાન રોશનની અમ્મા પહેલી છે અને પછી જ દિલ્લીના તાજોતખ્તના માલિકની બેગમ છે, તે પણ બિલકુલ ભૂલી જવાની જરૂરત નથી." રોશનઆરાના મ્હોંમાંથી ઉપરના સુખન નીકળી પડ્યા.

રોશનઆરાના આ સુખનો બાદશાહબેગમ નુરજહાનના કાને પડતાં જ તેના બદનમાં વીજળીનો આંચકો લાગે તેવી અસર પયદા થઇ, લેકીન તેને છુપાવતાં તે કાંઇક ગુસ્સાભર્યા–ખૌફનાક આવાઝે ફરી બોલી:

"લેકીન રોશન ! તારા દરજ્જાનો તને પૂરતો ખેઆલ છે ? તારી અમ્માજાન હોવા છતાં આ નુરજહાન સીરફ મહેરઉન્નીસા નથી, લેકીન દિલ્લીના તાજોતખ્તના માલિકની બાદશાહબેગમ છે, તે તારા ખેઆલમાં રહેવાની શું બિલકુલ જરૂરત નથી ?" આમ બોલતાં બોલતાં અંગાર મિસાલ લાલ ચહેરે તે રોશનઆરા તરફ જોઇ રહી.

"કોણ છે હાજર ?"

"નાચીઝ બાંદીને શું ફરમાન છે, મારી મલ્કા." બાંદીએ કુર્નિશ બજાવતાં કહ્યું.

"આવતી કાલે મહોબ્બતખાન અને ભીમસિંહજીને શિકસ્ત આપવા માટેનો શેતરંજની રમતનો છેલ્લો દાવ ફેંકવા મોગલ સલ્તનતના માલિક અને હું મયદાને જંગ તરફ જવાને રવાના થઇ જવાનાં હોઇ સિપેહ-સાલાર આસફખાનને ફોજ તૈયાર રાખવાનું મારૂં ફરમાન પહોંચાડ. જોજે બિલકુલ ગફલત ન થાય લેકીન—"

બાદશાહબેગમ નુરજહાનના મ્હોંમાંથી આ સુખન પૂરા બહાર પડે તે પહેલાં તો લોંડી શહેનશાહબાનુના કદમમાં કુર્નિશ બજાવીને

ફરમાનને અમલમાં મૂકવા માટે પૂરાતોરથી રવાના થઇ ગઇ.

બાંદીના જવા પછી બાદશાહબેગમ નુરજહાને રોશનઆરાને સંબોધીને કહ્યું.

"રોશન ! તારા દિલમાં તમન્ના હોય કે ન હોય, લેકીન તને બાદશાહબેગમ બનાવવાની પૂરાતોરથી મારી ખ્વાહિશ હોવાથી તને સઘળી જાતની તાલીમ આપવા માટે મારી સાથે મયદાને જંગમાં લઇ જવાની હું મુરાદ ધરાવું છું અને તેથી તું પણ મયદાને જંગ તરફ ઊપડી જવાને તૈયાર થઇ રહેજે."

આમ કહીને દમામમાં રોશનઆરાને આંજી નાખવાની કોશિશ કરતાં બાદશાહબેગમ નુરજહાન રૂવાબ ભરી ચાલે શાહી મહેલમાંના ખાસ કમરા તરફ જવાને રવાના થઇ ગઇ.

---

## પ્રકરણ ત્રેવીસમું

## ત્રિશૂલધારિણી

"**મહારાજા સાહેબ!** ખુશ થાઓ. આપણી મહેનત પાકપરવરદિગારની રહેમથી પૂરાતોરથી બર આવે તેમ જણાય છે. બાદશાહબેગમ નુરજહાનના દાવપેચ કે કાવાદાવા આપણા રાહમાં મુશ્કિલી પયદા કરે તેવું હરગીઝ મને જણાતું નથી. મળેલા સમાચાર જો અમલમાં આવે તો જંગેમયદાનમાં ફત્તેહ આપણી જ છે અને શાહજાદા ખુર્રમ દિલ્લી અને આગ્રાની મોગલ સલ્તનતના........"

મહારાણા ભીમસિંહજીના તંબુમાં આવી પહોંચતાં જ ખુશખુશાલ આવાજે સિપેહસાલાર મહોબ્બતખાને ઉપરના સુખન મહારાણા ભીમસિંહજીની બિલકુલ નજદિક આવતાં જ કહ્યા, લેકીન સિપેહસાલાર મહોબ્બતખાનના આ સુખન નહીં સમજી શકવાથી ઉદયપૂરનો માલિક ખેઆલમાં મસ્ત બની ગયો અને કેટલોક સમય આવી જ હાલતમાં પસાર કર્યા પછી બોલ્યો:

"મહોબ્બતખાનજી! ફત્તેહ અને ખુશાલીનાં આવાં હવાઇ સ્વપ્નો ક્યારથી સેવતાં શીખ્યા? બાદશાહબેગમ નુરજહાન પોતાની શેતરંજનો દાવ પુરાતોરથી જીતવા માટે ખુદ શહેનશાહ જહાંગીરને લઇને લડાઇના મેદાનમાં આવી પહોંચવાને રવાના થઇ ચૂકી છે. જ્યારે આપણે જે શાહજાદાનો પક્ષ લઇને લડી રહ્યા છીએ તે શાહજાદા ખુર્રમનો પત્તો જ નથી. સંજોગો આવા પ્રતિકૂળ હોવાથી આપણી ફત્તેહનો સંભવ જ ક્યાં છે કે, તમો ફત્તેહની ખુશાલીના સમાચાર આપો છો?"

આમ કહીને મહારાણા ભીમસિંહજીએ સિપેહસાલાર મહોબ્બતખાનના ચ્હેરા પરના ભાવ વાંચી તેના કહેવાના તાત્પર્યને પારખી લેવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સિપેહસાલાર મહોબ્બતખાનના ચ્હેરા પર તો ભય–આફત અને મુશ્કિલીના વાતાવરણ કરતાં ખુશાલીનાં ચિહ્નો મહારાણા ભીમસિંહજીની નજરે પડ્યાં. તેમના આશ્ચર્યની સીમા ન રહી અને તેથી કુતૂહલ ભરી દૃષ્ટિએ સિપેહસાલાર મહોબ્બતખાન તરફ જોતાં મહારાણા ભીમસિંહજી ફરી બોલ્યા:

"સિપેહસાલાર સાહેબ! પરિસ્થિતિ વિકટ હોવા છતાં આજે તમારા ચ્હેરા પર આનંદ અને ખુશાલીનાં ચિહ્નો કેમ જણાય છે?"

"મહારાજા સાહેબ! હજુ હું શું કહેવાની તમન્ના ધરાવું છું તેની મતલબથી આપ પૂરા વાકેફગાર નહીં હોવાથી—તેને પૂરાતોરથી પિછાની નહિ શકયા હોવાથી જ આવો સવાલ કરો છો, લેકીન મહારાજા સાહેબ! પાકપરવરદિગાર—આલમના માલિકના નામ પર કહું છું કે, આજે બડો ખુશાલીનો દિવસ છે અને તેની તમોને ખાતરી ન થતી હોય તો જે વખત પસાર થઈ રહ્યો છે તે પોતે જ તમોને આપોઆપ તેની ખાતરી કરાવી આપ્યા વગર નહિ રહે." આછું આછું મુસ્કેરાતાં સિપેહસાલાર મહોબ્બતખાને કહ્યું.

"તમારા આનંદિત–ખુશખુશાલ ચ્હેરા તરફ નજર ફેંકતાં જ આપોઆપ એટલું તો હું પારખી શકયો છું કે, તમોને કાંઇક સારા સમાચાર મળી ચૂકયા છે અને તેથી જ આપ આટલા બધા આનંદમાં આવી

ગયા છો, નહિતર અત્યાર સુધી ગંભીર રહેલા સિપેહસાલાર મહોબ્બતખાનજી એકાએક તેમના સ્વભાવમાં કોઇ પણ પ્રકારના કારણ વિના આમ એકાએક પલ્ટો કરે જ નહિ."

"મહારાજા સાહેબ, હકીકત પણ તેવી જ બની છે. દુલારી આજે બડી ફજરમાં જ એકાએક મારા તંબુમાં આવી પહોંચી હતી અને......"

"દુલારી! અને તે આ મયદાને જંગ–રણક્ષેત્રમાં તમારા તંબુમાં?"

"તેમાં અજાયબ થવા જેવું શું છે? તે લડકી બડી ચાલાક છે."

"તેનાથી હું પુરતો માહિતગાર છું."

"પરંતુ દુલારી સમરભૂમિ પર તમારા તંબુમાં શા કારણે આવી હતી? અને સિપેહસાલાર સાહેબ! આ દુલારી કોણ છે?" મહારાણા ભીમસિંહજીએ પૂછયું.

"મહારાજા સાહેબ! શું હરગીઝ દુલારીની હકીકતથી આપ વાકેફગાર નથી?"

"બિલકુલ નહિ."

"મહારાજા સાહેબ! તમો ત્રિશૂળધારિણીને પિછાનો છો?"

"ત્રિશૂળધારિણી?" આમ કહીને મહારાણા ભીમસિંહજી કાંઇક વિચારમાં પડયા અને બીજી જ પળે બોલી ઊઠયા.

"દુલારી અને ત્રિશૂલધારિણી કોણ છે?"

"મહારાજા સાહેબ આ બન્નેથી બિલકુલ માહિતગાર નહિ હોય તેવો મને ખ્વાબમાં પણ ખેઆલ ન હતો. લેકીન રાજાસાહેબ તેને પૂરાતોરથી પીછાનતા હશે, તેવા ખેઆલમાં તો મેં વાતની શરૂઆત કરેલી."

"પરંતુ આ દુલારી અને ત્રિશૂલધારિણી છે કોણ?"

"રાજાસાહેબ! બિલકુલ ફિક્ર કરવાની જરૂરત નથી. આ બન્ને આપણા દુસ્મન કરતાં મદદગાર વધારે છે." સિપેહસાલાર મહોબ્બતખાને ટૂંકમાં જણાવ્યું.

"મદદગાર ?"

"બેલાશક."

"તેઓ તેમનો કયો હેતુ પાર પાડવા માટે મદદ કરે છે ?"

"તેમના દિલની તમન્ના અને આપણા દિલની ખ્વાહિશમાં બિલકુલ ફર્ક હોય તેમ જણાતું નથી. આપણો અને તેનો હેતુ સામાન્ય છે. આપણે શાહજાદા ખુર્રમને મોગલ સલ્તનતના તાજોતખ્તનો માલિક બનાવવાની દિલમાં ઉમ્મીદ રાખીને આફત અને મુશ્કિલી ઉઠાવી રહ્યા છીએ તે જ ઉમ્મીદ–ખ્વાહિશને બર લાવવા માટે તેઓ પણ આ આફત અને પરેશાની ઉઠાવી રહેલ છે. શાહજાદા ખુર્રમને મોગલ રિયાસતનો માલિક બનેલો જોવા માટે જ તેઓ પણ જાનનું જોખમ ખેડી રહેલ છે."

"પરંતુ આટલી બધી સખ્ત મહેનત ઉઠાવવાનું તેઓને કાંઇ પ્રયોજન ?"

"કોઇ પણ ઇન્સાન ફાયદા વિના હરગીઝ તકલીફ ઉઠાવતો હશે ?"

"નહિ જ."

"દુલારી અને ત્રિશૂલધારિણીનો......"

"પણ આમાં કાંઇક સ્વાર્થ છુપાયેલો છે તેમ જ તમારું કહેવું છે ને ?"

"હરગીઝ તેવું જ કાંઇક છે."

"તો પછી આ ત્રિશૂલધારિણી અને દુલારીની હકીકત મને શા માટે જણાવતા નથી ?"

"મારા દિલમાં એ ઉમ્મીદ છે કે, તેઓની હકીકતથી મહારાજા સાહેબ આપોઆપ વાકફગાર બને."

મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન ઉપર મુજબની ગુફતગો કરવામાં મશ્ગૂલ બની ગયા હતા તેવામાં એકાએક એક પહેરેગીર ત્યાં આવી પહોંચ્યો અને બંને જણાને કુર્નીશ બજાવીને બોલ્યો:

"શાહજાદા સાહેબ મયદાને જંગમાં આવી પહોંચ્યા છે અને અંદર આવવાને ઇંતેજાર છે."

"શાહજાદા સાહેબ?" પહેરેગીરના ઉપરના સુખન મહારાણા ભીમસિંહજીના કાને પડતાં જ તેઓ ચમકી ઊઠયા.

"જી સરકાર."

પહેરેગીરનો આ ટૂંકો અને ગૂંચવણ પયદા કરે તેવો જવાબ સાંભળી મહારાણા ભીમસિંહજી વધુ ગૂંચવણમાં પડયા. તેના દિલમાં શાહજાદો ખુર્રમ અણીના વખતે મયદાને જંગમાં આવીને બાજી ફેરવી નાખશે તેવો બિલકુલ ખેઆલ નહિ હોવાથી શહેનશાહ જહાંગીરનો કયો શાહજાદો આવ્યો હશે? શહેરિયાર કે ખુશરૂ? અને તે તેની મુલાકાત શા કારણે લેવા ઇચ્છતો હશે, તે વિશેના નિર્ણયપર નહિ આવી શકતાં વિચારમાં પડી ગયા, લેકીન સિપેહસાલાર મહોબ્બતખાનના ચ્હેરાપરની ખુશાલીમાં ઔર વધારો થયો હતો. તેવામાં મહારાણા ભીમસિંહજીની દૃષ્ટિ એકાએક સિપેહસાલાર મહોબ્બતખાન પર પડતાં જ અને તેને ખુશખુશાલ જોતાં મહારાણા ભીમસિંહજીના દિલમાં અજાયબી પયદા થતાં તેઓ બોલી ઊઠયા:

"મહોબ્બતખાનજી! તમો શાહજાદાના આવવાના સમાચારથી આટલા બધા ખુશખુશાલ કેમ જણાવ છો?"

"ખુશ ન થાઉં તો બીજું શું કરું, રાજા સાહેબ?" સિપેહસાલાર મહોબ્બતખાને પૂછયું.

મહારાજા સાહેબ તો પણ બે પળ સિપેહસાલાર મહોબ્બતખાનના ચ્હેરા તરફ જ જોઇ રહ્યા, લેકીન સિપેહસાલાર મહોબ્બતખાનના ચ્હેરાપરની ખુશાલીથી કાંઇ કળી શકાયું નહિ, એટલે મહારાજા સાહેબે પહેરેગીરને કહ્યું:

"મારી તબિયત સ્વસ્થ નથી માટે શાહજાદા સાહેબને જણાવો કે, કોઇ બીજા સમયે મુલાકાતે આવે. તકલીફને માટે દિલગીર છું." આમ કહીને સિસોદિયા કુળભૂષણ વિચારમાં પડયા.

"રાજાસાહેબ ! આજે અને અત્યારે જ શાહજાદા સાહેબને શા માટે મુલાકાત આપવામાં નથી આવતી ?" સિપેહસાલાર મહોબ્બતખાને પૂછ્યું.

"મહોબ્બતખાનજી ! શાહજાદા ખુર્રમના કોઇ સમાચાર મળ્યા ? આ મુલાકાત હું તેટલા માટે જ મુલતવી રાખું છું."

"રાજાસાહેબ ! બેઅદબી મોઆફ કરશો. ખુદ શાહજાદા ખુર્રમ મયદાને જંગમાં આવી પહોંચ્યા છે અને આ મુલાકાત શહેનશાહ જહાંગીરના બીજા કોઇ શાહજાદા સાહેબ નહિ, લેકીન શાહજાદા ખુર્રમ સાહેબ ખુદ માગી રહેલ છે." સિપેહસાલાર મહોબ્બતખાને ગૂંચવાતું કોકડું ઉકેલવાની કોશિશ કરતાં જણાવ્યું.

"મહોબ્બતખાનજી ! શું આ સાચી હકીકત છે ? શાહજાદો ખુર્રમ પોતે સમરક્ષેત્ર પર આવી પહોંચેલ છે ?" આનંદમાં આવી જતાં મહારાણા ભીમસિંહજી બોલ્યા. બીજી જ પળે બેઠા હતા ત્યાંથી ઊભા થઇ ગયા અને સિપેહસાલાર મહોબ્બતખાનને ભેટી પડતાં તેઓ બોલ્યા.

"સિપેહસાલાર સાહેબ આ હકીકતથી બિલકુલ વાકેફગાર હતા ?"

"બેશક."

"તો પછી મને તે હકીકતથી શા માટે તરત માહિતગાર ન કર્યો ?"

"રાજાસાહેબ, દુલારી અને ત્રિશૂલધારિણીની હકીકત......"

આમ વાતચીત કરતા કરતા મહારાજા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન બન્ને શાહજાદો ખુર્રમ જ્યાં બન્નેની મુલાકાતની રાહ જોતા બડી ઇંતેજારીથી ખડા હતા ત્યાં આવી પહોંચ્યા. શાહજાદા ખુર્રમને જોતાં જ મહારાજા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન બન્નેના દિલમાં ખુશાલી પયદા થઇ અને બન્ને મિત્રો–દોસ્તો વ્હાલથી શાહજાદા ખુર્રમને ભેટી પડયા.

"શાહજાદા સાહેબ ! તમોએ મોક્કાસર આવી પહોંચી અમોને—" સિપેહસાલાર મહોબ્બતખાન તેનું વાકય ખતમ કરે તે પહેલાં શાહજાદો ખુર્રમ બોલ્યો:

"દુલારી અને ત્રિશૂલધારિણીની પૂરતી મદદ ન મળી હોત, તો હું મોકો જાળવી શકત કે નહીં, એ એક સવાલ છે."

સિપેહસાલાર મહોબ્બતખાન અને શાહજાદા ખુર્રમ સાથે ઉપર પ્રમાણેની વાતચીત ચાલતી હતી તેવામાં મર્દના પોશાકમાં આવેલી મુમતાઝ મહાલ પર મહારાજા ભીમસિંહજીની નજર પડી. પળ બે પળ તેઓ મુમતાઝમહાલના ચ્હેરા તરફ જોઇ રહ્યા અને પછી શાહજાદા ખુર્રમને ઉદ્દેશીને બોલ્યા:

"શાહજાદા સાહેબ! આ નવજવાન કોણ છે?"

"ગમે તેવી આફત કે મુસ્કિલી આવી પડી હોય, લેકીન હરગીઝ મારો સાથ નહીં છોડનાર આ મારો વફાદાર મદદગાર અને દિલોજાન દોસ્ત છે." આમ કહીને શાહજાદો ખુર્રમ પણ આછા મુસ્કેરાટ સાથે તેના નવા દોસ્તના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"આફ્રીન! સદહજાર આફ્રીન. આલમના માલિકની તેના પર રહમ ઊતરો અને શાહજાદા સાહેબ! તમો ખુશ કિસ્મત જણાવ છો. ખુદાપાકનો અહેસાન માનો કે, આવો વફાદાર અને આફત તથા મુસ્કિલીના સમયમાં તમારો સાથ ન છોડે તેવો સાથીદાર તમોને મળી ગયો છે. શાહજાદા સાહેબ, દોસ્તની મુસ્કિલીને–આફતને હરગીઝ પોતાની સમજે તેવો દોસ્ત મેળવવો તે પણ ખુશ કિસ્મતની નિશાની છે."

સિપેહસાલાર મહોબ્બતખાનના મ્હોંમાંથી ઉપરના સુખન નીકળી પડયા પછી કેટલોક વખત તે પણ આ નવજવાનના હુસ્નપૂર ચ્હેરા તરફ જોઇ રહ્યો અને પછી તે નવજવાનના ખભાપર હાથ મૂકતાં કહ્યું:

"બહાદૂર જવાન! તારા જેવા મર્દનો સહકાર મેળવવો–મદદ મેળવવી તે પણ અમારી ફત્તેહની નિશાની હોવાનો મને ખ્યાલ પયદા થાય છે. શાહજાદા સાહેબ! ખુદાપાકના શુક્ર ગુજારો કે, આલમ પર મિત્ર–દોસ્તની આફતમાં હિસ્સો લેતા જાનની પણ પરવાહ નહિ કરનારા દોસ્ત–બિરાદરો પડયા છે. નવજવાન, તારૂં મુબારક નામ?" આમ કહીને માનભરી લાગણીથી સિપેહસાલાર મહોબ્બતખાન પુરુષવેશી મુમતાઝમહાલ તરફ જોઇ રહ્યો.

"સરદાર સાહેબ! તેમાં અહેસાન જેવી કોઇ બિલકુલ ચીઝ નથી. હું તો એક અદનો સિપાહી છું. શાહજાદા સાહેબ મને તેમનો દોસ્ત ગણી જે માન આપે છે તે જ તેમની મોટાઇ છે, લેકીન હું એક નાચીઝ ગુલામ કરતાં બિલકુલ વધારે નથી. આલમના માલિકે દોસ્તી શા માટે પયદા કરી હશે? પોતાનો દોસ્ત મુસ્કિલી અને આફતમાં હોય તે વખતે મોજશોખ અને આનંદ લૂંટનાર ઇન્સાન દોસ્ત કહેવડાવવાને બિલકુલ લાયક હોતો નથી."

આમ કહીને મુમતાઝમહાલ દમામભર્યા ચ્હેરે સિપેહસાલાર મહોબ્બતખાન તરફ જોઇ રહી.

"આવા જાનની સલામતી નથી તેવા ભયંકર મામલામાં તમો શાહજાદા સાહેબના મદદગાર બન્યા છો તે માટે તેમના એક નાચીઝ દોસ્ત તરીકે હું આપનો અહેસાનમંદ છું."

"બહાદર જવાન, અહેસાન તો આલમ માલિકનો માન કે, ખૂનખાર જંગ જામે તે પહેલાં શાહજાદા સાહેબ મયદાને જંગ પર આવી પહોંચ્યા છે. શાહજાદા સાહેબના આવવાના સમાચાર ફોજમાં ફેલાઇ જતાં સિપાહીઓ પણ ખુશાલીમાં આવી ગયા છે અને તેથી મારૂં દિલ બાપોકાર જણાવી રહ્યું છે કે, ફત્તેહ આપણી જ છે." ખુશાલીમાં આવી જતાં સિપેહસાલાર મહોબ્બતખાન બોલી ઊઠયો.

"શ્રી એકલિંગજી ભગવાન્ તમારા શબ્દો સાચા પાડે અને શાહજાદા સાહેબને મોગલ રિયાસતના માલિક બનાવે તેવી શ્રી એકલિંગેશ્વર ભગવાન્ પાસે મારી નમ્ર પ્રાર્થના છે." અત્યાર સુધી ચૂપ રહેલ મહારાણા ભીમસિંહજીએ કહ્યું.

"આમીન!" એકાએક સિપેહસાલાર મહોબ્બતખાનથી બોલાઇ જવાયું.

"બહાદૂર નવજવાન! તમોને રણક્ષેત્ર પર મળવા માટે અમો મગરૂર છીએ. તમારૂં નામ જણાવવા જેટલી ઉદારતા નહીં બતાવો?"

ઉપર મુજબ વાતચીત કરતા કરતા મહારાણા ભીમસિંહજી, શાહજાદા ખુર્રમ અને તેનો વફાદાર દોસ્ત સિપેહસાલાર મહોબ્બતખાન સાથે પોતાના ખાસ તંબુમાં આવી પહોંચ્યા અને મુલાયમ તકીઆઓ પર આરામ લેવા બેઠા.

શાહજાદા ખુર્રમ તરફ એક સંતોષભરી નજર ફેંકતાં મહારાજા ભીમસિંહજી બોલ્યા:

"બાદશાહબેગમ નુરજહાનના કાવાદાવા અને દાવપેચનો હવે મને લેશ માત્ર પણ ભય નથી, કારણ કે તેના કાવતરાને પહોંચી વળવાને......" મહારાજા ભીમસિંહજી તેમનું વાકય પૂરૂં કરી શકયા નહીં. તેની આંખમાં આનંદના હર્ષાશ્રુ આવી ગયા. બીજી જ પળે તેઓ બેઠા હતા ત્યાંથી ઉઠયા અને શાહજાદા ખુર્રમને અપૂર્વ પ્રેમથી ભેટી પડયા.

"મહોબ્બતખાન સાહેબ! બાદશાહબેગમના સઘળા દાવપેચના પાસા હવે અફળ જવાના તેવો મને સંપૂર્ણ વિશ્વાસ છે, કારણ કે જેની ગેરહાજરીમાં પણ દિલ્હી અને આગ્રાની રિયાસતનો માલિક બનાવવાને આપણે સમરહાક ગજાવવાને રણસંગ્રામમાં આવી પહોંચ્યા છીએ તેની હાજરીમાં......" આમ બોલતાં બોલતાં મહારાજા ભીમસિંહજી આનંદિત ચ્હેરે શાહજાદા ખુર્રમ તરફ જોઇ રહ્યા.

"રાજાસાહેબ! આપનો એક એક બોલ સાચો પડતો જણાય છે. આજે આપણી છાવણીમાં અને ફોજના સિપાહીઓમાં ખુશાલી પોતાનું ઘર જમાવી બેઠેલી જણાય છે. બાદશાહબેગમની શેતરંજનો એક પણ દાવ હવે હરગીઝ પોબાર પડે તેવું વાતાવરણ જણાતું નથી. દિલ્હીના તાજોતખ્તના વારસ—ખરો હકદાર શાહજાદો ખુર્રમ આજે ચિત્તોડના રાણાની છાવણીમાં મોજૂદ છે." બધાની આશ્ચર્ય વચ્ચે એકાએક ત્રિશૂલધારિણીએ ત્યાં આવી પહોંચતાં ઉપરના શબ્દો કહ્યા.

"શાહજાદા ખુર્રમ અને પુરુષવેશ ધારણ કરેલી મુમતાઝમહાલની નજર ત્રિશૂલધારિણી તરફ જતાં જ બંનેના ચ્હેરાપર આછું હાસ્ય ચમકી ઊઠયું અને બંને બેઠા હતા ત્યાંથી એકાએક ઊભા થઇ ગયા અને ત્રિશૂલધારિણીની પાસે જઇને તેને નમન કરતાં બંને એકી સાથે બોલી ઊઠયા.

"આપને અહીંઆં સુધી આવવાની તકલીફ ઉઠાવવાનું કારણ?"

"મહારાજા સાહેબની છાવણીમાં સહીસલામત પહોંચી ગયેલા બંનેને જોવા સિવાય બીજું કયું કારણ હોઇ શકે?" આમ કહીને ત્રિશૂલધારિણી એકાએક આવી હતી તેવી જ રીતે ઝડપથી ત્યાંથી ચાલી ગઇ.

મહારાજા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન એકાએક ત્રિશૂલધારિણીને ત્યાં આવી પહોંચેલી જોઇ જેટલા તાજુબ્બ બની ગયા હતા તેટલા જ આંખ વીંચીને ઉઘાડે તેટલા સમયમાં તેને ત્યાંથી ચાલી જતી જોઇ રહ્યા પછી કોયડાની ગૂંચ ઉકેલવાનો પ્રયત્ન કરવા મંડયા. પોતાના જેટલી તાજુબ્બી શાહજાદા ખુર્રમના દોસ્તના ચહેરા પર નહીં જણાતાં આમાં કાંઇ ઊંડો ભેદ સમાયેલો હોવો જોઇએ અથવા તો તે ત્રિશૂલધારિણીને ઓળખતો હોવો જોઇએ તેવો આભાસ થતાં જ મહારાજા ભીમસિંહજી કેટલોક વખત મનમાં જ ગૂંચવાતા શાહજાદા ખુર્રમના મર્દના પોશાકમાં સજ્જ બનેલા દોસ્ત–મુમતાઝમહાલ તરફ એકી ટસે જોઇ રહ્યા.

---

## પ્રકરણ ચોવીસમું

### કિસ્મતનો દાવ

"જો નિગાહ ડાલી જાલિમ,
ફિર આંખ કયું ચુરાઇ.
વો તિર કયું ન મારા,
જો જિગર કે પાર હોતા.
જિ...ગ...ર...કે......પા...ર...હો...તા..."

**બા**દશાહબેગમ નુરજહાનના ફરમાનને અમલમાં મૂકવાને ખાતિર ફકત મયદાને જંગમાં જવાની દિલમાં બિલકુલ ઉમ્મીદ નહિ હોવા છતાં જંગે મયદાનમાં શાહી–ફોજી, જવાનોના લશ્કર સાથે આવી પહોંચેલા શાહજાદા શહેરિયારના તંબુમાંથી ઉપર પ્રમાણેનો સંગીતનો આવાઝ આવતો હતો.

કઇ પળે મયદાને જંગમાં ખડા થવું પડશે તે ચોક્કસ નહિ હોવાથી ફોજ-લશ્કરના સિપાહીઓ હરપળે શમશીરના દાવ ખેલવા તૈયાર જ રહેતા હતા. તેવા વખતે પણ શાહેનશાહબાનુ નુરજહાન જેને મોગલ રિયાસતના તાજોતખ્તનો માલિક બનાવવા સખ્ત મહેનત ઉઠાવી રહેલ છે, હરપળે કાવાદાવા અને ચાલબાજીના દાવ ખેલી રહેલ છે, તે શાહજાદો શહેરિયાર તો લેકીન આ આલમ પર સનમ, શિરાઝી અને અયશ આરામ વગર બીજી કોઇ ચીઝની હરગીઝ હસ્તી નથી તેવા ખેઆલમાં મસ્ત હોવાથી શમશીરના દાવ ખેલવાને મયદાને જંગમાં આવ્યા છતાં બેહિસ્તની હુર મિસાલ જેના બદનમાંથી નૂર ટપકતું હતું તેવી પરવાળા મિસાલ લાલમલાલ ગાલવાળી હુરનપુર નાઝનીનોની ગોદની મજાહ અને શિરાઝીની લહજ્જત લૂંટવામાં પૂરાતોરથી મશ્ગૂલ હતો.

જિગરના તાર ઝણઝણાવી દે, દિલમાં નવી આગ પયદા કરી દિલને બહેલાવી મૂકે તેવો મિઠ્ઠો સંગીતનો આવાઝ મઓત અને જિંદગીની રમત ખેલવા આવેલા સિપાહીઓની છાવણી વચ્ચે આવેલા શાહજાદા શહેરિયારના તંબુમાંથી આવતો જણાતો હતો.

મયદાને જંગમાં આવ્યા પછી શાહજાદો શહેરિયાર જે બાંદીના માહતાબ મિસાલ ચમકતા મુખડા અને ગુલેલાલા મિસાલ લબ પર પાગલ બની ગયો હતો તે બાંદી શાહજાદા શહેરિયારની ગોદમાં જવા-નની લહજ્જતનો આનંદ લૂંટતી પડી રહી. ઉપર મુજબ તેના મુલાયમ આવાઝે સંગીતના તાર છેડી શાહજાદા શહેરિયારને ઔર પાગલ બના-વવાની તે કોશિશ કરી રહી હતી.

બાંદીના સંગીનમાં-તેના કંઠમાંથી નીકળતા નજાકત ભર્યા આવા-ઝમાં સાન ભાન ગુમાવી બેઠેલા શાહજાદા શહેરિયારે તેના માહતાબ મિસાલ ચમકતા ગુલાબી ચ્હેરા પરથી પવનને લીધે ફરફર ઊડતી વાળની લટ દૂર કરી તેને પોતાની ગોદમાં જકડી બીજી જ પળે તેના ગુલેલાલા મિસાલ લબ પર બોસાની રમઝટ બોલાવી. કેટલોક વખત આવી હાલતમાં પસાર કર્યા પછી તેના દિલમાં કાંઇક નવો જ ખેઆલ પયદા થતાં તે બોલી ઊઠયો.

"બાદશાહબેગમ કેટલાં બધાં બેરહમ છે? જવાનીની લહજ્જત આ વખતે નહીં લૂંટવામાં આવે તો ક્યારે આવશે? અયશ આરામ અને હુસ્નના ગુલ્શનમાં ખીલતી કળીઓ મિસાલ સુંદરીઓ અને શિરાઝીની લહજ્જત લૂંટી દિલને હું બેહલાવતો હતો, દિલની પ્યાસ પૂરાતોરથી બુઝાવતો હતો ત્યાંથી મને શમશીર, ખંજર અને ફોજની દુનિયામાં બાદશાહબેગમે શા માટે ધકેલી દીધો હશે? આ લહજ્જત, આ અયશ અને સનમ તથા શિરાઝીને છોડી હરગીઝ હું મોગલ સલ્તનનો માલિક બનવાની તમન્ના ધરાવતો નહિ હોવા છતાં—"

આમ બોલતાં બોલતાં શાહજાદો શહેરિયાર તે બાંદીના બદનમાંથી પળે પળે ડોકિયાં કરતી જવાની અને હુસ્નમાં ઔર પાગલ બની ગયો. તેણે બાંદીનો કમળ મિસાલ મુલાયમ હાથ પોતાના હાથમાં લીધો અને તેના ચ્હેરા પર ચમકતી રોશની જોવામાં તે મસ્ત બની ગયો. કેટલોક વખત આવી હાલતમાં પસાર કર્યા પછી તેણે તે બાંદીને પોતાની ગોદમાં જકડતાં કહ્યું:

"લયલા! જિંદગીમાં અયશ, આરામ અને લહજ્જત સિવાય બીજી ચીઝ......" આમ બોલતાં બોલતાં શાહજાદા શહેરિયારને શિરાઝીની તલબ પયદા થતાં જ તે બોલી ઊઠ્યો.

"શિરાઝી."

અને ફોરન લયલા સુન્દરી જામમાં મસ્ત બોલી શિરાઝી રેડીને શાહજાદા શહેરિયારની પાસે જામ હાજર કર્યો કે, તરત જ શિરાઝીના જામની લહજ્જત ઉડાવવામાં શાહજાદો મશગૂલ બની ગયો. બે ચાર શિરાઝીના જામ ઉપરાઉપર ઉડાવ્યા પછી તે બોલી ઊઠ્યો.

"પરવાહ નહિ. કોની તાકાત છે કે, મારી સ્હામે શમશીરનો હરગીઝ નહિ, લેકીન શિરાઝીનો જંગ......" શાહજાદો શહેરિયાર વધુ એક પણ લબ્ઝ બોલી શક્યો નહીં. તેણે લયલાના નાજુક બદનને પોતાની ગોદમાં જકડયું અને જામમાં બાકી રહેલી શિરાઝી લયલાને પાવા માટે તેણે જામ ઉઠાવતાં કહ્યું.

"આલમ પર ઇશ્ક, સનમ અને શિરાઝીના મયદાનમાં મારો મુકાબલો કરી શકે તેવો હરીફ........." શાહજાદો શહેરિયાર એક હરફ પણ આગળ નહીં બોલતાં પોતાના દિમાગમાં પયદા થયેલા ખેઆલમાં પળ બે પળ મશ્ગૂલ બની ગયો. તેવામાં લયલાના કાતિલ ચશ્મોએ તેને ઔર પાગલ બનાવ્યો અને તેથી લયલાના ગુલે અનાર મિસાલ લબ સાથે લબ મિલાવતાં તે બોલી ઊઠયો.

"લયલા! મયદાને જંગ જામે, શમશીરના દાવ ખેલાય તે માટે બાદશાહબેગમ શા માટે બડાં આતુર–ઇંતેજાર રહેતાં હશે?"

"શાહજાદા સાહેબ! બાદશાહબેગમ લેકીન આપના ફાયદા માટે જ સખ્ત તકલીફ ઉઠાવતાં હોય તેમ હરગીઝ જણાઇ નથી આવતું!" લયલાએ જવાબ આપ્યો.

"મારા ફાયદા માટે?"

"બિલકુલ સચ."

"હરગીઝ નહિ. બાદશાહબેગમ આ બધી પરેશાની ઉઠાવી રહેલ છે તે તેની બેટી રોશનઆરાને બાદશાહબેગમ બનાવવા માટે જ. પોતાની લડકી તેની અમ્મા પછી દિલ્લી અને આગ્રાના તાજોતખ્તની મલેકા બને તે હરગીઝ જોવાની બાદશાહબેગમના દિલની તમન્ના છે."

"રોશનઆરા બેગમ શાહજાદા સાહેબની બીબી સાહેબા–મહોરદાર છે તે પુરવાર કરી આપે છે કે, ઘડીભર એમ માની લ્યો કે, બાદશાહબેગમ આજે જે તકલીફ અને પરેશાની ઉઠાવી રહેલ છે તે હરગીઝ રોશનઆરા બેગમ માટે જ છે, તો પણ તેમાં તમોને ગયર ફાયદો શું છે?"

"રોશન—" શાહજાદો શહેરિયાર બોલતો અટકી ગયો. બીજી જ પળે લયલાના પરવાળા મિસાલ લબ પર બોસો લેતાં તે ફરી બોલ્યો:

"લયલાના હુસ્ન પાસે રોશનનું હુસ્ન–તેની ખુબસૂરતી કૂછ વિસાતમાં નથી અને જો મારા દિલ પ્રમાણે મને પસંદગી કરવા દેવામાં આવે, તો હું હરગીઝ રોશનને બદલે આ મારી નુરેનજર લયલાને જ પસંદ કરું." આમ કહીને શાહજાદો શહેરિયાર કેટલોક વખત લયલાના ફુટડા મ્હોં તરફ જોઇ રહ્યો.

"શાહજાદા સાહેબ! લોંડીની આટલી બધી તારીફ ? બાંદી તો શાહજાદા સાહેબની ખીદમતમાં જાન નીસાર કરવાની દિલમાં હરગીઝ ઉમ્મીદ ધરાવે છે." મરક મરક આછું હસતાં તેના કાતિલ ચશ્મોમાંથી અંગાર મિસાલ રોશની ફેંકતાં લયલા બોલી.

"લોંડી! ખાદિમા! બિલકુલ નહિ. લયલા! તું તો મારા જિગરનું નૂર, દિલનો આરામ અને જવાનીની લજ્જત છે. તારા મુલાયમ હાથે શિરાઝીનો જામ આપી તું મારી તલબ પૂરી નહિ કરે ?"

"જો હુકમ, શાહજાદા સાહેબ. બાંદી શાહજાદા સાહેબના ફરમાનને હરગીઝ ખડે પગે ઉઠાવવાને તૈયાર છે." આમ કહીને શાહજાદા શહેરિયારને શિરાઝીના જામ આપવા માટે લયલાએ કમળની દાંડી મિસાલ પોતાનો મુલાયમ હાથ લાંબો કર્યો.

લયલાના હાથમાંથી શિરાઝીનો જામ ઉપાડીને જેવો શાહજાદાએ પોતાના મ્હોંપર માંડ્યો કે, તરત જ કોઇના આવવાનાં પગલાંનો આવાઝ તેના કાને પડ્યો. તે ચમક્યો અને બોલી ઉઠ્યોઃ

"લયલા! તેં કોઇ ઇન્સાનના આપણા તંબુ તરફ આવવાના પગલાંનો આવાઝ સાંભળ્યો ?"

"જીહા. અને તે એક નહિ લેકીન........" આમ બોલતાં બોલતાં લયલાના ચ્હેરાપર ફિક્રની નિશાની પયદા થઇ. તેનું આખુંયે શરીર કંપી ઉઠ્યું અને તેથી શાહજાદા શહેરિયારની ગોદમાં તેણે ચ્હેરો છુપાવી દીધો.

આવી પડનારા ભયથી લયલાને ડરી ગયેલી જોઇ તેના બદનપર પોતાનો હાથ ફેરવતાં શાહજાદા શહેરિયારે કહ્યું.

"ડર નહીં, લખ્તેજિગર! તું મારી ગોદમાં બિલકુલ સલામત છે. આ જહાનમાં એવો કોઇ પણ ઇન્સાન નથી કે, તારો વાળ વાંકો કરવાની ખ્વાહિશ પણ કરી શકે." આમ કહીને લયલાના માહતાબ મિસાલ ચમકતા ચ્હેરા પરની ખીલતી રોશની જોવામાં શાહજાદો મશ્ગૂલ બની ગયો.

શાહજાદો શહેરિયાર આમ લયલાનાં બદનમાંથી ટપકતી રોશનીના પાનમાં મસ્ત હતો તેવામાં મોગલ સલ્તનતની મલ્કા નુરજહાન અને તેની બેટી રોશનઆરા બંને ત્યાં આવી પહોંચ્યાં.

શાહજાદા શહેરિયારની ગોદમાં કોઈ બાંદીને જોતાં જ બાદશાહબેગમ નુરજહાનનો દિમાગ ખસી ગયો. તેની ચશ્મોમાં અંગાર પયદા થયો. પણ એકમાં શાહજાદા શહેરિયારની ગોદમાં અયશઆરામની લહજ્જત લૂંટતી બાંદીને લાત મારવાની દિલમાં તમન્ના પયદા થઇ, લેકીન તેના પર કાબૂ જમાવી શહેનશાહબાનુ નુરજહાન ચુપ રહી. તે જ સમયે તેની ચશ્મો રોશનઆરા પર પડતાં જ રોશનઆરાની ચમકતી ચશ્મોમાંથી આંસુ ટપકતાં જોતાં જ બાદશાહબેગમ નુરજહાનનો ખોફ ઔર વધ્યો અને તેથી શિકારને પોતાના પંજામાં ઝડપવા જેમ સિંહણ કૂદે તેમ કૂદતી તે બોલી ઊઠી.

"શહેરિયાર ! આ શું ? તારી ગોદમાં એ બદામની લોંડી ? મયદાને જંગમાં શમશીરના દાવ ખેલવા આવ્યો હોવા છતાં સનમ અને શિરાઝીની યારી ?"

બાદશાહબેગમ નુરજહાનના ઉપરના સુખન શાહજાદા શહેરિયારના કાને પડતાં જ તે ચમકી ઊઠ્યો. બાંદી સફાળી શાહજાદાની ગોદમાંથી ઉઠીને એક ખૂણામાં થરથર ધ્રૂજતી ઊભી રહી. બાદશાહબેગમ હવે તેની કેવી બૂરી વલે કરશે તેના ડરથી તેનું જિગર ધડકી રહ્યું હતું.

લયલાને આવી પડનારી આફતના ડરથી ગભરાઇ ગયેલી હાલતમાં જોતાં જ શાહજાદા શહેરિયારે કહ્યું.

"લયલા ! ડર નહિ. તારે હરગીઝ ફિક્ર કરવાની જરૂરત નથી." આમ કહીને શાહજાદા શહેરિયારે બીજી તરફ નજર ફેંકી તો રોશનઆરાને ત્યાં ઊભેલી જોઇ શાહજાદો શહેરિયાર ગુંચવાયો.

"કોણ, રોશન ? શાહી રંગમહાલમાં રહેનારી મુલાયમ નાઝનીન મયદાને જંગમાં ? રોશન ! જંગે મયદાન જ્યાં શમશીરના દાવ ખેલાતાં ખૂનની નદી વહે છે ત્યાં આવવાની તને શી જરૂરત પડી ?"

"શમશીરના દાવ ખેલી ફત્તેહ મેળવવા મયદાને જંગમાં ગયેલા સિપાહીના ઇશ્કના રંગ જોવા. શહેરિયાર! તારા આ રંગઢંગ તને દિલ્લી અને આગ્રાના તાજોતખ્તનો માલિક બનાવવામાં બિલકુલ મદદગાર થશે?" સ્હેજ ગુસ્સાભર્યા આવાજે રોશનઆરા શહેરિયારને કાંઇ પણ જવાબ આપે તે પહેલાં બાદશાહબેગમ નુરજહાને પૂછ્યું.

"હરગીઝ નહિ." શાહજાદા શહેરિયારે ધીમા છતાં મક્કમ આવાજે જવાબ આપ્યો.

"તો પછી તને બાદશાહ બનાવવા માટે આ પરેશાની અને તકલીફ હું ઉઠાવી રહી છું તે ફિઝૂલ છે તેમ જ મારે સમજવું ને?"

"તેમાં ખ્યાલ દોડાવવાની જરૂરત જ ક્યાં છે? મોગલ રિયાસતનો કાંટાળો તાજ પહેરી પરેશાની અને તકલીફમાં દિવસો પસાર કરવા કરતાં સનમ અને શિરાઝી......"

શાહજાદો શહેરિયાર આગળ બોલવા જતો હતો તેને અટકાવીને બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"તું આ સુખન કોની પાસે બોલે છે તેનો તને ખ્યાલ છે?"

"બાખુશીથી. મારી પ્યારી મહેરદાર રોશનની અમ્માજાન મહેરઉન્નીસા બેગમ મારી આજે સખ્ત તપાસ ચલાવી રહેલ છે, તે હું પૂરાતોરથી પિછાણું છું."

"લેકીન મયદાને જંગમાં સનમ અને શિરાઝી........" બાદશાહબેગમ નુરજહાન એક હરફ પણ આગળ કાઢે તે પહેલાં તેને અટકાવતાં શાહજાદા શહેરિયારે કહ્યું:–

"બાદશાહબેગમ, જો મારો છેવટનો નિર્ણય–મારા દિલની તમન્નાથી પૂરેપૂરા વાકેફગાર બનવાની ખ્વાહિશ ધરાવતા હોવ તો જાણી લ્યો કે, મયદાને જંગમાં જઇ શમશીરના દાવ ખેલવા કરતાં સનમ અને શિરાઝીની લહજ્જત ઉડાવવી બાખુશીથી મને મંજૂર છે."

"જંગે મયદાનમાં ફત્તેહ મેળવ્યા પછી—"

"બાદશાહબેગમ! તમો શહેરિયારના દિલને પિછાની શક્યાં નથી. હું હરગીઝ જંગમાં જવાની તમન્ના ધરાવતો નથી."



લયલાના કાતિલ ચશ્મોએ શાહજાદા શહેરિયારને ઔર પાગલ બનાવ્યો
અને તેથી લયલાના ગુલેઅનાર મિસાલ લબ પર બોસાની રમઝટ મચાવી
તેની લજ્જત લૂંટવામાં તે મશગૂલ બની ગયો. પૃષ્ઠ ૨૦૫.

"લેકીન તેમ કરવાનો કોઇ સબબ?"

"તેમાં સબબ જેવું શું છે? આ બદનમાં લોહીનું એક પણ ટીપું હશે ત્યાં સુધી હું.........."

"શહેરિયાર! બિલકુલ ગફલતમાં ન રહેતો કે, હું જે દાવપેચ ખેલું છું તે ફક્ત બાદશાહ સલામતના તાજ અને તખ્તનો તને માલિક બનાવવા માટે જ છે. તે સિવાય મારા દિલમાં હરગીઝ તમન્ના નથી." બાદશાહબેગમ નુરજહાને શાહજાદા શહેરિયારને બોલતો અટકાવીને કહ્યું.

"લેકીન હું હરગીઝ મોગલ સલ્તનતનો માલિક બનવાની ઉમ્મીદ ધરાવતો નથી. સનમ અને શિરાઝની લહજ્જત પાસે મને મોગલ રિસાયતના તાજની બિલકુલ કિંમત નથી."

"શહેરિયાર! તું નાદાન બચ્ચું હોવાથી તારા ફાયદાની વાત પણ સમજી શકતો નથી—તારા ફાયદાનો તને બિલકુલ ખેઆલ હોય તેમ માલૂમ પડતું નથી. તું પોતે—ખુદ દિલ્લી અને આગ્રાની શહેનશાહતનો માલિક બનવાને તૈયાર હોય કે નહિ, તેની મને બિલકુલ પરવાહ નથી. હું મારી બેટી રોશનને બાદશાહબેગમ બનાવવાની પૂરાતોરથી ખ્વાહિશ ધરાવું છું અને મારા દિલની આ ઉમ્મીદ બર આવે તે માટે તારે મારા ફરમાનને હરગીઝ તાબે થવું પડશે." બાદશાહબેગમ નુરજહાને ઘણી જ મક્કમતાથી તેના દિલની હકીકત શાહજાદા શહેરિયારને જણાવી.

"લેકીન મારા દિલમાં બાદશાહ બનવાની બિલકુલ ઉમ્મીદ નથી."

"અને હું બાદશાહબેગમ બનવા કરતાં મારા દિલના માલિકની..."

"નાદાન! લડકી! જબાન બંધ કર. કમઅક્કલ છોકરી, લાભ અગર ગયર લાભ શું ચીઝ છે, તે તું કયાંથી પિછાની શકે?" રોશનઆરા તેનું વાકય ખતમ કરે તે પહેલાં અંગાર ઝરતી ચશ્મોએ રોશનઆરા તરફ નજર ફેંકતાં બાદશાહબેગમ નુરજહાન બોલી.

"લયલા! શિરાઝીનો જામ લાવ." બાદશાહબેગમ નુરજહાનને ચીડવવા ખાતિર પૂરાતોરથી શાહજાદા શહેરિયારે કહ્યું.

"મારા ફરમાનનો ભંગ કરી જો એક પણ કદમ આગળ ભર્યું છે, તો જિંદગી હરગીઝ સલામત નથી." બાંદી લયલા તરફ ખૌફનાક નજર ફેંકતાં બાદશાહબેગમ નુરજહાન બોલી.

"લયલા! બિલકુલ ડરવાની જરૂરત નથી, હું શહેનશાહ જહાંગીરનો શાહજાદો શહેરિયાર તને હુકમ ફરમાવું છું કે, ફોરન શિરાઝી હાજર કર."

"શહેરિયાર! બાંદી તો શું લેકીન ફોજના સિપેહસાલાર કે, કાજીની પણ તાકાત નથી કે, નુરજહાનના ફરમાન પાસે શર ન ઝુકાવે."

"તો પછી હું તમારા ફરમાનને હરગીઝ તાબે થવાને તૈયાર નથી." શાહજાદો શહેરિયાર તુમાખીભર્યા આવાજે બોલ્યો.

"તારે મારા ફરમાનને ખરા દિલથી અને પુરાતોરથી અમલમાં મૂકવું જ પડશે."

"બાખુશીથી અને તે જામેશિરાઝી અને હુસ્નપુર નાઝનીનોની જવાનીની–લહજ્જત લૂંટવાના."

"શહેરિયાર!"

શહેનશાહબાનુ નુરજહાનની ચશ્મોમાંથી આ સુખન બોલતાં અંગાર પયદા થયો હોય તેવો રોશનઆરાના દિલમાં ખ્યાલ પયદા થતાં જ બોલી ઊઠી.

"બાદશાહબેગમ—"

"રોશન! મામલો કાબૂની બહાર જતો હોવાથી તારે વચ્ચે પડવાની બિલકુલ જરૂરત નથી. મને મારા રસ્તે કામ કરવા દે." રોશનઆરાને બોલતી અટકાવી બાદશાહબેગમ નુરજહાન બોલી અને ફોરન બીજી જ પળે લયલા તરફ નજર ફેંકતાં કહ્યું.

"છોકરી! ફોરન અહીંથી ચાલીજા."

બાદશાહબેગમ નુરજહાનના મ્હોંમાંથી ઉપરના લબ્ઝ બહાર પડતાં જ લયલા કેમ જાણે મઔતનો પયગામ ન સાંભળ્યો હોય તેમ ધ્રુજી ઊઠી.

ત્યાં એક પળ પણ વધુ ઉભું રહેવું તેમાં જાન સલામત નથી, તેવો ખેઆલ તેના દિલમાં પયદા થતાં જ લયલા બાદશાહબેગમને કુર્નિશ બજાવી ફેરન ત્યાંથી રવાના થઇ ગઇ.

"રોશન! જવાબ આપ, તું મારા ફરમાનને તાબે થવાને તૈયાર છે કે નહિ? અને શહેરિયાર! તારો શો જવાબ છે?"

"તમારા હુકમને પૂરાતોરથી તાબે બનવું તે મારી ફરજ છે અને તેથી બાખુશીથી તેને તાબે થવા હું બિલકુલ તૈયાર છું." મામલો બદલાઇ ગયેલો જોતાં રોશનઆરા બોલી ઊઠી.

રોશનઆરાને આમ એકાએક બદલાઇ ગયેલી જોઇ શાહજાદા શહેરિયારના દિલમાં અજાયબી પયદા થઇ. બાદશાહબેગમ નુરજહાનના હુકમને તાબે થયા વગર હરગીઝ બીજો કોઇપણ જાતનો ઇલાજ નહિ હોવાથી શાહજાદા શહેરિયારે કહ્યું.

"જ્યારે બાદશાહબેગમના ફરમાનને તાબે થવામાં રોશન પોતાની ફરજ સમજે છે તો પછી તે પ્રમાણે ચાલવાની મારી હરગીઝ ફરજ નથી?"

"બિલકુલ ઠીક." કાંઇક સંતોષ પયદા થતાં શહેનશાહબાનુ નુરજહાને કહ્યું.

"લેકીન મને મયદાને જંગમાં શમશીરના દાવ ખેલવા મોકલવા કરતાં સનમ—અને શિરાઝીના જંગમાં મોકલવામાં આવે તો હરગીઝ ફત્તેહ મારી કદમબોસી કરતી આવે તેવો મારા દિલનો ખેઆલ છે, છતાં પણ......"

"તું પૂરાતોરથી મારો હુકમ ઉઠાવવાને તૈયાર છે, એ જ તારો જવાબ છે ને?"

"જરૂર."

"જો એમ જ છે તો દિલ પર કાબૂ જમાવી શમશીર લઇને મયદાને જંગમાં જવાને તૈયાર થઇ જા. આવતી કાલે મગરેબની નમાઝ પછી આફતાબની રોશની આલમ પર પથરાતાં જ જંગે મયદાનનાં નગારાં ગગડશે અને તેમાં ભીમસિંહ, મહોબ્બતખાન અને મને મળેલા

સમાચાર જો બિલકુલ સાચા હોય તો શાહજાદો ખુર્રમ પણ આપણી સામે મયદાને જંગમાં કિસ્મતનો દાવ અજમાવવા માટે બહાર પડનાર છે. તેમાં આપણા કિસ્મતનો દાવ પૂરાતોરથી પોબાર પડે તે માટે હરગીઝ કાળજી રાખી તારે કોશિશ કરવાની છે, કારણ કે આવતી કાલની ફત્તેહપર મારા, તારા અને રોશનના અયશઆરામનો પૂરતો આધાર છે.” આમ કહીને બાદશાહબેગમ નુરજહાન, રોશનઆરા તથા શાહજાદા શહેરિયારને લઇને દિલ્લીની રિયાસતના માલિક જહાંગીરની પાસે જવાને રવાના થઇ ગઇ.

---

## પ્રકરણ પચ્ચીસમું

### શાહી ફરમાન

“**આલમના માલિકની કરામતથી** કોણ વાકેગાર બની શકયું છે ? ખુદાપાકની દોરી સંચારનો ભેદ ઉકેલયો તે ઇન્સાનની તાકાત બહારની વસ્તુ નથી ? અયશ, આરામ, રિયાસત અને આલમ પર ઇન્સાનની નજરે કિંમતી ગણાતી કઇ ચીઝ મારી પાસે નથી ? માહતાબની રોશની મિસાલ તેના રૂપની રોશની રૂંફી સારાયે રંગમહાલને તરબતર બનાવે તેવી પરીસુરત નાઝનીન મારી મહેરદાર—મોગલ રિયાસતની મલ્કા છે. રહેમદિલ પાકપરવરદિગારની દુવાથી ચાર ચાર બેટાનો હું બાપ છું લેકીન—”

આમ બોલતાં બોલતા મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરનું ગળું રૂંધાઇ ગયું. તે આગળ એક લબ્જ પણ બોલી શકયો નહિ. બીજી જ પળે તેની ચશ્મોમાંથી આંસુ નીકળી પડયાં, શહેનશાહ જહાંગીરના દિલમાં સખ્ત દર્દ પયદા થયું હોવાથી તે મોટા આવાઝે બોલી ઉઠયો.

“અય મૌલા ! મારી આ અવસ્થામાં—જંફ હાલતમાં પણ શું મારા માટે આરામ અને શાન્તિ હરગીઝ નથી લખાયાં ? શહેનશાહ

બાબરે સખ્ત પરેશાની અને મુશ્કિલીમાં પસાર થઇ ખડી કરેલી આ મોગલ સલ્તનતના પાયા શું મારી જિંદગીની છેલ્લી હાલતમાં જ ઉખડી જશે ? મોગલ રિયાસત તારાજ બનશે અને આ "ડગમગતી શહેનશાહત"ને કોઇ ઉપાયે બચાવી શકાય તેમ નથી તે મારે જોવું પડશે ? મોગલ સલ્તનતના તાજ અને તખ્તનો ખરો હક્કદાર—મોગલ શહેનશાહતના વલીઅહદ શાહજાદા ખુશરૂનો બિલકુલ પત્તો નથી, શાહજાદા પરવીઝનું ખૂન થયું બલ્કે મોગલ છાવણીમાં જ તેને કત્લ કરી નાખવામાં આવ્યો તેમ કહું તો હરગીઝ ખોટું નથી. જ્યારે ત્રીજો શાહજાદો ખુર્રમ લેકીન તાજ અને તખ્તના મોહમાં ફસાઇ ખુદ તેના વાલિદ સામે જ શમશીર ઉઠાવીને મયદાનમાં પડ્યો છે !"

આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીર એકાએક ખેઆલમાં મસ્ગૂલ બની ગયો, કેટલોક વખત આમ ખેઆલમાં જ પસાર કર્યા પછી તે ફરી બોલ્યો:

"બાપ અને બેટા વચ્ચે લડાઈ? બેટા તાજ અને તખ્તને ખાતિર–રાજ્ય સત્તાને માટે પોતાના જ પિદરની સ્હામે શમશીર ઉઠાવવાને તૈયાર થયો છે ત્યારે બાપ પોતાના પ્યારા સંતાન–બાળકોને લેકીન તેની ફરજનો ખેઆલ આપવા ખાતિર શમશેર ચલાવશે ? મારા દિલમાં આ શું થઇ રહ્યું છે ? અને આ આવાઝ મારા કાન સાથે શાના અથડાય છે ? ખુર્રમ આટલો બધો સ્વાર્થી ? નહિ, હરગીઝ નહીં. મારૂં દિલ બાપોકાર કરીને કહી રહેલ છે કે શાહજાદો ખુર્રમ તેના વાલિદ સામે હરગીઝ તલવાર નહિ ઉઠાવે. શેતરંજના દાવ કેવી રીતે ખેલાય છે તેનાથી હું બિલકુલ વાકેફગાર નથી. શું કાંઇ દાવપેચની રમત તો નહીં ખેલાતી હોય ?" આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીર પાછો ખેઆલમાં મસ્ગૂલ બની ગયો.

"શાહજાદા ખુર્રમને દિલ્લી અને આગ્રાનો તાજ મારી હૈયાતીમાં–મારી જિંદગી દરમ્યાનમાં જોઇતો હોય તો તે ભલે શમશીર ઉઠાવે લેકીન હું પોતે ખુદ મારા બેટા પર મારો હાથ હરગીઝ નહિ

ઉઠાવું. શાહજાદા ખુશરૂ અને પરવીઝ પછી મોગલ રિયાસતના તાજે-તખ્ત પર શાહજાદા ખુર્રમનો અધિકાર–હક્ક હોવા છતાં—"

આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીરનું દિલ ભરાઈ આવ્યું અને બીજી જ પળે તે ડુસ્કે ને ડુસ્કે રડી પડયો.

"આ શું મોગલ સલ્તનતના માલિકની આંખમાં—ચશ્મોમાં આંસુ? મારા દિલના માલિક! આટલી બધી ઉદાસીનતાનું કોઈ કારણ?" શહેનશાહ જહાંગીરની નજદિક આવી પહોંચતાં જ શહેનશાહ જહાંગીરને રડતો જોઇ બાદશાહબેગમ નુરજહાન બોલી.

"નુર! મારી જિંદગીના આરામ અને જવાનીની લહજ્જત! મોગલસલ્તનત પર આફત આવી પડવાના ભણકારા મારા કાન સાથે પૂરજોશથી અથડાઇ રહ્યા છે."

"આફત! અને તે મોગલસલ્તનત પર? બિલ્કુલ વજૂદ વગરની હકીકત છે. શહેનશાહ સલામત સ્હામે શર ઊંચું કરવાની તાકાત ધરાવતો હોય તેવો કોઇ પણ ઇન્સાન સારા હિંદુસ્તાનમાં નજર ફેંકતાં હું ખોળી શકતી નથી." સ્હેજ મગરૂર થતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"નુરે ચશ્મ! મારા આરામ અને લહજ્જત માટે પરેશાની ઉઠાવવાને હરગીઝ તૈયાર રહેનાર દિલબર! આ ઘરભેદુના આપસઆપસના ઝઘડા રિયાસતનો એક દિવસ નાશ કરાવશે તેમ પૂરાતોરથી મારૂં દિલ મને પોકારીને કહી રહ્યું છે."

"અને તેથી જ મોગલ સલ્તનતના પાયા ઔર મજબૂત બનાવવા માટે હું જહાંપનાહને તકલીફ આપીને મયદાને જંગ સુધી લઇ આવવાની હિંમત કરી ચૂકી છું."

"બાપ અને બેટાની લડાઈ મોગલ રિયાસતને કેવી રીતે મજબૂત બનાવી શકશે?" આમ કહીને શહેનશાહ જહાંગીર કેટલોક વખત સુધી બાદશાહબેગમ નુરજહાનના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"પયદા થતી બિમારી અને તાકાત જમાવતા દુશ્મનનો ફોરન નાશ કરી નાખવો, તે હરકોઇ ઇન્સાનની પહેલી ફરજ છે. રિયાસત પર

હકુમત ચલાવવા માટે પૂરી તરાહથી દૂર અંદેશી વાપરવાની ખાસ જરૂરત હોય તેમ મને જણાઇ રહ્યું છે. આ સવાલ શાહજાદા ખુર્રમનો નથી લેકીન—" આમ કહીને શહેનશાહ જહાંગીરના ચ્હેરાપરના ભાવ પિછાની લેવા માટે બાદશાહબેગમ નુરજહાન જોઇ રહી.

"તું જે કહેવાની ખ્વાહિશ ધરાવતી હોય તે બિલકુલ છુપાવ્યા વગર શા માટે જણાવતી નથી ?"

"તેનું કારણ લેકીન એ જ છે કે—"બાદશાહબેગમ આગળ એક લબ્જ પણ બોલ્યા વિના ચુપ બની ગઈ.

"નુર ! આ ચુપકીદીનો કાંઇ સબબ ?"

"સબબ ? એ તમારા દિલને પૂછો."

"એટલે ?"

"બીજું શું ? શહેનશાહત સામે બંડ જગાડનાર પોતાનો બેટો હોય કે મામૂલી ઇન્સાન હોય લેકીન—"

"તું શું કહેવાની ખ્વાહિશ ધરાવે છે, લખ્તેજિગર ?"

"બન્નેનો ગુન્હો સરખો જ છે અને આવો સખ્ત ગુન્હો કરનારને હરગીઝ બિલકુલ પક્ષપાત રાખ્યા વિના સજા થવી જ જોઇએ; પછી તે પોતાની બેટી, હોય બેટો હોય કે મહોરદાર, તેનો બિલકુલ ખ્યાલ કરવાની જરૂરત નથી." પોતે ફેંકેલા શેતરંજના દાવને આબાદ પાર ઉતારવાની કોશિશ કરતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"બાદશાહ સલામત ! બિલકુલ ગફલતમાં નહીં રહેતા. આ મામૂલી સવાલ નથી લેકીન ઇજ્જતનો સવાલ છે. આજે શાહજાદા ખુર્રમને પોતાનું હથિયાર બનાવી મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન જો એક વખત દાવમાં જિત્યા તો તમારા જિગરમાં લખી રાખો કે, મોગલસલ્તનતને માટે હરગીઝ આફત પયદા કર્યા વગર નહિ જ રહે અને તેથી શાહજાદો ખુર્રમ તો નાદાન બચ્ચું છે, લેકીન મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાનને પૂરી શિકસ્ત આપી

બંડખોર—નાફરમાન બનવાની શું નસ્યત મળે છે તેનો પૂરાતોરથી પાઠ પઢાવવાની જરૂરત છે."

આમ કહીને શહેનશાહ જહાંગીરના દિલનું માપ કાઢવાના ઇરાદાથી બાદશાહખાનુ નુરજહાન શહેનશાહ જહાંગીરના ચસ્મો તરફ એકી ટસે જોઇ રહી.

શહેનશાહખાનુ નુરજહાનના પળે પળે આછું આછું મરકતા ગુલેલાલા મિસાલ ચ્હેરાપર ચમકતી માહતાબની રોશનીમાં પળ ભરને માટે શહેનશાહ જહાંગીર ભાન ગુમાવી બેઠો. તેના દિલમાં હુસ્નના બાજારમાં રૂપની રોશની પાથરતા આ ફૂલડાંને ચૂંટવાની તમન્ના પયદા થતાં જ તે સ્હેજ બાદશાહબેગમ નુરજહાનની નજદિક આવ્યો અને મોગલ રિયાસતની મલ્કા નુરજહાનનો મુલાયમ હાથ પોતાના હાથમાં લેતાં બોલ્યો.

"મહારાણા ભીમસિંહ અને મહોબ્બતખાન બાબતમાં કાંઇક ગયર સમજ પયદા થઇ હોય તેવો મને ખ્યાલ આવે છે. કારણ કે તેઓ હરગીઝ કોઇ કારણ વગર જોખમભર્યું પગલું ઉઠાવે તેમ બિલકુલ હું માની શકતો નથી."

"જહાંપનાહ સલામતે બિલકુલ ઠીક કહ્યું. શાહજાદો ખુર્રમ મહારાણા સાહેબ અને મહોબ્બતખાનનો જાની દોસ્ત છે તેનાથી તો શહેનશાહ સલામત બિલકુલ ઠીક વાકેફગાર હશે જ, અને તેથી મહારાણા સાહેબ અને મહોબ્બતખાને તેને દિલ્લી અને આગ્રાની રિયાસતનો માલિક બનાવવા આ જોખમ ઉઠાવ્યું છે, તેમાં ખ્યાલ દોડાવવા જેવી જરૂરત જ કયાં છે?" પોતાના કાતિલ ચસ્મોમાંથી દિલને વીંધી નાખે તેવી અદાથી રોશની ફેંકતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"જો તેવી જ હકીકત હોય તો પછી ખરી બિના શી છે તેનાથી મહારાણા સાહેબ અને મહોબ્બતખાનને માહિતગાર કરવાની જરૂરત નથી જણાતી?"

"બાદશાહ સલામત તેઓને કઇ હકીકતથી વાકેફગાર બનાવવાની તમન્ના સેવે છે?"

"બીજી કઇ હોઇ શકે ? શાહજાદા ખુશરૂનો બિલકુલ પત્તો નથી અને પરવીઝ ! ગરીબ બિચારો ! આ આલમ પર હવે નહિ હોવાથી શાહજાદો ખુર્રમ જ તેના કિસ્મતની કરામતને લીધે મોગલ રિયાસતનો આપોઆપ માલિક બની જતો હોઇ તેમના દિલની મુરાદ બર આવે છે અને તેથી સિપાહીઓનું ખૂન રેડવાની બિલકુલ જરૂરત રહી હોય તેમ મને જણાતું નથી."

"મારા માલિક ! હિન્દુસ્તાનની શહેનશાહતના માલિક પોતાનો માનમરતબો છોડી મહારાણા ભીમસિંહ અને મહોબ્બતખાન જેવા મામુલી ઇન્સાનને આ હકીકત કહેવરાવે તેમાં મોગલ શહેનશાહતની અને જહાંપનાહની ઇજ્જતનો સવાલ પયદા થતો હોઇ મારા બદનમાં ખૂનનું છેલ્લું ટીપું પણ હશે ત્યાં સુધી તો હું હરગીઝ તેમ કરવા દેનાર નથી જ." ગોઠવેલી બાજી અચાનક પલટાઇ જતી જોઇ પળે પળે શેતરંજના દાવના પલ્ટાતા રંગને તેની અસલ રંગતમાં જ રહેવા દેવાની કોશિશ કરતાં બાદશાહ બેગમ નુરજહાને કહ્યું.

"તારૂં કહેવું બિલકુલ સચ છે, લેકીન તું જણાવે છે તેવા મામૂલી ઇન્સાન રાણાસાહેબ કે મહોબ્બતખાન નથી. તેઓને દુસ્મન બનાવવા કરતાં દોસ્ત બનાવી લેવા મોગલ સલ્તનતને માટે હરગીઝ ફાયદાકારક છે."

"તેઓ ગમે તે હોય લેકીન હિન્દુસ્તાનના માલિક તો નથી ને ?"

"લેકીન બીરાદરી—દોસ્તી કરવાને બિલકુલ લાયક છે."

"આ હું શું સાંભળું છું ? મોગલ સલ્તનતના માલિકના મ્હોંમાં આ સુખન ? હરગીઝ તે મારા કાને પડતાં જ હું તાજ્જુબ બની જાઉં છું. બંડખોર સાથે મુહબ્બત કે દોસ્તી હરગીઝ હોઇ શકે ?"

"આખુશીથી નુર ! તેઓના દિલાવર દિલથી તું બિલકુલ વાકેફગાર નથી અને તેથી જ........"

"મને પૂરતો ડર છે કે, શહેનશાહ સલામતની આ ભલાઇ અને ઉદારતાનો તેઓ હરગીઝ ગયર લાભ ઉઠાવશે. મારા માલિકની આ

દિલ દિલાવરીને તેઓ નબળાઇ સમજશે અને......" શહેનશાહ જહાંગીરને બોલતો અટકાવી શહેનશાહબાનુ નુરજહાન પોતાનો દાવ પૂરાતોરથી બર લાવવા બોલી ઊઠી.

"લેકીન તેઓના માટે હું હરગીઝ તેવો ખેઆલ લાવી શકતો નથી."

"તેનો કાંઇ સબબ ?"

"કારણ કે તેઓના દિલને હું પૂરી તરેહથી પિછાનું છું. તેઓ હરહંમેશ આફત અને પરેશાનીમાં સપડાઇ ગયેલાઓના જ મદદગાર હોય છે."

"તો પછી આપનો આ ખેઆલ આપે ફોરન બદલાવવો પડશે. કારણ કે મોગલ રિયાસતનો માલિક લેકીન જાન બચાવવાની ખાતિર બંડખોરોને દોસ્ત બનાવવાની કોશિશ કરી રહેલ છે તેવી હકીકત બહાર પડે તેના કરતાં હું હરગીઝ મઓતની મુલાકાત કરવાને તૈયાર છું. આમ કરવાથી તો સલ્તનતમાં આજે જે કડપ અને દોર છે તે નરમ પડશે ઉપરાંત બંડખોરો ઔર મજબૂત બનશે. મોગલ શહેનશાહ સામે શહેનશાહત સામે તલવાર ઉઠાવી બંડખોર બનવામાં કેટલું જોખમ છુપાયેલું છે તે તલવાર ઉઠાવનારને તલવારથી જ બતાવવાની હરગીઝ જરૂરત છે. કારણ કે તમોએ બતાવેલા રસ્તે જતાં મોગલ સલ્તનતની આબરૂ અને ઇજ્જત મીટ્ટીમાં મળી જવાનો મને પુરતો ડર છે અને તેથી તે મને બિલકુલ પસંદ નથી.

"મહારાણા ભીમસિંહ અને મહોબ્બતખાન જ્યારે શહેનશાહતને બેવફા બની ખુલ્લી રીતે મયદાને જંગમાં આવ્યા છે તો પછી મયદાને જંગમાં શમશીરથી જ શા માટે તેનો ફેંસલો ન કરી નાખવો ? આપણને પણ તેઓની તાકાતનું માપ મળી આવશે અને જો તેમની તાકાત મજબૂત જણાય તો તેમને દોસ્ત બનાવવાની કોશિશ કોઇ પણ પળે કરી શકાય તેમ છે." બાદશાહબેગમ નુરજહાને પોતાનો ફેંકેલો દાવ પૂરા તોરથી બર લાવવા માટે બે જાતની ચાલ ચલાવતાં જણાવ્યું.

શહેનશાહબાનુ નુરજહાનના ઉપરના સુખન સાંભળતાં શહેનશાહ જહાંગીરના દિલમાં ગડમથલ પયદા થઇ કયો રસ્તો લેવો તે શહેનશાહતને માટે વધુ ફાયદાકારક છે, તેના કોઇ પણ જાતના નિશ્ચય પર નહિ આવી શકતાં તે ચુપ રહ્યો. શહેનશાહ જહાંગીરને આમ ચુપ રહેલો જોઇ પોતાનું ધારેલું આબાદ રીતે પાર પડે તેવી જાતનો દાવ ફેંકતાં બાદશાહબેગમ નુરજહાન બોલી.

"જહાંપનાહ સલામતને આ બાબતમાં બિલકુલ તકલીફ ઉઠાવવાની જરૂરત નથી. લોંડી ગમે તે જાતની તકલીફ આવી પડે તેને પહોંચી વળવાને પૂરતી તાકાત ધરાવે છે. દુશ્મનને હરગીઝ નમતું આપવું જોખમકારક છે અને તેથી મારા માલિક! તમોએ જણાવેલા માર્ગે પગ મૂકવો તે શહેનશાહતની કબર ખોદવાની ગરજ પૂરી પાડે તેવો મને બિલકુલ ડર છે. મોગલ શહેનશાહતની ઇજ્જતને પૂરા દોરદમામમાં સલામત રાખવી તેવો મક્કમ ખ્યાલ મારા દિમાગમાં ઘર કરી રહેલ છે અને તેથી શમશીરના દાવ ખેલ્યા વગર હરકોઇ બીજો રસ્તો નહીં હોવાથી પુરાતોરથી એક વખત શમશીરનો જંગ જામવા દો." પોતાના બદનમાંથી ટપકતી રોશનીમાં શહેનશાહ જહાંગીરને પાગલ બનાવવાની કોશિશ કરતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"મોગલ સલ્તનતની મલ્કા! હરગીઝ તેમ જ થશે. નુરેચશ્મ! બાદશાહતનો કારભાર ચલાવવામાં તું મને કેટલી મદદગાર બને છે? મારા આરામ અને લહજ્જત પાછળ તું કેટલી ફિક્ર ઉઠાવે છે, તેનાથી હું બિલકુલ વાકેફગાર નથી તેવો હરગીઝ ખ્યાલ ન ધરાવતી. મહારાણા ભીમસિંહ અને મહોબ્બતખાનને મોગલ શહેનશાહ જહાંગીર સ્હામે બંડ ઉઠાવવાથી કેવું માઠું પરિણામ આવે છે, તેની પૂરેપૂરી હું ખાતરી કરાવી આપીશ. તેઓની દોસ્તીને માટે હવે હું હરગીઝ હાથ લાંબો કરનાર નથી, લેકીન તેઓને પૂરેપૂરી શિકસ્ત આપી ગુન્હાની મોઆફી માટે મારા કદમમાં શર ઝુકાવવું પડે તેવી ફરજ પાડીશ, અને મારા દિલના આરામ અને લહજ્જતની પુતળીના મ્હોંમાંથી બહાર નીકળેલા

સુખન હું પૂરાતોરથી બર લાવવાની કોશિશ કરીશ." આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીરે બાદશાહબેગમ નુરજહાનને પોતાની ગોદમાં જકડી તેના પરવાળા મિસાલ લબપર લબ મિલાવી દીધા.

"મોગલ સલ્તનતનો માલિક તેમની સામે ઊંચી નજરે જોનારને પૂરેપૂરી નસ્યત પહોંચાડવાના વિચાર–ખેઆલપર મક્કમ હોવાથી કોની તાકાત છે કે, મોગલ રિયાસતના માલિક તરફ બેવફા બનવાની હિંમત કરી શકે? અને જો તેમ કરવાની મૂર્ખાઇ કરી તો મારા હાથ તેને પહોંચી વળવાને પૂરતી તાકાત ધરાવે છે. બેવફા બનવાની કોશિશ કરનારને તો એવી હાલતે પહોંચાડવા જોઇએ કે, પછી તેમની જિંદગીમાં તે માથું ઊંચકી ન શકે." શહેનશાહ જહાંગીરની ગોદમાં પડી પડી બાદશાહબેગમ નુરજહાન બોલી.

શહેનશાહબાનુ નુરજહાનના કાચની પૂતળી મિસાલ બદનમાંથી ટપકતું હુસ્ન પળે પળે શહેનશાહ જહાંગીરના દિલપર મજબૂત કાબૂ જમાવ્યે જતું હતું. બાદશાહબેગમ નુરજહાનના પરવાળા મિસાલ લબ અને ગુલેલાલા મિસાલ ગાલમાં ઔર નજાકત જણાતી હતી. શહેનશાહબાનુ નુરજહાનની રૂપની રોશનીમાં પાગલ બની શહેનશાહ જહાંગીરે તેના નાજુક અને મુલાયમ બદનને પોતાની ગોદમાં જકડયું અને તેના ગુલેઅનાર મિસાલ ગાલપર બોસાની રમઝટ મચાવી.

"શિરાઝી." શહેનશાહ જહાંગીરના દિલમાં એકાએક શિરાઝીની તલબ પયદા થતાં તે બોલી ઊઠ્યો કે, ફોરન બાદશાહબેગમ નુરજહાને સુન્હરી જામમાં ઇસ્તંબોલી શિરાઝી રેડીને શહેનશાહ જહાંગીરના મ્હોં પાસે ધર્યો. ઉપરાઉપરી શિરાઝીના જામની લહજ્જત ઉડાવ્યા પછી શહેનશાહ જહાંગીર પૂરતી રંગતમાં આવી જતાં બોલ્યો:

"નુર ! બડી ફજરમાં આફતાબની સુન્હરી રોશની આલમ પર તેના કદમ પાડે તે પહેલાં મહારાણા ભીમસિંહ અને સિપેહસાલાર મહોબ્બતખાનની છાવણી પર પૂરાતોરથી તૂટી પડવાનું શાહી ફરમાન

સિપેહસાલારને પહોંચાડી દે. હું જોઉં છું કે, બંડખોરો દિલ્લી અને આગ્રાની રિયાસતના માલિક સામે બંડ ઉઠાવવાની કેટલી તાકાત ધરાવે છે." આમ કહીને શહેનશાહ જહાંગીર પળ બે પળ માહતાબ મિસાલ ચમકતા બાદશાહબેગમ નુરજહાનના ચ્હેરા તરફ જોઈ રહ્યો.

બીજી જ પળે મોગલ સલ્તનતની મલ્કા નુરજહાનના ચ્હેરા પર પવનથી ફરફર ઊડતી સુન્દરી બાલની લટો દૂર કરતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"જોહુકમ બાદશાહ ખુદાવંત" આમ કહીને તરત જ શહેનશાહ-બાનુ નુરજહાને શાહી ફરમાન લખી તેનાપર પોતાની મહોર લગાવી અને બાંદીને બોલાવી સિપેહસાલાર બહેરામખાનને તાકીદે પહોંચાડવાને રવાના કરી દીધી.

"ખરી રંગત તો હવે જ જામશે. હવે મને પૂરાતોરથી યકીન છે કે, મારા દિલની ઉમ્મીદ હરગીઝ બર આવશે અને શેતરંજની રમતનો ફેંકેલો દાવ તેનું જોઈતું પરિણામ લાવશે. મારી બેટીના શૌહર શાહજાદા શહેરિયારને મોગલ સલ્તનતનો માલિક બનાવવાની મારી તમન્ના બાદશાહબેગમ નુરજહાન પછી તેની બેટી રોશનને પણ બાદ-શાહબેગમ બનાવવાની ખ્વાહિશ હરગીઝ બર આવશે."

આમ બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાનની ચશ્મોમાં ઔર રોશની પયદા થઈ. શહેનશાહબાનુ નુરજહાનના બદનમાં અજબ જાતની રોશની પયદા થયેલી જોતાં જ શહેનશાહ જહાંગીર પણ ભાન ગુમાવી સારી આલમમાં લેકીન બાદશાહબેગમ નુરજહાનની નજાકતભરી તસ્વી-રને જોવામાં મશ્ગૂલ બની ગયો.

---

## પ્રકરણ છવીસમું

## નવી રોશની

**માહતાબ** પૂર બહારમાં આલમપર તેની રૂપેરી ચાદર બીછાવી પોતાની રોશનીનું સામ્રાજ્ય જમાવી રહેલ હતો. માહતાબના ઠંડા, મીઠાં કિરણો–માહતાબની દિલચસ્પ રોશની ઇન્સાનના દિલમાં આનંદ અને ખુશાલી પયદા કરી રહ્યા હતા ત્યારે આલમપર–આ ફાની દુનિયામાં એક ઇન્સાન એવો હતો જેના દિલમાં ખુશાલી અને આનંદ તથા આરામ બિલકુલ નજરે પડતાં નહતાં. આ ઇન્સાન એક મામૂલી આદમી નહતો, લેકીન મોગલ સલ્તનતનો માલિક શાહેનશાહ જહાંગીર હતો. તેના દિલમાં બિલકુલ આરામ કે ચેન નહતું. તેનું જિગર અંગાર મિસાલ ભડભડાટ જલ્યા કરતું હોવાથી માહતાબની પળભર દિલને તરબતર બનાવી દે તેવી રોશની તેના જિગરપર હરગીઝ અસર પયદા કરી શકતી નહતી. કેટલોક વખત ખેઆલમાં ને ખેઆલમાં પસાર કર્યા પછી તે બોલી ઊઠયો.

"શાહજાદો ખુર્રમ તાજોતખ્ત મેળવવા માટે પોતાના જ વાલિદ સામે શમશીર ઉઠાવે તેવો ખેઆલ કરવો તે હરગીઝ બેવજૂદ જેવું નથી? બિરાદરીની મુહબ્બતમાં પાગલ બનીને ગ્વાલિયરના કિલ્લામાં રાજકેદી તરીકે રાખવામાં આવેલ શાહજાદા ખુશરૂપર રહેમ ગુજારી તેના ગુનાની મોઆફી આપવાની અરજ મારા કદમમાં પેશ કરી હતી તે તેના પિદર તરફ બેવફા બને તેવો ખ્વાબમાં પણ ખેઆલ કરવો તે હરગીઝ બેવકુફાઇ નથી? નુરજહાન શાહજાદા ખુર્રમને બંડખોર સાબિત કરવાની કોશિશ કરે છે લેકીન—" આમ બોલતાં બોલતાં દિલ્લી અને આગ્રાના તાજોતખ્તનો માલિક ખેઆલમાં મશગૂલ બની ગયો.

"આ સાચું કે આ સાચું, તે જ સમજી શકાતું નથી. નુરજહાનના કહેવાપર પૂરતો ઇતબાર રાખવા જતાં શાહજાદા ખુર્રમને હરગીઝ ગયર ઇન્સાફ ન જ થવો જોઇએ અને કદાચ નુરજહાનના કહેવામાં

સચ્ચાઇ હોય તો મારૂં દિલ બાપોકાર કહી રહ્યું છે કે, આ જંગ કોઇ બીજી જ મુરાદ બર લાવવાને ખેલાઇ રહો હોવો જોઇએ.”

આમ બોલતાં બોલતાં કોઇ પણ જાતના નિશ્ચયપર નહિ આવી શકતાં શહેનશાહ જહાંગીર આસ્માનમાં ચમકતી ચાંદની તરફ જોઇ રહ્યો અને ખરી હકીકત શું છે તેનો તાગ કાઢવા સખ્ત કોશિશ કર્યા પછી તે બોલ્યોઃ

“દિવસ પછી દિવસ જેમ જેમ પસાર થતા જાય છે તેમ તેમ કોકડું વધુ ને વધુ ગૂંચવાતું જાય છે. નુરજહાન મહારાણા ભીમસિંહ અને મહોબ્બતખાનને પૂરેપૂરી શિકસ્ત આપી પોતાના જ વાલિદ સામે લેકીન તાજોતખ્ત ખાતર બેઇમાન બની શમશીર ઉઠાવનાર શાહજાદાની તરફદારી કરવાથી કેવી બૂરી હાલત થાય છે, તેની પૂરેપૂરી ખાતરી કરાવી આપવાના ખેઆલમાં મક્કમ છે ત્યારે.........”

મોગલ રિયાસતના માલિક શહેનશાહ જહાંગીરના દિલમાં હર પળે નવા નવા ખેઆલ પયદા થતા હોવાથી એકાએક તેના દિમાગમાં નવો જ ખેઆલ પયદા થતાં તે પૂરી તરેહથી સાવચેત બની ગયો અને હવે કેવી સિફતથી કામ કરવું કે, આ ગૂંચવાતું કોકડું આપોઆપ ખૂલી જાય તેના ખેઆલમાં જ તેણે કહ્યું.

“મહારાણા ભીમસિંહ તથા મહોબ્બતખાન સાથે દુશ્મનાઇ કરવી તે બિલકુલ સલાહકારક નથી. કારણ કે આ બન્ને જો દુશ્મન બને તો છેક મામૂલી દુશ્મન નહિ લેકીન મોગલ રિયાસતને પળભર તો આફત અને પરેશાનીમાં ધકેલી દેવાની તાકાત ધરાવે તેવા દુશ્મનો છે. મહોબ્બતખાન શહેનશાહતનો વફાદાર નોકર છે, જ્યારે ઉદેપુરના મહારાણા મોગલ શહેનશાહના દિલોજાન દોસ્ત હોવા છતાં તેઓને આ રસ્તો લેવો પડયો હશે, તેમાં પણ કાંઇ મજબૂત કારણ હશે જ, કારણ કે સિપેહસાલાર મહોબ્બતખાન કે મહારાણા ભીમસિંહ બન્નેમાંથી કોઇ બિલકુલ અક્કલમંદ આદમી નહિ, લેકીન પૂરા અક્કલબાજ ઇન્સાન છે, અને તેથી મોગલ રિયાસતના માલિક સામે

શમશીર ક્યા સબબસર ઉઠાવવાની તેઓને ફરજ પડી છે, તે હરગીઝ શોધી કાઢવાની જરૂરત છે."

આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીર પોતાના તંબુમાંથી નીકળી ને આસમાનમાં પૂર બહારમાં ચમકતી રોશનીમાં પોતાના દિલને બેહલાવવા માટે અને મોગલ છાવણીની રસમ અને હકીકતથી વાકેફગાર બનવાને છૂપા લેબાશમાં છાવણીમાં ફરવા લાગ્યો.

મોગલ છાવણીમાં હરએક જગ્યાએ અયશ, આરામ અને ખુશાલીનાં ચિહ્નો શહેનશાહ જહાંગીરની નજરે પડતાં હતાં. સિપાહી હોય કે અફસર હોય હરકોઇ અયશ અને આરામની લહજત લુંટવામાં પૂરાતોરથી મસ્ત હતા અને તેથી આ જંગે મયદાનની છાવણી છે તેવો બિલકુલ ખેઆલ પયદા થઇ શકતો નહતો. શહેનશાહ જહાંગીર તેના દિલ સાથે બોલી ઊઠયો.

"આ તે જંગે મયદાનની લશ્કરી છાવણી છે કે અયશ, આરામ અને લહજત લુંટવાનું સ્થાન? લશ્કરી કાનૂનનો હરગીઝ ક્યાંઇ અમલ થતો જણાતો નથી. છાવણીના પહેરેગીરો પણ તેમની ફરજ ચૂકીને દિલને બહેલાવવામાં મસ્ત બની ગયા છે—આરામની લહજત લુંટવામાં ચકચૂર બની ગયા છે. હિંદુસ્તાનના શહેનશાહની ફોજની આવી કંગાલ હાલત હરગીઝ શર્મ પયદા કરે તેમ નથી? લેકીન ફોજને આવી હાલતમાં લાવનાર કોણ?"

શહેનશાહ જહાંગીરના મ્હોંમાંથી ભાગ્યે જ ઉપરના લબ્ઝ બહાર પડયા હશે તેવામાં સંગીતનો મુલાયમ આવાઝ એકાએક તેના કાને પડતાં જ તે બોલી ઊઠયો.

"આ શું? દિલને હચમચાવી દે તેવો સંગીતનો મીઠો આવાઝ! અયશ આરામની હરેક ચીઝ શું શાહી લશ્કરી છાવણીમાં હાજર રાખવામાં આવે છે? જો હકીકત આવી જ હોય તો પછી લશ્કરની શિસ્તનું શું? લશ્કરી કાયદા કાનૂન તરફ અહીંઆ તો બિલકુલ ખેઆલ રાખવામાં આવતો હોય તેમ હરગીઝ જણાતું નથી. શું આવી તરહ-

થી જ લશ્કરી–ફોજી કાયદાઓ અમલમાં મૂકવામાં આવે છે? ફોજને આટલી બધી ખરાબ હાલતે પહોંચાડનારને હું પૂરેપૂરી નસ્યત આપીશ. જ્યારે લશ્કરના સિપાહીઓ ઇશ્ક અને મુહબ્બતના રંગે રંગાઇ શાહી છાવણીને મુહબ્બતના બાઝારના રૂપમાં ફેરવી બેઠા છે ત્યારે શાહજાદાના તંબુમાં કઇ જાતની રંગત જામી છે, તેની તપાસ કરવાની હરગીઝ જરૂરત છે."

આમ કહીને શાહી ફોજની હાલત જોતાં જ નારાજ બની ગયેલો શહેનશાહ જહાંગીર શાહજાદા શહેરિયારના તંબુ તરફ લશ્કરની કઢંગી હાલત પર વિચાર કરતો–ખેઆલ દોડાવતો જવાને આગળ વધ્યો.

"રોશન! દિલ્બર! આમ આવ. તારા નાજુક બદનને મારી ગોદમાં જકડવા દે અને તારા કાતિલ ચશ્મોમાંથી નીકળતી રોશનીથી મારા જિગરપર જાદુ જમાવી તારા બદનમાંથી માહતાબ મિસાલ ટપકતી રોશનીની લહજ્જત લૂંટવા દે. મારા દિલમાં જો કોઇ પણ જાતની તમન્ના હોય તો તે લેકીન તારા કમલની દાંડી મિસાલ હાથે શિરાઝીનો જામ ઉડાવવાની." આમ કહીને શાહજાદા શહેરિયારે તેના દિલની પૂતળી રોશનઆરાને પકડવાની કોશિશ કરી.

"શાહજાદા સાહેબ! હરગીઝ આપ એ ન ભૂલી જતા કે, આ શાહી રંગમહાલ નથી, લેકીન મયદાને જંગની લશ્કરી છાવણી છે અને તમો મોગલ સલ્તનતની લશ્કરી ટુકડીના વડા અફસર છો." પોતાના કાતિલ ચશ્મોમાંથી દિલને વીંધી નાખે તેવી ગજબનાક રોશની ફેંકતાં રોશનઆરાએ કહ્યું.

"રોશન! પ્યારી દિલ્બર! હું સઘળી હકીકતથી પૂરતો વાકેફગાર છું, લેકીન લશ્કરી રસમને તાબે થવાની શાહી ખાનદાનને માટે બિલકુલ જરૂરત નથી અને તેથી તારા મુલાયમ હાથે ઇરતબોલી શિરાઝીનો જામ આપી મારા દિલની પ્યાસ બુઝાવવાની તું કોશિશ નહિ કરે?"

આમ બોલતાં બોલતાં શાહજાદા શહેરિયારે રોશનઆરાનો કમળની દાંડી મિસાલ નાજુક હાથ પકડવાની ફરીથી કોશિશ કરી, લેકીન રોશનઆરા જરા દૂર ખસી ગઇ અને બોલી:

"મારા માલિક! હું તમારી લોંડી છું. તમારી ખિદમત ઉઠાવવાને હરગીઝ તૈયાર છું. મારા દિલ અને આ બદનપર મારા માલિકનો જ અધિકાર છે. તમારું દિલ ચાહે તેમ તેનો હરગીઝ ઉપયોગ કરી શકો છો, લેકીન તમે શાહી ફોજના-લશ્કરના વડા હોઇ લશ્કરી કાયદાને હરગીઝ માન આપવું, તેજ આપની ફરજ છે. તમો જ જો લશ્કરી કાનૂનનો ભંગ કરશો, તો પછી સિપાહીઓ શા માટે તેનો લાભ ઉઠાવવાની કોશિશ નહિ કરે? ફોજનો વડો જ જો કાનૂનનો ભંગ કરે તો પછી તે કાનૂનને તાબે થવાની સિપાહીઓને તમો ફરજ પાડી શકશો? હરગીઝ નહીં."

"રોશન! આ બધા કાનૂનો લેકીન મામૂલી ઇન્સાન માટે જ બનાવેલા હોય છે. શાહી કુટુંબ આવા કાનૂનોને તાબે થવાને હરગીઝ બંધાયેલું નથી." આમ કહીને શાહજાદા શહેરિયારે રોશનઆરાનો હાથ પોતાના હાથમાં લીધો અને બીજી જ પળે તેને ગોદમાં જકડી તેના ગુલેઅનાર મિસાલ ગાલપર બોસો લેવાની કોશિશ કરી.

"શાહજાદા સાહેબ! લોંડી બેઅદબી માટે મોઆફીની ઉમ્મીદવાર છે, લેકીન આ કમતરીન બાંદી આપના ખેઆલમાં પોતાનો આવાઝ હરગીઝ મીલાવી શકતી નથી. મારા માલિક ફોજના વડા તરીકેની જોખમદારી ઉઠાવી શાહી લશ્કરને મયદાને જંગમાં ઉતારવા માટે અહીંઆં સુધી લઇ આવ્યા છો, તો પછી મયદાને જંગ સર કરવાને કયારે શમશીરના ખેલ-દાવ ખેલવાનો ખેઆલ ધરાવો છો?"

"રોશન! આ જંગે મયદાનથી હું જેટલો દૂર ન્હાસવાની કોશિશ કરૂં છું, તેટલું જ તે મારી સ્હામે આવીને ખડું રહે છે. હું તલવાર-શમશીર ઉઠાવવા બાબતમાં હરગીઝ નારાજ છું. તે મને બિલકુલ પસંદ નથી. મારા દિલમાં તો બસ સનમની ગોદ અને શિરાઝીના જામની હરપળે મુહબ્બત પયદા થઇ રહેલી છે." આમ કહીને રોશનઆરાના બદનમાંથી ટપકતું ખીલતી જવાનીનું હુસ્ન જોવામાં તે મશ્ગૂલ બની ગયો.

"મારા માલિક! તમારે ખાતિર નહીં, પણ આ કમતરીન લોંડીની ખાતિર પણ તમારે મયદાને જંગમાં હરગીઝ જવું પડશે."

"બિલકુલ નહિ."

"તેનો કાંઇ સબબ ?"

"એજ કે મને પરીસૂરત નાઝનીનોના હુસ્નના બાઝારમાં જવાનું ગમે છે, લેકીન તલવાર-શમશીરનો ખણુખણાટ થતો હોય તેવા મયદાને જંગમાં જવાનું બિલકુલ પસંદ નથી."

"જો હકીકત આવી જ છે તો પછી શહેનશાહબાનુ—"

"રોશન ! એ બધી હકીકત એક પળને માટે તું બિલકુલ ભૂલીજા. મારા દિલની ઉમ્મીદ તો તારા જેવી જવાનીના બહારમાં ખીલતી અને માહતાબની રોશની મિસાલ ચમકતી બેહિસ્તની હુરોની જવાનીની લહજ્જત લુંટવાની છે. મોગલ રિયાસતનો માલિક બનવાની હું બિલકુલ ઉમ્મીદ ધરાવતો નથી. દિલ્લી અને આગ્રાના તાજોતખ્તપર મારા કરતાં શાહજાદા ખુર મનો વધારે હક્ક પહોંચે છે અને તેના પર ત્રાપ મારી ઝુંટાવી લેવાની કે હજમ કરી જવાની મારા દિલમાં હરગીઝ ખ્વાહિશ નથી. શહેનશાહબાનુનું જો ફરમાન ન હોત તો મયદાને જંગમાં આવવાની બિલકુલ તકલીફ ઉઠાવત નહીં." આમ કહીને રોશનઆરાને પોતાની ગોદમાં જકડી તેના લબ સાથે પોતાના લબ મીલાવી દીધા.

"મારા શરતાજ આ બાંદીના દિલમાં પણ શહેનશાહબાનુ બનવાની હરગીઝ તમન્ના નથી. જો આ બાંદીના દિલમાં કોઇ પણ જાતની ખ્વાહિશ હોય તો તે મારા માલિકના કદમમાં જિંદગી ગુજારવાની બડી ઉમ્મીદ છે લેકીન શહેનશાહબાનુના ફરમાનને અમલમાં મૂકવું તે મારી અને તમારી હરગીઝ ફરજ નથી ?" આમ કહીને શાહજાદા શહેરિયારના દિલ પર કાતિલ જખ્મ કરે તેવું તેના ચશ્મોમાંથી શર ફેંકી રોશનઆરા શાહજાદા શહેરિયાર તરફ જોઇ રહી.

"અને તે ફરમાનને અમલમાં મૂકવા ખાતિર તો આ પરેશાની ઉઠાવીને મયદાને જંગમાં હું આવી પહોંચ્યો છું."

શાહજાદો શહેરિયાર અને રોશનઆરા ખુલ્લા દિલે ઉપર મુજબની ગુફતગો કરી રહ્યાં હતાં, તે હકીકત મોગલ શહેનશાહ જહાંગીરના કાને પડતાં જ રોશનઆરા અને શાહજાદા શહેરિયારના દિલની હકીકતથી તે પૂરતો વાકેફગાર બન્યો. મોગલ સલ્તનતનો માલિક શહેનશાહ જહાંગીર બાદશાહબેગમ નુરજહાનની મહારાણા ભીમસિંહજી, સિપેહ-સાલાર મહોબ્બતખાન અને શાહજાદા ખુર્રમ તરફની ધૃતરાજીને પૂરેપૂરી તેના ખરા સ્વરૂપમાં પિછાની શકયો. જંગ પયદા થવાના સબબથી વાકેફગાર બનતાં જ તે બોલી ઊઠયો.

"આ બધા કાવાદાવા, દાવપેચ અને ચાલબાજી બધાનું મૂળ નુરજહાન હોય તેમ આપોઆપ જણાઈ આવ્યા વિના રહેતું નથી. શાહજાદા ખુર્રમ, મહારાણા ભીમસિંહ અને મહોબ્બતખાનને શિકસ્ત આપવાની નુરજહાન શા માટે તમન્ના ધરાવે છે તેનો ખ્યાલ પણ પૂરતી રીતે મળી ગયો છે. નુરજહાનના દિલની ખૌફનાક તમન્ના—રાક્ષસી મહત્ત્વાકાંક્ષા જ આ મયદાને જંગનું મૂળ છે, તે હવે બિલકુલ સાફ જણાઈ આવ્યા વગર રહેતું નથી. શાહજાદો શહેરિયાર અને રોશનઆરા જવાનીની લહજ્જત અને અયશઆરામ સિવાય બીજી કોઈ ચીઝની તમન્ના ધરાવતાં જણાતાં નથી. તેઓ તો લેકીન નુરજહાનના ફરમાનને તાબે બનીને નુરજહાનની શેતરંજનું પ્યાદું બનેલ હોય તેમ જણાઈ આવે છે." આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીર ખ્યાલમાં પડયો.

"નુરજહાનના કાવાદાવા અને દાવપેચને બડી સિફતથી પહોંચી વળવાની કોશિશ કરવી જોઈએ. મહારાણા ભીમસિંહ, મહોબ્બતખાન અને શાહજાદા ખુર્રમને મોગલ સલ્તનત સામે તલવાર ઉઠાવવાની નુરજહાનના કાવાદાવા અને ચાલબાજીએ ફરજ પાડી હોય તેમ માલૂમ નથી પડતું ?"

ઉપરના સુખન બોલી શહેનશાહ જહાંગીરે શાહજાદા શહેરિયારના તંબુ પાસેથી પોતાના તંબુ તરફ જવાને પગ ઉપાડયો. લેકીન તે બેકદમ ભાગ્યે જ દૂર ગયેલ હશે તેવામાં નીચેના સુખન તેના કાન સાથે અથડાયા.

"શાહે હિન્દુસ્તાન, તારો ખેઆલ બિલકુલ ઠીક છે. શાહજાદો ખુર્રમ લેકીન તાજ માટે પોતાના વાલિદ સામે શમશીર ઉઠાવે તેવો ખેઆલ કરવો તે પણ શાહજાદા સાહેબને ગયર ઇન્સાફ આપવા જેવું નથી ?"

આ સુખન સાંભળતાંજ શહેનશાહ જહાંગીર ચમકી ઊઠયો. બીજીજ પળે ઉપરના સુખન બોલનાર કોણ છે તેનાથી વાકેફગાર બનવા તેણે નજર ફેંકી તો ત્રિશૂળધારિણીને તેની પાસે આવતી જોઇ તે અજાયબીમાં ગર્ક થઇ જતાં બોલી ઉઠયો.

"શાહી છાવણીમાં આટલી આસાનીથી આવી પહોંચનાર તમે કોણ છો ?"

"મોગલ સલ્તનતના માલિક ! હું દુશ્મન નહિ લેકીન દોસ્ત છું." આમ કહીને ત્રિશૂળધારિણીએ પોતાના હાથમાંની અંગૂઠી–વીંટી શહેનશાહ જહાંગીરની નજર સામે ધરી. આ વીંટી જોતાંજ જહાંગીરની અજાયબી ઔર વધી જતાં તે બોલ્યોઃ

"બાદશાહબેગમ નુરજહાનની મહોરવાળી વીંટી તમારી પાસે કયાંથી ?" આમ કહીને શહેનશાહ જહાંગીર કાંઇક ખેઆલમાં પડયો. બીજીજ પળે કોઇ હકીકત તેના હૈયે ચડી આવતાં તેણે કહ્યું.

"મારી યાદદાસ્ત મને જો બિલકુલ દગો ન આપતી હોય તો આવીજ એક વીંટી બાદશાહબેગમની દિલોજાન દોસ્તી ધરાવતી નાદીરા પાસે હતી, લેકીન તે તો કેટલોક સમય થયા એકાએક કયાંઇ ગૂમ થઇ ગઇ છે. તે આ આલમની હવા લેવાને જિંદા છે કે મઓતની મહેમાન બની ગઇ છે તેનાથી શાહી રંગમહાલમાં રહેનાર કોઇ પણ ઇન્સાન વાકેફગાર નથી. આ વીંટી તમારી પાસે કેવી રીતે આવી ?"

"જહાંપનાહ ! જે કમનસીબ ઔરતની તમો વાત કરો છો તે ખુદાપાકની મહેરથી હજુ તો આ આલમ પર હૈયાત છે અને આ કમતરીન બાંદી નાદીરાજ શહેનશાહ સલામતના કદમ પાસે ખડી છે."

"શું કહ્યું ? નાદીરા જિંદા છે ?"

"જી હજૂર."

"નાદીરા ! આવા લેબાશમાં અહીંઆં આવવાનો કાંઈ સબબ ?" કાંઈક વધુ હકીકત જાણવાને મળશે તેવા ખેઆલથી શહેનશાહ જહાંગીરે પૂછ્યું.

"બાપ અને બેટા વચ્ચે અથડાતી શમશીરો અટકાવવા." ત્રિશૂળધારિણીએ ધીમો છતાં મક્કમ જવાબ આપ્યો.

"શાહી રંગમહાલમાંથી એકાએક ગૂમ થઇ જવાનું કાંઇ કારણ ?"

"મારા કરતાં શહેનશાહબાનુ તમોને આ બિનાથી વધુ સારી રીતે વાકેફગાર બનાવી શકશે."

"એટલે ?"

"બાદશાહબાનુ શાહજાદા ખુર્રમને કોઇ પણ જાતનું નુકસાન પહોંચાડે તે પહેલાં તેનાથી શાહજાદા સાહેબને વાકેફગાર કરવા માટે જ મારે રંગમહાલ છોડવો પડયો હતો. તે ઉપરાંત એક બીજું પણ કારણ છે."

"તો પછી બિલકુલ ડર રાખ્યા વિના શા માટે જણાવતી નથી ?"

"બાદશાહબાનુ શાહજાદા શહેરિયારને મોગલ સલ્તનતના તાજ અને તખ્તનો શહેનશાહ સલામતની પછી માલિક બનેલો જોવાની ખ્વાહિશ ધરાવે છે, ત્યારે આ નાચીઝ બાંદી રિયાસતના હક્કદાર શાહજાદા ખુર્રમને........"

"અને તેથી જ શું તારે શાહી રંગમહાલ છોડવો પડયો ?"

"બિલકુલ ઠીક કહ્યું. શહેનશાહબાનુની રાક્ષસી મહત્વાકાંક્ષાથી–તેના દિલની ઉમ્મીદથી આપ પૂરી તરેહથી માહિતગાર હોવા છતાં શા માટે આવો સવાલ પૂછો છો ?"

"લેકીન તું આ બિનાથી કેવી રીતે માહિગાર બની ?"

"જહાંપનાહે શાહજાદા શહેરિયારના તંબુમાંથી જે હકીકત સાંભળી છે તે જ બિના આ કમતરીન લોંડી ત્રિશૂળધારિણીના લેબાશમાં સાંભળી ચૂકી છે."

"તો પછી હવે તું કયો રસ્તો લેવાની ઉમ્મીદ ધરાવે છે?"

"બાપ બેટાની સલાહનો."

"લેકીન તેમ બને તેવું તને હરગીઝ મુનાસિબ જણાય છે?"

"બાદશાહ સલામત જો શમશીરના દાવ નહિ જ ખેલવાની તમન્ના ધરાવતા હોય અને જહાંપનાહનું દિલ પોકારીને કહેતું હોય કે, આ બાબતમાં શાહજાદો ખુર્રમ અને તેના મદદગારો બિલકુલ ગુન્હેગાર નથી, તો તેમાં મુસ્કિલી જેવું શું છે?"

"નાદીરા! મારા દિલની ઉમ્મીદ હોવા છતાં તેમ બનવું હવે બિલકુલ મુસ્કિલ છે. નુરજહાનના સ્વભાવથી તું કયાં માહિતગાર નથી? શમશીરના દાવ ખેલ્યા સિવાય, મયદાને જંગ ખેલ્યા વગર નુરજહાનના દિલને ચેન પડનાર નથી અને તેથી મયદાને જંગમાં ઝુકાવવાની બિલકુલ જરૂરત છે, લેકીન તે તો નુરજહાનના દિલને તાજગી બક્ષવાના ફારસ જેવી જ."

"જહાંપનાહ! શું ફરમાવે છે?"

"આવતી કાલે મયદાને જંગમાં શાહજાદા ખુર્રમ તથા ભીમસિંહે ઉતરવું. બાદશાહબેગમ નુરજહાનને કયદ કરવી અને શાહજાદા ખુર્રમે મારા કદમમાં તેની શમશીર છોડી મોઆફી માગવી. નાદીરા! મારૂં દિલ પૂરા યકીન સાથે મને જણાવી રહેલ છે કે, આવી જાતની હિકમત લડાવવાથી જ ધારેલો દાવ ખેલી શકાશે અને મોગલ સલ્તનત પર ઘડીભરને માટે આવી પડેલું આફત અને પરેશાનીનું વાદળ દૂર કરી શકાશે. સાથે સાથે નુરજહાનને પણ પૂરી ખાતરી થઇ જશે કે, રાજ્યદ્વારી શેતરંજના દાવ ખેલવામાં તેના કરતાં પણ ઔર સિફતથી દાવપેચ ખેલનારી કોઇ નાઝનીન આલમ પર હજુ હસ્તી ધરાવે છે." આમ કહીને ત્રિશૂળધારિણીને મળવા પછી શહેનશાહ જહાંગીરના દિલમાં નવી રોશની પયદા થઇ. નાદીરાના ચ્હેરા પર પોતાના કહેવાની શી અસર પયદા થઇ છે તે શહેનશાહ જહાંગીર જોઇ રહ્યો.

"બાદશાહ સલામતના ફરમાન મુજબ બધી હકીકત પૂરાતોરથી અમલમાં મૂકવામાં નાદીરા બિલકુલ પાછી પાની નહીં કરે." આમ કહીને શાહી શેતરંજનો દાવ કેવી રીતે ફેંકવો તેના ખેઆલમાં પળ એ પળ તે મશગૂલ બની. બીજી જ પળે શહેનશાહ જહાંગીરને કુર્નિશ બજાવી પોતાને સોંપવામાં આવેલું કામ પાર ઉતારવા તે રવાના થઈ ગઈ.

નાદીરાના જવા પછી શહેનશાહ જહાંગીર પણ કેટલાયે દિવસ થયાં દિલમાં ગૂંચવાતા કોકડાનો ઉકેલ મળી જવાથી કાંઈક ખુશખુશાલ ચ્હેરે પોતાના તંબુ તરફ જવાને રવાના થઈ ગયો.

---

# પ્રકરણ સત્તાવીસમું

## નવો દાવ

"મુહોબ્બતખાન! આવતી કાલે યુદ્ધના મેદાનમાં શાહજાદા ખુર્રમ અને આપણી મિત્રતા–દોસ્તીની કસોટી–પારખું થઇ જશે. શાહજાદા ખુર્રમના ભાગ્યમાં મોગલ સલ્તનતનો તાજ છે કે નહિ, તેના લેખ આ રણજંગ માંડશે. પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આપણી મહેનત પાર પડશે કે નહિ, તે આવતી કાલનો રણસંગ્રામ આપોઆપ ભાખી આપશે." આવતી કાલે રાજપૂતો અને મોગલો વચ્ચે ખેલાનારી સમરહાક વિશે વાતચીત કરતા મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન રણજંગમાં કેવી રીતે દાવ ફેંકવો તે બાબતમાં એકબીજાના વિચારોની આપલે કરી રહ્યા હતા તેવામાં સિપેહસાલાર મહોબ્બતખાનને મહારાણા ભીમસિંહજીએ કહ્યું.

"લેકીન રાજા સાહેબ! મારા દિલમાં પૂરતો ઇતબાર છે કે, આલમના માલિક રસુલે ખુદાની મહેરબાનીથી મયદાને જંગમાં ફત્તેહ તો શાહજાદા સાહેબ ખુર્રમની જ પોકારાશે. મારૂં દિલ બાપોકાર જણાવી રહ્યું છે કે, પાકપરવરદિગારની રહેમથી શાહજાદા સાહેબ ખુર્રમ જ શહેનશાહ સલામત જહાંગીરશાહના તાજ અને તખ્તના માલિક બનશે–હક્કદાર તરીકે મંજૂર થશે, અને મહારાજા સાહેબે દોસ્તીના દાવામાં શાહજાદા સાહેબને કરેલી મદદ આસ્માનમાં ચમકતી ચાંદની મિસાલ પૂરજહારમાં ચમકી ઊઠશે." આમ બોલતાં બોલતાં સિપેહસાલાર મહોબ્બતખાન મહારાણા ભીમસિંહજીના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"મહોબ્બતખાનજી! જગન્નિયંતાની કૃપાથી તમારૂં કહેવું ખરૂં પડે તો મારા દિલમાં સંતોષ થશે, છતાં પણ જો આવતી કાલની લડાઇમાં ભાગ્યબળે આપણને ફત્તેહ ન મળે, તો પણ અમો રાજપૂતો હિંમત ગુમાવીએ તેમ નથી, કારણ કે અમો સદાસર્વદા આશાવાદી જ છીએ.

જીવન, મરણ અને સુખ, દુઃખ એ તો માત્ર માનવીના કર્મનું ફળ હોઇ તે મનુષ્યમાત્રને પોતાના કર્મઅનુસાર ભોગવવું પડે છે, અને તેથી જીવનમાં પળે પળે નડતા ઝંઝાવાતોથી નાસીપાસ બની જવું તે જ માનવીની નિર્બળતા છે."

"રાજા સાહેબ! હું પણ પૂરાતોરથી તમારા વિચારો સાથે મળતો છું. મયદાને જંગમાં ફત્તેહ મળે કે શિકસ્ત તેનો મારા દિલમાં બિલકુલ રંજ નથી, લેકીન હરકોઇ તરફાબથી હાથમાં લીધેલા કામને પૂરી તરેહથી બર લાવવા કોશિશ કરવી તે હરેક ઇન્સાનની ફરજ છે. તે ફરજ અદા કરવામાં હરગીઝ પાછી પાની નહિ કરવી, તેવા મક્કમ ઠરાવ પર હું આવી પહોંચ્યો છું." આમ કહીને મહારાણા ભીમસિંહજી આ બાબતમાં શું સલાહ આપે છે, તે જાણવા માટે સિપેહસાલાર મહોબ્બતખાને મહારાણા ભીમસિંહજી તરફ નજર ફેંકી.

"શાહજાદા સાહેબને આ બધી હકીકતથી પૂરેપૂરા વાકેફગાર બનાવી ભાગ્યના દાવ પર રણજંગ ખેલવાને તૈયાર રહેવા જણાવી દેવાના નિશ્ચય પર હું આવ્યો છું. તમો તેમાં સંમત છો?" મહારાણા ભીમસિંહજીએ સિપેહસાલાર મહોબ્બતખાનને સંબોધીને કહ્યું.

"ખાખુશીથી અને તેથી આવી પડનારી આફત અને મુશ્કિલીનો સામનો કરવાને શાહજાદા સાહેબે કમર કસવી જોઇએ, કારણ કે મયદાને જંગમાં ફત્તેહને બદલે શિકસ્ત મળે, શાહજાદા સાહેબનું કિસ્મત શમશીરના ખેલાતા દાવમાં હરગીઝ યારી ન આપે, તો પછી ખુદ શાહજાદા સાહેબ અને આ ગુલામની જાત પણ જોખમમાં આવી પડવાનો મને પૂરતો ડર છે. કારણ કે બાદશાહબેગમ નુરજહાન તેના દિલની ઉમ્મીદ બર લાવવા માટે હરકોઇ કિસમની ચાલબાજી કે દાવ પેચ ખેલ્યા વિના રહેનાર નથી." સિપેહસાલાર મહોબ્બતખાને તેના વિચાર જણાવ્યા.

મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાન ઉપર મુજબની વાતચીત-ગુફ્તેગો કરતા બેઠા હતા તેવામાં એકાએક શાહજાદો ખુર્રમ અને મર્દના લેબાશમાં તેના સાથીદારની ગરજ સારતી મુમતાઝ-

મહાલ ત્યાં આવી પહોંચ્યાં. સિપેહસાલાર મહોબ્બતખાનના છેલ્લા સુખન શાહજાદા ખુર્રમના કાને પડયા હોવાથી તેનો જવાબ આપતાં તે બોલી ઊઠયો.

"બાદશાહબેગમ નુરજહાન તેનાથી ખેલી શકાય તેટલા કાવાદાવા, ચાલબાજી અને શેતરંજના દાવ ફેંકે, લેકીન મારૂં દિલ મને બાપોકાર જણાવે છે કે, જંગે મયદાનમાં જો ફત્તેહ મળે તો તે મહારાણા ભીમસિંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાનજીને જ મળશે. છતાં પણ જો કિસ્મતની કરામત મને દગો દેવાને જ હરગીઝ તૈયાર હશે, તો પછી હું ગમે તે જાતની આફત અને મુશ્કિલી પૂરાતોરથી સવાર બનીને મારા પર તૂટી પડશે તો પણ તેનો સામનો કરવાને હરગીઝ તૈયાર છું, લેકીન—"

શાહજાદો ખુર્રમ તેનું આ વાકય ખતમ કરે તે પહેલાં બધાના કાને કોઇના આવવાના પગલાંનો આવાઝ પડયો. સૌ ચોંકી ઉઠયા અને જે દિશા તરફથી આવાઝ આવતો હતો તે તરફ જોઇ રહ્યા તો બધાયની અજાયબી વચ્ચે એકાએક ત્રિશૂળધારિણી તેઓની નજરે પડી.

"બિલકુલ અજાયબ બનવાની જરૂરત નથી." આમ બોલતાં બોલતાં ત્રિશૂળધારિણી છેક તેઓની નજદિક આવી પહોંચી. પળ બે પળ ત્યાં હાજર રહેલાઓના ચહેરા પરના ભાવ વાંચવાનો પ્રયાસ–કોશિશ કર્યા પછી તે બોલી ઊઠી.

"મયદાને જંગના ભયથી બિલકુલ ડરવાની જરૂરત નથી. ફત્તેહ તમારી કદમબોસી કરવાને હરગીઝ તૈયાર છે. બાદશાહબેગમ નુરજહાન ભલે તેના દિલની ખ્વાહિશ બર લાવવા માટે કિસમ, કિસમના કાવા-દાવા અને ચાલબાજીની રમત રમે લેકીન મયદાને જંગમાં–રણસંગ્રા-મમાં તેને ફત્તેહ મળે તેવો બિલકુલ સંભવ નથી. મહારાજા સાહેબ અને સિપેહસાલાર સાહેબે ઉઠાવેલી તકલીફ હરગીઝ બરબાદ નહીં જાય–બિલકુલ નકામી નહીં જાય. શાહજાદા સાહેબ ખુર્રમ દિલ્હી અને આગ્રાની રિયાસતના માલિક બનવાને જગતકર્તા તરફથી નિર્માણ થઇ ચૂકયા છે."

ત્રિશૂળધારિણીના ઉપરના શબ્દો ત્યાં હાજર રહેલા મહારાણા ભીમસિંહજી, સિપેહસાલાર મહોબ્બતખાન, શાહજાદો ખુર્રમ અને પરીસ્વરૂપ નાઝનીન હોવા છતાં મર્દના લેબાશમાં દિવસો પસાર કરતી મુમતાઝમહાલના કાને પડતાં જ આ સુખન-શબ્દોએ સૌના દિલમાં ગરમી પયદા કરી દીધી. બીજી જ પળે સૌ આનંદમાં આવી જતાં અજાયબીમાં ગરક બની ગયાં અને ત્રિશૂળધારિણીના કહેવાની મતલબનો ઉકેલ શોધતાં સૌ ત્રિશૂળધારિણી તરફ જોઈ રહ્યાં.

"ઉદયપુરના ધણી! લેશ માત્ર શંકાભરી નજરે જોવાની જરૂર નથી. હું શત્રુ નહિ પરંતુ મિત્ર છું અને તમારી માફક હું પણ શાહજાદા સાહેબના હિત તરફ લક્ષ આપીને જ દાવ ફેંકી રહી છું. હું શાહજાદા સાહેબની દુશ્મન નહીં લેકીન દોસ્ત છું, તેની ખાતરી કરવી હોય તો—" આમ કહીને તેણે શાહજાદા ખુર્રમ તરફ નજર ફેંકી અને બીજી જ પળે છેક તેની નજદિક જતાં તેણે કહ્યું.

"શાહજાદા સાહેબ! હું ન ભૂલતી હોઉં તો આપ મને બિલકુલ નહિ ભૂલી ગયા હો." આમ કહીને ત્રિશૂળધારિણીએ તેનાં કપડામાંથી એક વીંટી-અંગૂઠી કાઢીને શાહજાદા ખુર્રમને બતાવી.

"આ વીંટીને તો શાહજાદા સાહેબ ઓળખી શકશે જ." આમ કહીને ત્રિશૂળધારિણીએ બાદશાહબેગમ નુરજહાનની મહોરવાળી અંગૂઠી શાહજાદા ખુર્રમની સામે ધરી. બાદશાહબેગમ નુરજહાનની વીંટી જોતાં જ, સાપને જોતાં માણસ જેમ ઊછળે તેમ, શાહજાદો ખુર્રમ ઉછળ્યો અને બીજી જ પળે સ્હેજ ભયભીત બની ગયો—ડરી ગયો, લેકીન કાંઈક હિંમત એકઠી કરીને તે બોલી ઊઠ્યો.

"બાદશાહબેગમની વીંટી તમારી પાસે ક્યાંથી? જરા મને તપાસવા માટે વીંટી આપશો?"

"ઘણી જ ખુશીથી." આમ કહીને ત્રિશૂળધારિણીએ પોતાના હાથમાંની વીંટી શાહજાદા ખુર્રમના હાથમાં મૂકી.

બાદશાહબેગમ નુરજહાનની મહોરવાળી વીંટી તરફ કેટલોક વખત શાહજાદા ખુર્રમે એકીટસે જોયા કર્યું અને કેટલોક વખત ત્રિશૂળધારિણી તરફ જોયા કર્યું. તેવામાં એકાએક કાંઇક હૈયે ચડી આવતાં વસ્તુસ્થિતિ પર નવો જ પ્રકાશ પડયો કે, તુરત જ આપોઆપ સઘળો ભેદ તેની નજર પાસે ખુલ્લો થઇ જતાં શાહજાદો ખુર્રમ અજાયબી ભરેલા આવાજે બોલી ઊઠયો.

"કોણ! નાદીરા! અને તે આવા લેબાશમાં મયદાને જંગમાં?"

"જી સરકાર! આ બાંદી પોતે જ નાદીરા છે. શાહજાદા સાહેબ પૂરાતોરથી આ નાચીઝ લોંડીને પિછાની ગયા છે."

મર્દના લેબાશમાં છુપાયેલી મુમતાઝમહાલના કાને ઉપરના સુખન પડતાં જ તે એકાએક ચમકી ઉઠી અને તે કાંઇ બોલવા જતી હતી તેવામાં શાહજાદા ખુર્રમે તેનો હાથ પોતાના હાથમાં પકડી બિલકુલ ચૂપ રહેવાની ઇશારત કરતાં જણાવ્યું:

"બિલકુલ ઉશ્કેરાઇ જવાની જરૂરત નથી. બાદશાહબેગમ નુરજહાનની વફાદાર અને મદદગાર બાંદી નાદીરા આજે એક દુશ્મન નહીં લેકીન દોસ્ત મિસાલ અહીંઆ આવેલી છે. નાદીરાના હાથે ખુર્રમની ખાનાખરાબી હરગીઝ થઇ શકનાર નથી, અને તેથી તેના તરફ શક કે ડરના ખ્યાલથી નજર ફેંકવાની બિલકુલ જરૂરત નથી. પરંતુ તેને આવા લેબાશમાં અહીંઆં આવવાની જરૂરત કેમ પડી તેનાથી આપણે વાકેફગાર બનવાની હરગીઝ જરૂરત છે." આમ કહીને શાહજાદો ખુર્રમ નાદીરા તરફ જોઇ રહ્યો.

"નાદીરા! આવા અજાયબીમાં ગરક બનાવી દે તેવા લેબાશમાં અહીંઆં કેમ આવવું પડયું?"

"શાહજાદા સાહેબ! ખાસ કારણ વિના તો તેમ નહીં જ કર્યું હોય, તે તો તમો પણ કબૂલ કરશો." આમ કહીને તે છેક શાહજાદા ખુર્રમની નજદિક ગઇ અને તેના કાનમાં ઘણા જ ધીમા આવાજે બોલી:

"મુમતાઝમહાલ કયાં છે?"

"તેની ફિક્ર કરવાની બિલકુલ જરૂરત નથી. જ્યાં છે ત્યાં તે પૂરતી રીતે સલામત છે." આમ બોલતાં બોલતાં શાહજાદા ખુર્રમે મર્દાના પોશાક–લેબાશમાં તેની પાસે ઊભેલી મુમતાઝમહાલ તરફ નજર ફેંકી અને બીજી જ પળે આછું આછું મુસ્કેરાતાં તેણે કહ્યું.

"લેકીન નાદીરા ! અહીંઆં આવવાનો સબબ–કારણ જણાવશો ?"

"તે તો અહીંઆં પગ મુકતાં જ હું જણાવી ગઈ છું."

"એટલે ?"

"મયદાને જંગમાં ફત્તેહ શાહજાદા સાહેબની જ છે."

"તે તમો કેવી રીતે જાણી શક્યાં ?" મહારાણા ભીમસિંહજીએ પૂછ્યું.

"તમો તેનાથી વાકેફગાર બનવાની મુરાદ ધરાવો છો ?"

"ઘણી જ ખુશીથી."

"તો પછી પૂરાતોરથી જાણી લ્યો કે, દિલ્હી અને આગ્રાના તાજેતખ્તના માલિક શહેનશાહ જહાંગીર........"

"બાદશાહબાનુ નુરજહાનના દાવપેચમાં પૂરી તરેહથી ફસાઈ ગયા છે તે જ હકીકતથી અમોને વાકેફગાર બનાવવાની તમો તમન્ના ધરાવો છો ?" સિપેહસાલાર મહોબ્બતખાને વચ્ચે જ પૂછ્યું.

"હરગીઝ નહિ. સિપેહસાલાર સાહેબ ! તમારા ખેઆલમાં તમો બિલકુલ ભૂલ કરી રહ્યા છો, કારણ કે તમારા ઉપરના સુખન હિંદુસ્તાનની રિયાસતના માલિક શહેનશાહ જહાંગીરને ગયર ઇન્સાફ આપી રહ્યા છે."

"શું તમો આ ખરૂં કહો છો ?"

"બિલકુલ સચ. મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરની ચસ્મો પૂરી તરેહથી ખુલી ચૂકી છે. શાહજાદા સાહેબ પરવીઝની કત્લ અને મોગલ રિયાસતના વલીઅહદ–યુવરાજ શાહજાદા ખુશરૂની ગયર હાજરીથી બાદશાહ સલામતના દિલમાં સખ્ત દુઃખ પયદા થઈ રહ્યું છે. બાદશાહ સલામત શહેનશાહબાનુ નુરજહાનની ચાલબાજી અને કાવાદાવાની રમતથી પૂરતા માહિતગાર બની ગયા છે અને તેથી..."

આમ બોલતાં બોલતાં પોતાના ઉપરના સુખનની ત્યાં હાજર રહેલા હરેક ઇન્સાનના દિલપર કેવી જાતની અસર પયદા થઇ છે તે જાણી લેવા માટે નાદીરાએ એક વખત ચોતરફ નજર ફેંકી.

ત્રિશૂળધારિણી પાસેથી ઉપરની હકીકતથી વાકેફગાર બનતાં જ ત્યાં હાજર રહેલા હરેક ઇન્સાનના દિલમાં અજાયબી અને આનંદની હલક પયદા થઇ ગઇ. કેટલોક વખત ત્રિશૂળધારિણીના ચ્હેરા તરફ જોઇ રહ્યા પછી મહારાણા ભીમસિંહજીએ કહ્યું.

"શહેનશાહ સલામત શું બધી જાતની બિનાથી માહિતગાર બની ગયા છે?"

"બેલાશક."

"તો પછી તેઓ હવે.........."

"મહારાણા સાહેબ! શહેનશાહ સલામતની આ કમતરીન ઔરતે મુલાકાત લીધી છે અને.........."

"તમો મોગલ સલ્તનતના માલિકની મુલાકાત પણ લઇ ચૂકયાં છો?"

"કેમ તમને તેમાં કાંઇ શંકા જેવું જણાય છે? મોગલ સલ્તનતના માલિકની મેં મુલાકાત જ લીધી છે, એટલું જ નહિ પરંતુ તેઓ એવી જાતના મક્કમ નિશ્ચય પર પણ આવ્યા છે કે—" આમ બોલતાં બોલતાં ત્રિશૂળધારિણી અટકી ગઇ અને ત્યાં હાજર રહેલાઓના ચ્હેરા પર બદલાતા ભાવો—અને પોતાના સુખનની પયદા થતી અસર જોવામાં મશ્ગૂલ બની ગઇ.

"મોગલ સલ્તનતના માલિક કઇ જાતના ઠરાવ પર આવ્યા છે?" સિપેહસાલાર મહોબ્બતખાને પૂછ્યું.

"એજ કે શાહજાદા સાહેબ ખુર્રમને બને તેટલી તાકીદે હિન્દુસ્તાનની રિયાસતના તાજોતખ્તના વલીઅહમદ તરીકે જાહેર કરી દેવા અને મયદાને જંગ—"

"શું શહેનશાહ સલામત આવી જાતના નિશ્ચય પર—ઠરાવ પર આવી ચૂકયા છે?"

"પૂરી તરેહથી."

ત્રિશૂળધારિણીના ઉપર મુજબના ખુલાસાથી ત્યાં હાજર રહેલા સઘળાઓના દિલમાં આનંદ પયદા થતાં સહુના ચ્હેરા પર ખુશાલી દેખાવા લાગી. બીજી જ પળે ત્રિશૂળધારિણી તરફ લાગણીભરી નજરે જોઇ સિપેહસાલાર મહોબ્બતખાને પૂછ્યું.

"લેકીન મયદાને જંગ તો આફતાબની રોશની આલમ પર પડતાં જ શરૂ થઈ જનાર છે તેનું શું ?"

"તેનાથી ડરવાની બિલકુલ જરૂરત નથી. પોતાની તાકાત અને હિંમત બતાવવા માટે દરેક પક્ષને મયદાને જંગમાં હાજરી આપવાની જરૂર તો છે જ."

"ત્યારે શું મયદાને જંગમાં કિસ્મત અજમાવવું પડશે જ."

"બેલાશક."

"તમો જણાવો છો તે હકીકતમાં સચ્ચાઇ જેવું હોય તો પછી શમશીર ખેંચવાની જરૂરત જ કયાં છે ?"

"મારા ખેઆલ મુજબ પૂરતી જરૂરત છે અને તે તમારી શમશીરનું પાણી અને તાકાત સાબિત કરવા માટે." આમ કહીને ત્રિશૂળધારિણી ખડખડાટ હસી પડી.

કેટલોક સમય વીત્યા પછી ત્રિશૂળધારિણીએ ચોતરફ નજર ફેંકતાં સહુને ઉદ્દેશીને કહ્યું.

"રાજા સાહેબ, શાહજાદા સાહેબ અને સિપેહસાલાર સાહેબ! જંગે મયદાનમાં શમશીર ખેંચવાની જેટલી જરૂરત છે તેટલા તોરથી ફત્તેહસર કરવા ફોજના બહાદૂર જવાનોનું ખૂન રેડવાની બિલકુલ જરૂરત નથી. જે કાંઇ હિકમત લડાવવાની છે તે બચ્ચાંની રમત જેવી છે. બાદશાહ સલામતનું ફરમાન છે કે, શાહેનશાહબાનુ નુરજહાનના દિલને ખુશ કરવા ખાતિર આપણે બિલકુલ બનાવટી મયદાને જંગ ખેલવાના છે. તે પણ હરગીઝ બાદશાહબેગમના દિલમાં નારાઝી પયદા ન થાય તે માટે શહેનશાહ સલામત આવી જાતની

રમત રમવા માગે છે. ખરી હકીકતથી વાકેફગાર બન્યા પછી મોગલ સલ્તનતના માલિકનો આ નવો દાવ છે. મયદાને જંગમાં લડતાં લડતાં આપણે બાદશાહબેગમ નુરજહાનને બંદીવાન બનાવવાની છે અને શાહજાદા સાહેબે ફત્તેહ મળવા છતાં મોગલ સલ્તનતના માલિકના કદમમાં પોતાની શમશીર છોડી ગુન્હાની મોઆફી માગી લડાઇ ખતમ કરવાની છે."

ત્રિશૂળધારિણીના ઉપરના સુખન જે નવો દાવ હોવાનો પૂરતો ખ્યાલ આપતા હતા તે ત્યાં હાજર રહેલાઓના કાને પડતાં જ હરેકના ચ્હેરાપર ખુશાલી પયદા થઇ ગઇ. શહેનશાહ જહાંગીરની દૂરઅંદેશી માટે દિલમાંજ તારીફ કરતાં સહુ ખુશખુશાલ ચ્હેરે ત્રિશૂળધારિણી તરફ જોઇ રહ્યા.

---

# પ્રકરણ અઠ્ઠાવીસમું

## કિસ્મતના રંગ

"આફતાબનાં સુન્હરી કિરણો આલમ પર પથરાઇ જતાં જ શાહી લશ્કર અને મહારાણા ભીમાસંહજી અને સિપેહસાલાર મહોબ્બતખાનનું લશ્કર શમશીરનો જંગ ખેલવાને મયદાને જંગમાં ઊતરી પડયું. ઉદયપુરના રાજવીના લશ્કરે થોડા જ વખતમાં શાહી લશ્કરને તોબાહ તોબાહ પોકરાવતાં શાહી લશ્કરે પીછેહઠ શરૂ કરી. આવો અમૂલો મોકો મળી જતાં જ શાહજાદો ખુર્રમ પોતાની ટુકડી સાથે આગળ વધ્યો અને શહેનશાહબાનુ નુરજહાન જ્યાં મયદાને જંગમાં ફત્તેહ કોને મળે છે તે જોતી ઊભી હતી ત્યાં આવી પહોંચ્યો અને બાદશાહબેગમના અંગરક્ષકોની ટુકડી પર તૂટી પડયો. પળ માત્રમાં અંગરક્ષકોને બાદશાહબાનુથી અલગ કરી નાખી શાહજાદો ખુર્રમ મોગલ સલ્તનતની મલ્કાની છેક નજદિક જઇ પહોંચ્યો અને બોલ્યો:–

"બાદશાહબેગમ! ફત્તેહે મારા કિસ્મતને યારી આપી હોવાથી અને મયદાને જંગમાં તમારી મદદ માટે ફોરન આવી પહોંચે તેવો શાહી લશ્કરનો એક પણ સિપાહી બેગમસાહેબાની ખિદમતમાં હાજર નહીં હોવાથી શહેનશાહબાનુ મારા કયદી બન્યાં છે."

"ખુર્રમ! ફોરન તારી જબાન પર કાબૂ જમાવ. તું આ શું બકે છે તેનો ખેઆલ છે? ખ્વાબમાં તો નથી? નુરજહાન! મોગલ રિયાસતની મલ્કા, હિન્દુસ્તાનના શહેનશાહ જહાંગીરશાહની ઔરત કયદી? અને તે એક શાહજાદાના હાથે? ખુર્રમ! મારા માનમર્તબાનો પૂરતો ખેઆલ કર. હું કોણ? ચાહું તેની ગરદન પલકમાં ઉડાવી દેવાની તાકાત ધરાવનાર અને મારી નજર ફરતાં નાચીઝ આદમીનું કિસ્મત ફરી જાય છે તેનો ખેઆલ છે?" અંગાર મિસાલ રોશના ફેંકતી ચસ્મોએ શાહજાદા ખુર્રમ તરફ જોઇ ખોફનાક આવાજે બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"બાદશાહબેગમ ! આપનો હરેક સુખન સચ્ચાઇભર્યો છે, લેકીન આજે કિસ્મતના રંગ કાંઇક નવો જ દાવ ફેંકી રહ્યા છે. દિલ્લી અને આગ્રાની સલ્તનત પર પોતાનો સિક્કો બોલાવતા શહેનશાહ જહાંગીરશાહના બાદશાહબેગમ નુરજહાનબાનુ આજે તો મારાં કયદી બન્યાં છે અને તેથી મારા ફરમાનને તમારે તાબે થવું પડશે જ." બિલકુલ ફિક્ર કે ડર વગર શાંત દિલે મિઠ્ઠા આવાઝે શાહજાદા ખુર્રમે સ્હેજ બેદરકારીથી કહ્યું.

"તારા ફરમાનને તાબે થશે અને તે નુરજહાન? હરગીઝ તેમ બનશે નહીં."

"ઉશ્કેરાવાની કે મિજાજ બરખેલાફ કરવાની બિલકુલ જરૂરત નથી. બાદશાહબેગમ ! હરગીઝ તમારા ખેઆલમાંથી ન ભૂલી જતાં કે આ આગ્રાનો શાહી રંગમહાલ નથી."

"ખુર્રમ ! આ ગરૂર? આ મગરૂરી? અને તે ખુદ નુરજહાન, સારાયે હિન્દુસ્તાનની મલ્કા સામે? શહેનશાહત પર શહેનશાહ જહાંગીરશાહ—તારા વાલિદ કરતાં પણ વધુ હકુમત ચલાવનાર બાદશાહબેગમ નુરજહાન સામે? ખુર્રમ ! હજુ પણ મોઆફી માગ નહીંતર—"

"શહેનશાહબાનુ શું કરવાની તાકાત ધરાવે છે?"

"તું એ હરગીઝ ન ભૂલી જતો કે, તારા વાલિદના ફરમાન પર નુરજહાનની મહોર હોય તો જ ફરમાન અમલમાં આવે છે. સલ્તનતની હરેક સત્તા પર કાબૂ ધરાવનાર નુરજહાનને તારા જેવો એક નાચીઝ આદમી કયદ બનાવવાની હિંમત કરી શકે છે? ખુર્રમ ! તેમ હરગીઝ બની શકનાર નથી. મારા સિપાહીઓ લેકીન મારો એક જ ઇશારો થતાં જ તારા પર ભૂખ્યા શેરની મિસાલ તૂટી પડવાને હર પળે તૈયાર છે.

નુરજહાનના મ્હોંમાંથી લેકીન એક જ સુખન નીકળતાં તારૂં કિસ્મત સલામત હોય તેમ મને હરગીઝ જણાતું નથી, અને તેથી જો તારી જિંદગીની તને લેશ માત્ર કિંમત હોય તો ફોરન આજ પળે તારી શમશેરને મારા કદમમાં મૂકીને તારી બેઅદબી માટે મોઆફી

માગ. નુરજહાન હરગીઝ કોઇપણ ઇન્સાન પર સખ્ત બનવાની ઉમ્મીદ ધરાવતી જ નથી અને—"

આમ કહીને બાદશાહબેગમ નુરજહાન શાહજાદા ખુર્રમના ચ્હેરા તરફ પળ બેપળ જોઇ રહી, લેકીન શાહજાદા ખુર્રમના ચ્હેરા પર કોઇ પણ જાતનો ફેરફાર નજરે નહિ પડતાં જ તે કાંઇક ખેઆલમાં પડી.

આમ શહેનશાહબાનુ નુરજહાન તેના દિલમાં પયદા થતા ખેઆલમાં મશ્ગૂલ હતી તેવામાં શાહજાદો ખુર્રમ બોલ્યોઃ

"બાદશાહબેગમ! મોઆફીનો ઉમ્મીદવાર બની મારી શમશીર છોડવાને હું તૈયાર છું.—"

"તો પછી તે અમલમાં શા માટે નથી મૂકતો ?" શાહજાદા ખુર્રમના ઉપરના સુખન બાદશાહબેગમ નુરજહાનના કાને પડતાં જ ખેઆલમાંથી ચમકી ઉઠતાં શહેનશાહબાનુ નુરજહાને પૂછ્યું.

"લેકીન તે બાદશાહબેગમ નુરજહાનના કદમમાં તો હરગીઝ નહિ. હું મોઆફીનો ઉમ્મીદવાર બનીશ તો તે મારા વાલિદ મોગલ સલ્તનતના માલિકનો—હરગીઝ શમશીર છોડીશ લેકીન તે મારા વાલિદના પાક કદમમાં."

"ખુર્રમ! હું હવે તારા તરફ બિલકુલ રહેમ દિલ બનવાની ખ્વાહિશ ધરાવતી નથી, માટે ફોરન નિશ્ચય પર આવીજા કે, તું મારા ફરમાનને તાબે થવાને તૈયાર છે કે મઓતને ભેટવાની ઉમ્મીદ ધરાવે છે ?"

"મઓત! અને તે શાહજાદા ખુર્રમનું ? બાદશાહબેગમ! તમો એ ખેઆલમાં ન રહેતાં કે, તમારી જોહુકમીના પહેલાના જેવા જ આ દિવસો છે ? આજે તો કિસ્મતનો દાવ પૂરાતોરથી બદલાઇ ગયો છે. આ દુનિયા દોરંગી છે તે બિલકુલ ભૂલી જવાની જરૂરત નથી. તે પળે પળે અવનવા રંગો પયદા કરે છે અને તેથી આજે ખુર્રમના કિસ્મતનો પાસો—દાવ જોરદાર છે અને તેથી આ આલમ પર લેકીન શહેનશાહ સલામત વગર કોઇપણ એવો ઇન્સાન નથી જે ખુર્રમનો એક બાલ પણ વાંકો કરવાની તાકાત ધરાવતો હોય."

"એટલે ?"

"એ જ કે ખુર્રમને કયદ-બંદીવાન બનાવી તમારો દાવ પોબાર પાડવાની દિલમાં ઉમ્મીદ હોય તો તે હરગીઝ ભૂલી જજો અને હાલને માટે તો આપ જ એક બંદીવાન મિસાલ હાલતમાં ખડા છો તે ખ્યાલને બિલકુલ તમારા દિમાગમાંથી ગયર હાજર થવા નહિ દેતાં."

"શું નુરજહાન! શાહજાદા ખુર્રમની બંદીવાન ?"

"બેલાશક. કિસ્મતના રંગ બદલાતાં તેવું જ કાંઇક બની ગયું છે, બાદશાહબેગમ!" શાહજાદા ખુર્રમે ખરી હકીકત જણાવતાં કહ્યું.

"અને પોતાના દિલની ઉમ્મીદ–રાક્ષસી મહત્ત્વાકાંક્ષા પૂરી પાડવાની ખ્વાહિશ ધરાવનારી બાદશાહબેગમ નુરજહાનની આવી જ હાલત થવી જોઇએ." મર્દના લેબાશમાં રહેલી મુમતાઝમહાલના મ્હોંમાંથી ઉપરના સુખન નીકળી પડયાં.

"આ સુખન તું કોની પાસે બોલે છે તેનો તને ખ્યાલ છે ?"

"પૂરાતોરથી-"

"મગરૂર લડકા! ફોરન તારી જબાન બંધ કરી દે નહિતર—" બાદશાહબેગમ નુરજહાન તેનું વાકય ખતમ કરે તે પહેલાં સિંહણ મિસાલ તે કૂદી અને પોતાના સિપાહીઓને હુકમ ફરમાવતાં બોલી.

"જંગી જવાનો! આ કમબખ્તના બચ્ચાને કયદ કરી ફોરન જંજીરથી જકડી લ્યો કે, તેને ખ્યાલ આવે કે બાદશાહબેગમ સ્હામે હરફ ઉચ્ચારનાર–બોલનાર–કેવી બૂરી હાલતે પહોંચે છે."

બાદશાહબેગમ નુરજહાનનું ફરમાન છૂટતાં જ સિપાહીઓએ મ્યાન-માંથી શમશીર ખેંચી કાઢી અને મર્દના લેબાશમાં રહેલી મુમતાઝમહાલ તરફ સ્હેજ આગળ વધ્યા કે, તરત જ શાહજાદો ખુર્રમ ગુસ્સાભર્યા આવાઝે બોલી ઉઠયો.

"ઠયરો, એક પણ કદમ આગળ ઉઠાવ્યું છે તો જિંદગી સલામત નથી."

"આ ગુમાન ?"

"બાખુશીથી."

"ખુર્રમ! આનું પરિણામ શું આવશે તેનો ખેઆલ કર્યો છે?"

"જરૂર."

"તું એ ન ભૂલી જતો કે, નુરજહાનને ગુસ્સે કરવી તે આગ સાથે રમવા જેવું છે."

"આગને બુઝાવી નાખવાની પાણીમાં પૂરતી તાકાત હોય છે અને શાહજાદા સાહેબના પંજામાં સપડાયેલ બાદશાહબેગમ હરગીઝ કાંઇ પણ કરી શકે તેમ નથી."

"નુરજહાન શું કરી શકે છે તે જોવું છે?"

"બેશાશક."

"મારો ખૌફ ઉતરતાં જાનસલામત નથી."

"કોની જાન સલામત નથી, બાદશાહ બેગમ?" મુમતાઝમહાલે પૂછ્યું.

"ખુર્રમ અને તેના મદદગારોની."

"તદનગલત, બાદશાહ બેગમ! જમાનો પલટાઇ ગયો લેકીન આપ તેનાથી વાકેફગાર ન બની શકયા તે જોઇ મને પારાવાર અફસોસ થાય છે. આજે તો શાહજાદા સાહેબ અને તેના મદદગારો કરતાં ખુદ શહેનશાહ બાનુની હાલત વધારે ખરાબ છે."

"તાકાત માપવી છે?" અંગાર મિસાલ ચશ્મો કરતાં શહેનશાહબાનૂ નુરજહાને પૂછ્યું.

"બિલકુલ ઠીક."

"જંગે જવાનો! ફોરન આ જવાનનું માથું ઉડાવી દો." આમ કહીને બાદશાહ બેગમ નુરજહાન તેના સિપાહીઓ તરફ જોઇ રહી, લેકીન એકપણ સિપાહી બચ્ચાની છાતી એક કદમ પણ આગળ મૂકવાને ચાલી નહીં. બાદશાહબેગમ નુરજહાનનો મિજાજ બરખેલાફ બન્યો–તે તેનો પિત્તો ગુમાવી બેઠી અને બીજી જ પળે બાજુમાં ઉભેલા સિપાહીની કમરમાંથી શમશીર ખેંચી લઇને કૂદી પડી.

મુમતાઝમહાલ પૂરતી સાવચેત હોવાથી સ્હેજ પાછળ ખસી ગઇ અને બાદશાહ બેગમ નુરજહાનનો દાવ ચુકાવી પોતાની શમશીરના

વારથી શહેનશાહબાનુ નુરજહાનના હાથમાંની શમશીર તેને ફેંકી દેવાની ફરજ પડે તેવો સખ્ત ફટકો-વાર કર્યો. બાદશાહબેગમ નુરજહાનના હાથને સખ્ત ઇજા ન થઇ, લેકીન તેના મુલાયમ હાથે સખ્ત દુ:ખ-દર્દ પયદા થયું., તરત જ શમશીર ફેંકી દેવાની મોગલ સલ્તનતની મલ્કા નુરજહાનના દિલમાં બિલકુલ ખ્વાહિશ નહીં હોવા છતાં તે ફેંકી દેવાની તેને ફરજ પડી.

બાદશાહબેગમ નુરજહાનના હાથમાંથી પડી ગયેલી શમશીર ઉઠાવી લેવાનું ફરમાન છોડતાં મુમતાઝ મહાલ બોલી ઊઠી.

"કાસમ! શમશીર ઉઠાવીને તારા કબજામાં રાખ. જ્યારે માગું ત્યારે હાજર કરજે." આમ કહીને તે બાદશાહબાનુ નુરજહાન પ્રત્યે બોલી.

"બાદશાહબેગમનું શું ફરમાન છે?"

મુમતાઝમહાલના ઉપરના સુખન બાદશાહબેગમ નુરજહાનના કાને પડતાંજ તેનો ગુસ્સો ઔર વધી ગયો. તેના ચ્હેરા પર સ્હેજ વધુ રતાશ પથરાઇ ગઇ અને બીજી જ પળે તેની કમરમાં છુપાવી રાખેલું ખંજર કાઢીને મુમતાઝમહાલ તરફ તેણે ફેંક્યું, લેકીન શાહજાદો ખુર્રમ પુરતો સાવચેત હોવાથી તેણે તેની શમશીરથી ખંજરનો દાવ-નિશાન ચુકાવી આછું આછું મુસ્કેરાતાં કહ્યું.

"બાદશાહબેગમ નિશાનબાજીનો દાવ પૂરી તરેહથી ખેલી જાણતા હોય તેમ હરગીઝ માલુમ પડી આવે છે."

"અને તેથી જ—" શહેનશાહબાનુ નુરજહાન આગળ બોલવા જાય છે તેવામાં શહેનશાહ જહાંગીરશાહ લસ્કર સાથે આવી પહોંચ્યાના સમાચાર સૌના કાને પડ્યા. હરેક-હરેક ગંભીર બની ગયા. બાદશાહબેગમ નુરજહાનના દિલની ખુશાલી વધી જતાં તે બોલી ઊઠી:

"હવે જ મારા અપમાનનો બદલો પૂરી તરેહથી વસુલ કરીશ અને નુરજહાન શું કરી શકે છે તે હરેકને બતાવી આપીશ." આમ બોલતાં બોલતાં મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરને આવતો જોવામાં તે મશ્ગૂલ બની ગઇ.

શહેનશાહ જહાંગીરને શાહી ફોજ સાથે આવતો જોતાંજ બાદશાહબેગમ નુરજહાનના દિલમાં ખુશાલી પયદા થઇ અને બીજીજ પળે તેના ગુલેગુલાબી ચ્હેરા પર આછા મુસ્કેરાટ સાથે અાર રોશની ચમકી ઊઠતાં ખુશખુશાલ ચ્હેરે તે જે તરફથી શાહીફોજ સાથે શહેનશાહ જહાંગીર આવતો હતો તે તરફ જોઇ રહી.

"નુરજહાન શું કરી શકે છે તેનો ખુર્રમને હવે પૂરાતોરથી ખેઆલ પયદા થઇ શકશે. નુરજહાનના અપમાનનો કિન્નો કેટલો કાતિલ અને ખૌફનાક-ભયંકર હોય છે તે હવેજ શાહજાદો ખુર્રમ પૂરાતોરથી પિછાની શકશે." આમ બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાનનો રૂપની રોશનીથી ચમકતો ચ્હેરો અંગાર મિસાલ લાલ બની ગયો, અને બીજીજ પળે કેમ જાણે શાહજાદા ખુર્રમ અને તેના મદદગારોને બૂરી હાલતે પહોંચાડવાનો તેના દિલમાં પક્કો ઠરાવ-નિશ્ચય ન કરી બેઠી હોય તેવા ભાવે-તેવી નજરે તે શાહજાદા ખુર્રમ અને તેના મદદગારો તરફ જોઇ રહી.

શાહજાદા ખુર્રમ અને બાદશાહબેગમ નુરજહાનની છેક નજદિક આવી પહોંચતાંજ શહેનશાહ જહાંગીર પૂરી તરહથી મામલાને પિછાની ગયો અને પોતે ફેંકેલો શેતરંજનો દાવ આબાદ પાર પડેલો જોતાંજ તેના દિલમાં ખુશાલી પયદા થઇ અને તેથી ખુશમિજાજમાં આવી જતાં તે બોલી ઊઠયો.

"ખામોશ! એક બીજા પર કિન્નો લેવાની બિલકુલ જરૂરત નથી. બાદશાહબેગમ નુરજહાનની ચાલબાજી અને કાવાદાવાથી હું પૂરી રીતે વાકેફગાર બની ચૂકયો હોવાથી નાજુક બદનની નાઝનિન પણ કેવી ગઝબનાક ચાલ ચાલી શકે છે-પોતાનો પાસો પોબાર પાડવા કેટલી હદે કાવાદાવાની રમત ખેલી શકે છે અને કેવી જાતની હિકમત અને ચાલાકીની રમત રમી શકે છે તે જો મને નાદીરાનો ભેટો થયો ન હોત તો તે હકીકત પર કાળો પડદો પડત-તે બિલકુલ

મારા ખેઆલમાં ન આવત અને બાદશાહબેગમની ખ્વાહિશ–તમન્નાનો ભોગ કેટલાયે નિર્દોષ ઇન્સાન બની ગયા હોત.”

“અને શાહજાદા ખુર્રમના મઓતનો ઘંટ પૂરી તરહથી વાગી રહ્યો હોય તેમ મારા કાન સાથે અથડાય છે. સારાયે હિન્દુસ્તાનની મલ્કા બાદશાહ-બેગમ નુરજહાન સ્હામે બાથ ભીડવાનું કેવું ખૌફનાક અને ભયંકર પરિણામ આવે છે તેનો આબાદ ખેઆલ પળભરમાં તેને મળી જશે, અને તેથી–”

બાદશાહબેગમ નુરજહાન આમ પોતાના ખેઆલની પરંપરામાં મસ્ગૂલ હતી તેવામાં શાહી ફોજ સાથે શહેનશાહ જહાંગીર ત્યાં આવી પહોંચતાં જ શાહજાદા ખુર્રમ અને તેના જંગે જવાનોએ પોતાની–હરેકની શમશીર મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરના કદમમાં મૂકી દીધી, અને સૌ એકી સાથે અદબ જોડીને ઊભા રહ્યા.

તરત જ શાહજાદો ખુર્રમ શહેનશાહ જહાંગીરની છેક નજદિકમાં જઇ તેને કુર્નીશ બજાવતાં બોલ્યો.

“શહેનશાહ સલામત! આ નાચીઝ લડકાએ તમારા સ્હામે શમશીર ઉઠાવી તેના માટે હરગીઝ દિલગીર છે અને મોઆફીના ઉમેદવાર તરીકે તમારા પાક કદમમાં આરજુ ગુજારે છે. તો આશા છે કે બાદશાહ સલામત ઉદાર દિલે મારા ગુન્હાની મોઆફી બક્ષશે.”

બાદશાહબેગમ નુરજહાનના ખેઆલમાં પણ ન હતી તેવી વસ્તુ-સ્થિતિ ઉપસ્થિત થતાં જ શહેનશાહબાનુ નુરજહાન પણ અજાયબીમાં ગર્ક બની ગઇ અને બીજી જ પળે તેના દિલમાં બોલી ઉઠી.

“આ શું? બિલકુલ ખેઆલમાં પણ ન આવે તેવી ચાલબાજી? એક તરફથી મને બંદીવાન બનાવવામાં આવે છે ત્યારે બીજી બાજુથી બાદશાહ સલામતનો માનમરતબો પૂરી તરેહથી જાળવવામાં આવે છે! આ પણ એક જાતની ચાલબાજી અથવા શેતરંજની રમતનો દાવ તો નહિ હોય? લેકીન બિલકુલ ફિક્ર કરવાની જરૂરત નથી. હું શહેનશાહ સલામતને ચાલબાજોની શેતરંજનું પ્યાદું હરગીઝ નહિ થવા દઉં?”

આમ બોલતાં બોલતાં પળ એકમાં કેટલીયે જાતના ખેઆલ તેના દિલમાં પયદા થઇ ગયા. પોતાની ઊંધી વળી ગયેલી બાજીને-કિસ્મતના રંગને કેવી રીતે પહોંચી વળવું અને બાદશાહબાનુ નુરજહાન લેકીન ઔરત જ નહીં, પણ રાજ્યદ્વારી દાવ ફેંકવામાં કુશળ નાઝનિન છે, તેમ બતાવી આપવાના મક્કમ નિશ્ચય પર આવતાં પળ બે પળે તે શાહજાદા ખુર્રમ અને દિલ્લી અને આગ્રાના તાજોતખ્તના માલિક શહેનશાહ જહાંગીર બંને તરફ એકી ટસે જોઇ રહી.

---

# પ્રકરણ ઓગણત્રીસમું

## ત્રિશૂલધારિણી એ જ નાદીરા

"નુરેચશમ! હવે તને પાકી ખાતરી થઇ ગઇ હશે કે, શાહજાદા ખુર્રમના દુશ્મનોએ તેના માટે ફેંકેલા દાવપેચ અને કાવાદાવાની ચોસરબાજી–શેતરંજની રમત મારફતે શાહજાદા ખુર્રમ બાબતની જે હકીકતથી તને વાકેફગાર બનાવવામાં આવેલ છે તે લેકીન તેના તરફ તને ગેરરસ્તે દોરવા માટે જ હતું. ગઇ કાલના બનાવથી તને પૂરેપૂરી ખાતરી થઇ હશે કે, શાહજાદો ખુર્રમ તારા દિલમાં તેના માટે જે ખેઆલ પયદા થયો છે તેના કરતાં હરગીઝ કાંઇક જુદો જ છે. મતલબ કે તેના માટે ખેઆલ બાંધવામાં તને ગયરરસ્તે દોરવામાં આવી હતી. શાહજાદો ખુર્રમ તેના વાલિદ–પિદર તરફ બિલકુલ બેવફા નથી લેકીન—"

બાદશાહબેગમ નુરજહાનના દિલમાં શાહજાદા ખુર્રમ માટે જે ખેઆલ રમી રહ્યો હતો, તે બિલકુલ બેવજૂદ હતો, તેવો ખેઆલ શહેનશાહ જહાંગીરે શહેનશાહબાનુ નુરજહાનના દિલમાં પયદા કરવાના સબબસર ગુફતગો કરતાં કરતાં શહેનશાહ જહાંગીરે બેહિસ્તની હુર મિસાલ રોશની પયદા કરતી બાદશાહબેગમ નુરજહાનને જણાવ્યા પછી આસ્માનમાં રૂપની રોશની ચાંદની મિસાલ આલમને પોતાની રૂપની રોશનીમાં આંજતી બાદશાહબેગમ નુરજહાનના પર ઉપરના સુખનની કેવી અસર પયદા થાય છે, તે જોવા માટે મોગલ સલ્તનતનો માલિક શહેનશાહ જહાંગીર શહેનશાહબાનુ નુરજહાનના ચાંદની મિસાલ ચમકતા ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"બાદશાહ સલામતના સુખનમાં પૂરેપૂરી સચ્ચાઇ હોય તેમ ગઇ કાલના બનાવપરથી મને સાફ સાફ જણાઇ આવ્યા વિના રહેતું નથી અને મારે એટલું તો બેલાશક કબૂલ કરવું પડશે કે, શાહજાદા ખુર્રમને મારી પાસે જેવો ચીતરવામાં આવ્યો હતો તેવો બેવફા અને નાલાયક શાહજાદો તે હરગીઝ નથી."

ગઇ કાલના મયદાને જંગના પરિણામપરથી બાદશાહબેગમ નુરજહાને ફેંકેલો શેતરંજનો દાવ બિલકુલ બર આવે તેવું વાતાવરણ નહિ હોવાથી બાદશાહબેગમ નુરજહાનના દિલમાં પુરતો મોક્કો મળતાં જ શાહજાદા ખુર્રમનો ટોટો પીસી નાખવાની તેની તમન્ના હોવા છતાં પોતાની કારગત કોઇ પણ રસ્તે ફાવી શકે તેમ નહીં હોવાથી તેના જિગરમાં-દિલમાં બીજી જ જાતની રમત ખેલતી હોવા છતાં બાદશાહબેગમ નુરજહાને ઉપર પ્રમાણે જવાબ આપ્યો.

"શાહજાદા ખુર્રમ અને બાદશાહબેગમ વચ્ચે વધારે કડવાશ પયદા થાય તે પહેલાં આ હકીકતથી તમો પૂરતી રીતે માહિતગાર બન્યા તે માટે આલમના માલિક પાક પરવરદિગારનો હું અહેસાનમંદ છું."

"અને મામલો કાંઇક જુદું જ રૂપ પકડે તે પહેલાં ખુદાપાકે કાવતરાંબાજોના હાથ હેઠા પાડયા અને ખરી વસ્તુ આપોઆપ બહાર આવી ગઇ તેના માટે હું ખુશ છું."

પોતાના જિગરમાં-દિલમાં શાહજાદા ખુર્રમ માટે જુદો જ ખ્યાલ રમતો હોવા છતાં શાહજાદા ખુર્રમની જ ચાલબાજીથી શાહજાદા શહેરિયારને બાદશાહ અને પોતાની બેટી રોશનઆરાને બાદશાહબેગમ બનાવવાની દિલની ખ્વાહિશ બર નહિ આવી શકવાથી બાદશાહબેગમ નુરજહાનના દિલમાં ખુન્નસનો અંગાર ભડભડાટ જલતો હતો. શહેનશાહ જહાંગીરને લેકીન ખુશ બનાવવા ખાતિર બાદશાહબેગમ નુરજહાને ઉપરના સુખન કહ્યા.

બાદશાહબેગમના આ લબ્ઝ શહેનશાહ જહાંગીરના કાને પડતાં જ બાદશાહબેગમ નુરજહાન તેનું વાકય ખતમ કરે તે પહેલાં તેના જ બોલવડે તેને બાંધી લેવાના ઇરાદાથી મોગલ શહેનશાહતના માલિક શહેનશાહ જહાંગીરે કહ્યું:

"શાહજાદા ખુર્રમને મોગલ રિયાસતના-દિલ્હી અને આગ્રાના તાજોતખ્તના વલીઅહદ તરીકે સ્વીકારવાનું શાહી ફરમાન બહાર પાડવાની મારા દિલની તમન્ના છે. હવે શાહજાદા ખુર્રમ તરફ શહેનશાહ-

બાનુને બિલકુલ ગુસ્સો નથી, એટલે મારા આ ખેઆલને બાખુશીથી મંજૂર કરશે. શાહજાદા ખુર્રમને મોગલ રિયાસતના વલીઅહદ તરીકે બાદશાહબેગમ મંજૂર રાખશે.''

આમ કહીને શહેનશાહ જહાંગીરે એક વખત ફરીથી બાદશાહ-બેગમ નુરજહાનના પરીસૂરત ચ્હેરા તરફ નજર ફેંકી. બાદશાહબેગમ નુરજહાન શહેનશાહ જહાંગીર સાથેની ગુફ્તગોમાં મોગલ રિયાસતના માલિકના દિલથી પૂરતી રીતે વાકેફગાર બની ગઇ હતી. તેના દિલમાં કઇ જાતની રમત રમી રહી છે તેનાથી શહેનશાહ જહાંગીરને બિલકુલ વાકેફગાર નહીં થવા દેવાના તે નિશ્ચયપર આવી. તેના દિલના ભાવો આબાદ રીતે છુપાવવાની કોશિશ કરતાં તે આછું મુસ્કેરાટભર્યું હસી, અને બીજી જ પળે તેના કાતિલ ચશ્મો નચાવતાં અને તેના ગજબનાક કામણમાં શહેનશાહ જહાંગીરને પાગલ બનાવવાની કોશિશ કરતાં તે બોલી:

''આ કમતરીન બાંદી બાદશાહ સલામતના ખેઆલમાં પૂરી તરેહથી સંમત છે. શાહજાદા ખુશરૂ અને પરવીઝની ગયર હાજરીમાં હિંદુસ્તાનની મોગલ સલ્તનતનો માલિક બનવાનો જો કોઇનો પણ હક્ક હોય તો તે લેકીન શાહજાદા ખુર્રમનો જ છે અને તેમાં મંજૂરી આપતાં મારા દિલમાં હરગીઝ ખુશાલી પયદા થાય છે.''

''આલમની રોશની મિસાલ બદનમાંથી રોશની ફેંકી મારા દિલમાં ખુશાલી પયદા કરનાર શહેનશાહબાનુ નુરજહાનનું દિલ આટલું બધું વિશાળ હશે અને સાચી હકીકતથી વાકેફગાર બનતાં પોતાનો ખેઆલ તદ્દન ગલત અને ભૂલ ભરેલો હતો તેનું સાફ સાફ કબુલ કરશે, તેવો મારા દિલમાં બિલકુલ ખેઆલ નહતો લેકીન—''

આમ બોલતાં બોલતાં પરીસૂરત બાદશાહબેગમ નુરજહાનના દિલમાંથી ચમકતી રોશનીને જોવામાં શહેનશાહ જહાંગીર પળ બે પળ મશ્ગૂલ બની ગયો. બીજી જ પળે બાદશાહબેગમ નુરજહાનનો નાજુક હાથ પોતાના હાથમાં પકડી તેના બદનને પોતાની ગોદ તરફ ખેંચતાં શહેનશાહ જહાંગીરે કહ્યું.

"શહેનશાહબાનુના વિચારોમાં હું પૂરેપૂરો સંમત છું અને તેથી અત્યારે અને આજ પળે શાહજાદા ખુર્રમને મોગલ સલ્તનતનો વલી-અહદ તરીકે જાહેર કરવાનું બાદશાહબેગમની મહોર સાથેનું ફરમાન બહાર પાડવાની હું તમન્ના ધરાવું છું. શહેનશાહબાનુ તેને ફોરન અમલમાં મુકે તેવી હું ખ્વાહિશ ધરાવું છું."

ઉપરના સુખનનો શહેનશાહબાનુ નુરજહાન કાંઇ જવાબ આપે તે પહેલાં શહેનશાહ જહાંગીરે તેના પરવાળા મિસાલ લબ પર લબ મીલાવીને શાહજાદા ખુર્રમને વલીઅહદ તરીકે જાહેર કરતા ફરમાન પર બાદશાહ બેગમ તેની મહોર મારે તે પહેલાં શહેનશાહ જહાંગીરે તેના ગુલેગુલાબી ગાલ પર મહોર મારી. બીજી જ પળે બાદશાહબેગમ નુરજહાનના માહતાબ મિસાલ ચ્હેરા પરની ચમકતી રોશનીનું પાન કરવામાં મસ્ત બની ગયો.

શહેનશાહ જહાંગીરે કેટલોક વખત આવી રીતે નુરજહાનના બદનમાંથી ચમકતી રોશનીથી દિલની પ્યાસ બુઝાવવામાં ગુમાવ્યા પછી શહેનશાહબાનુ નુરજહાનનો નાજુક અને મુલાયમ હાથ પોતાના હાથમાં લેતાં કહ્યું.

"બાદશાહબેગમ જાણીને ઔર તાજ્જુબ બની જશે કે, મયદાને જંગમાં કાંઇ ખરાબ પરિણામ આવે તે પહેલાં તેને અટકાવવા માટે સખ્ત પરેશાની ઉઠાવનાર વ્યકિત બીજી કોઇ નહીં, લેકીન બાદશાહ બેગમની લાડીલી—"

શહેનશાહબાનુ નુરજહાનની આતુરતા વધારવા—ઔર પયદા કરવાના ઇરાદાથી શહેનશાહ જહાંગીરે વાકયને ખતમ નહિ કરતાં અધુરૂં જ રહેવા દીધું અને બીજી જ પળે બાદશાહબેગમ નુરજહાનની હડપચી સ્હેજ ઊંચી કરીને બાદશાહબાનુ નુરજહાનના ગુલેગુલાબી ગાલ પર એક બોસો લીધો.

"બાદશાહ સલામતના દિલમાં કઇ ચીજ રમે છે, તેનાથી હું બિલકુલ વાકેફગાર થઇ શકતી નથી. જો મારા માલિકને આ કમતરીન બાંદીને સઘળી હકીકતથી પૂરતી રીતે માહિતગાર બનાવ-

વામાં બિલકુલ હરકત ન હોય અને હરગીઝ છુપાવ્યા વિના આ લોંડીને સઘળી બિના જણાવશે તો શહેનશાહ સલામતના કદમની જુત્તી મિસાલ આ બાંદીપર દિલ્હી અને આગ્રાના તાજોતખ્તના માલિક પૂરતો ઇતબાર ધરાવે છે, તે જાણી મારી ખુશાલીનો પાર નહિ રહે."

આમ કહીને શહેનશાહ જહાંગીરના દિલમાં રમતી હકીકતથી વાકેફગાર બનવા માટે બાદશાહબેગમ નુરજહાને નવો જ દાવ ફેંકયો.

"બાદશાહબેગમ શું પૂરી તરેહથી તેનું નામ જાણવાને ઇંતેજાર છે?" ખુશાલીમાં આવી જતાં શહેનશાહ જહાંગીરે પૂછયું.

"બાખુશીથી." આછો આછો મુસ્કેરાટ ચહેરા પર પયદા કરતાં બાદશાહબેગમ નુરજહાન બોલી.

"લેકીન તે નામ જ એવું છે કે તે સાંભળતાં જ શહેનશાહ બાનુની અજાયબીમાં ઔર તાજુબ્બી પયદા થયા વગર નહિ જ રહે, તેવો મારા દિલમાં શક છે."

"ખરેખર! તેવું જ છે?"

"બિલકુલ સચ."

"તો પછી તેનાથી વાકેફગાર બનાવવામાં આટલી બધી ઢીલ–વિલંબ શા માટે પયદા થાય છે, તે જ હું સ્હમજી શકતી નથી." પોતાના કાતિલ ચશ્મોમાંથી દિલને વીંધી નાખે તેવી ગજબનાક રોશની ફેંકતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"મને પૂરતો ઇતબાર છે કે, બાદશાહબેગમ તેનું નામ સાંભળતાં જ ચમકી ઉઠશે."

"નામથી વાકેફગાર બન્યા વગર તેની બાદશાહ સલામત આટલી બધી તારીફ કરે છે, તેનું કારણ જ બિલકુલ મારા ખેઆલમાં આવી શકતું નથી."

"એટલા માટે કે આ નામ જ એવા કિસમનું છે. તે બાદશાહ બેગમના કાન સાથે અથડાતાં જ હું ભૂલતો ન હોઉં તો બાદશાહ-બેગમના દિલમાં હરગીઝ ખુશાલી પયદા થયા વગર નહિ જ રહે."

"એમ?"

"જરૂર."

"તો પછી મારા માલિક! તેનાથી વાકેફગાર બનાવતા પહેલાં મને તલસાવો છો શા માટે?"

"તેમાં તલસાવવા જેવું હરગીઝ નથી. નાદીરા નામની બાંદીને તો બાદશાહબેગમ હરગીઝ પીછાનતાં જ હશે?"

"પૂરાતોરથી લેકીન—"

"નાદીરા આ ફાની આલમ પર નથી, એ જ તમારે જણાવવું છે ને?"

શહેનશાહ જહાંગીરના ઉપરના સુખન બાદશાહબેગમ નુરજહાનના કાને પડતાં જ તેના ચ્હેરા પર રતાશ પયદા થઈ. તેનો ગુલાબી ચ્હેરો ઔર આકર્ષક બન્યો. નાદીરાની હકીકતથી શહેનશાહ જહાંગીર વાકેફ-ગાર છે તેવું જણાતાં શહેનશાહ બાનુ નુરજહાન શહેનશાહ જહાંગીર તરફ મીઠી નજરે જોતાં બોલી.

"બાદશાહ સલામતનો ખેઆલ બિલકુલ ગલત હોય તેમ મારૂં દિલ બાપોકાર જણાવી આપે છે. નાદીરા આ જહાન પર હૈયાત છે કે ગયર હૈયાત છે, તેનાથી હું બિલકુલ માહિતગાર નથી, લેકીન નાદીરા ઘણા મહિનાઓ થયાં શાહી રંગમહાલ છોડીને એકાએક ક્યાંઇ રવાના થઇ ગઇ છે—ગાયબ બની ગઇ છે, તે જ હકીકત હું શહેનશાહ સલામતને જણાવવાની ખ્વાહિશ ધરાવતી હતી. ત્યાં તો નાદીરા આ આલમ પર નથી તેવા સમાચારથી જહાંપનાહે મને વાકેફ-ગાર બનાવી. શું નાદીરા મઓતને આધીન થઇ છે? કેવી દિલસોઝ ઔરત હતી?" આમ કહીને ઉપરની હકીકતથી કેમ જાણે બાદશાહબેગમ નુરજહાનના દિલમાં અફસોસ પયદા ન થયો હોય તેવા આવાજે તે બોલી.

"નાદીરા મઓતને આધીન બની છે કે નહિ તેનાથી હું પૂરતો વાકેફગાર નથી લેકીન—" શહેનશાહ જહાંગીરે બાદશાહબેગમ નુરજહા-નને સ્હેજ ઉડાઉ જવાબ આપતાં કહ્યું.

"તો પછી શું નાદીરા જિન્દા છે?"

"તેવા જ કાંઇક સમાચાર મળ્યા છે?"

"નાદીરા જીવે છે ?" પોતાની અજાયબી નહિ રોકી શકતાં બાદશાહબેગમ નુરજહાનથી એકાએક બોલી જવાયું.

"તો પછી તે કયાં છે તે કેમ હરગીઝ જણાવતા નથી ?"

"નુર ! તું નાદીરાને ચાહે છે ?"

"દિલોજાનથી."

"તેની મુલાકાત થતાં બાદશાહબેગમના દિલમાં ખુશાલી પયદા થશે ?" બાદશાહબેગમ નુરજહાનના દિલની કસોટી કરવાની મતલબથી શહેનશાહ જહાંગીરે પૂછયું.

"બાખુશીથી. તેને ભેટવા આ આલમપર મારા જેટલું બીજું કોઇ હરગીઝ ઇંતેજાર નહિ હોય."

"તો પછી બાદશાહબેગમ નાદીરાની મુલાકાત કરવાની તમન્ના ધરાવે છે ?"

"અલબત."

બાદશાહબેગમ નુરજહાનના ઉપરના સુખન શહેનશાહ જહાંગીરના કાને પડતાં જ તેણે તાળી પાડી. તાળીનો આવાઝ થતાં જ એક બાંદી કુર્નિશ બજાવીને શહેનશાહ જહાંગીરની ખિદમતમાં હાજર થઇ ગઇ. બાંદીને જોતાં જ શહેનશાહ જહાંગીરે કહ્યું:

"ફોરન ત્રિશૂળધારિણીને મારી પાસે હાજર કર."

"જહાંપનાહ ! આ ત્રિશૂળધારિણી કોણ છે ?"

"તે અહીંઆં હાજર થતાં જ તેનો ભેદ આપોઆપ ખુલ્લો થઇ જશે."

"લેકીન—"

બાદશાહબેગમ નુરજહાન એક પણ લબ્ઝ આગળ બોલે તે પહેલાં બાંદી ત્રિશૂળધારિણીને લઇને ત્યાં આવી પહોંચી. શહેનશાહ જહાંગીરની ઇશારત થતાં જ બાંદી કુર્નિશ બજાવીને ત્યાંથી રવાના થઇ ગઇ.

બાંદીના ગયા પછી શહેનશાહ જહાંગીરે બાદશાહબેગમ નુરજહાન તરફ નજર ફેંકતાં કહ્યું:

"નુરેચશ્મ ! તારી લાડકી નાદીરા તારા કદમ પાસે મોજુદ છે."

"બાદશાહ સલામત ! શા માટે લોંડીની હાંસી ઉડાવો છો? આ ત્રિશૂળધારિણી નાદીરા ! હરગીઝ ગલત છે. હિંદુઓની કોઇ દેવી—" આમ બોલતાં બોલતાં શહેનશાહબાનુ નુરજહાન કાંઇક ખ્યાલમાં મસ્ત બની અને કેટલોક સમય તે ખ્યાલમાં ગુમાવ્યા પછી તે ફરી બોલી ઊઠી.

"બાદશાહ સલામત શા માટે મસ્કરી કરી મને બેવકૂફ બનાવવાની કોશિશ કરી રહેલ છે?"

"મસ્કરી ? બિલકુલ નહિ. નુર ! આ ત્રિશૂળધારિણી ખુદ હરગીઝ નાદીરા છે." આમ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીરે ત્રિશૂળધારિણી તરફ નજર ફેંકી અને બીજી જ પળે આછું હસ્યો.

કેટલોક વખત આવી રીતે ત્રિશૂળધારિણી તરફ એકીટસે જોઇ રહ્યા પછી ત્રિશૂળધારિણી એ જ નાદીરા છે તેવી તેના દિલમાં પાકી ખાત્રી થઇ. બાદશાહબેગમ નુરજહાનના દિલમાં ગુસ્સાની આગ પયદા થઇ, અને તેથી ખૌફનાક ચશ્મોએ કેમ જાણે તેના દિલમાં પયદા થયેલી અંગારની રોશનીમાં નાદીરાને જલાવી દેવાની કોશિશ ન કરી રહી હોય તેમ ત્રિશૂળધારિણી-નાદીરા તરફ તે જોઇ રહી. તેના દિલમાં ખૌફનાક આગ જલતી હોવાથી તેના દિલમાં નાદીરાનો ટોટો પીસી નાખવાની કોશિશ કરવાની ખ્વાહિશ પયદા થઇ, લેકીન મોગલ સલ્તનતના માલિક શહેનશાહ જહાંગીરની હાજરી હોવાથી પોતાના દિલની હકીકતથી કોઇ પણ વાકેફગાર ન બને તે માટે આછો મુસ્કેરાટ પયદા કરતાં બાદશાહબેગમ નુરજહાન બોલી:

"નાદીરા ! દૂર શા માટે ઊભી છે? મારી પાસે આવ. મારાથી બિલકુલ ડરવાની જરૂરત નથી. તારા તરફ મારા દિલમાં બ્હેન જેવો પ્યાર હરગીઝ રમી રહેલો છે. આમ શરમાય છે શા માટે? હરગીઝ શરમાવાની જરૂરત નથી." આમ કહીને બાદશાહબેગમ નુરજહાન ત્રિશૂળધારિણી-નાદીરાની છેક નજદિક ગઇ અને તેનો હાથ પકડીને પોતાની ગોદ તરફ ખેંચવાની તેણીએ કોશિશ કરી.

---

## પ્રકરણ ત્રીસમું

## નાદીરાનો વિજય

"નુરજહાને ફેંકેલો શેતરંજનો દાવ હરગીઝ ખાલી ન જાય છતાં શાહજાદા શહેરિયાર અને રોશનને મોગલ સલ્તનતની રિયાસતના માલિક બનાવવાની મારા દિલની ઉમ્મીદ બિલકુલ બર આવી નહીં, તે પણ કિસ્મતની કરામત છે. નુરજહાને ફેંકેલો દાવ હરગીઝ શિકસ્ત પામ્યો હોય–નિષ્ફળ ગયો હોય તો તે આ એક જ છે." આમ સ્વગત બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાન હજુ પણ કેવી રીતે દાવ ફેંકવામાં આવે તો હારેલી બાજીમાં જીતનો–ફત્તેહનો રંગ પયદા કરી શકાય તેના ખેઆલમાં મશ્ગૂલ બની ગઇ.

"શાહજાદો ખુર્રમ–મારા રાહમાં નડતો પથ્થર–તેને દૂર કરી દિલની તમન્નાને બર લાવવા માટે અનેક જાતની ચાલબાજી મેં ચલાવી, કાવાદાવા અને છળકપટના દાવ ફેંકયા, લેકીન હરગીઝ કિસ્મતે મને યારી ન આપી. નુરજહાનના દિલમાં એક જ ખ્વાહિશ ઘર કરી બેઠી છે અને તે નુરજહાન પછી નુરજહાનની બેટી રોશન બાદશાહબેગમ બને તે જોવાની, લેકીન તે બિલકુલ બર આવે તેવા સંજોગો જણાતા નથી. શેતરંજની બાજીની રમતની હાલત આ તબક્કે એવી કઢંગી બની ગઇ છે કે, તેની પાછળ સખ્ત મહેનત ઉઠાવવા છતાં હરગીઝ દિલની ઉમ્મીદ બર ન જ આવી, અને—"

ઉપરના સુખન બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાનનો આવાઝ ભારે બની ગયો. તેનું ગળું સ્હેજ ભરાઇ આવ્યું. તેના ગુલેઅનાર મિસાલ ચમકતા ચ્હેરા પરની ચાંદની–માહતાબની રોશની સ્હેજ ફિક્કી પડી. બીજી જ પળે તેના કાતિલ, ગમે તેવા ઇન્સાન પર કાબૂ જમાવી પોતાના દિલનું ધાર્યું કરાવવાની તાકાત ધરાવતા ચશ્મોમાંથી આંસુ ટપકી પડયાં. કેટલોક વખત આવી હાલતમાં પસાર કર્યા પછી આંસુ પાડવાથી કે, ગમગીની પયદા કરવાથી હાથમાંથી છટકી ગયેલી બાજી

પર હવે બિલકુલ કાબૂ પયદા કરી શકાય તેમ નહિ હોવાથી પોતાના દિલને સ્હેજ મજબૂત બનાવતાં ફરી સ્વગત બોલીઃ—

"આલમમાં કોઇ પણ ઇન્સાનના દિવસો એક સરખા હરગીઝ પસાર થયા નથી તો પછી તેના માટે શોક પયદા કરવાથી શો ફાયદો? હું કોણ? એક સાધારણ મુસાફરની બેટી. કિસ્મતના રંગે આજે બાદશાહબેગમ છું લેકીન—" આમ બોલતાં બોલતાં પાછી બાદશાહબેગમ નુરજહાન કાંઇક બેઆલમાં મસ્ત બની ગઇ.

"શાહજાદા ખુશરૂ અને પરવીઝને આબાદ રીતે મારા રસ્તામાંથી દૂર કરી શકી, લેકીન શાહજાદો ખુર્રમ મારા રાહમાં પથ્થર મિસાલ ખડો છે અને તેથી મારી મહેનત, કરામત અને ચાલબાજી તથા કાવાદાવા બિલકુલ બર ન આવ્યા, બલ્કે ફેંકેલા દાવ ઊંધા વળી ગયા અને મોગલ શહેનશાહતના માલિક શહેનશાહ જહાંગીરને પોતાની આંગળીના ટેરવે નચાવનાર નુરજહાનને શિકસ્ત આપી. જિંદગીમાં શિકસ્ત કે પરાજય જો નુરજહાનને તેના દાવમાં મળ્યો હોય તો તે આ પહેલીજવાર છે. નુરજહાનના દિલની મુરાદ, તમન્ના અને ઉમ્મીદ પર આજે ઠંડું પાણી પડયું છે અને આગળ વધીને કહું તો નુરજહાનની ઉમ્મીદ અને ખ્વાહિશ પર કત્લની તલવાર ચાલી ગઇ છે. તેમ કહું તો હરગીઝ ખોટું નથી."

આમ બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાનની ચશ્મોનો રંગ એકાએક બદલાઇ ગયો. તેના ચહેરા પર ગુસ્સાની ચિનગારી પયદા થઇ. તેના ગુલાબી ગાલો પર વધુ રતાશ તરવરી રહી—પયદા થઇ. પોતાના આ દિલના ઘાને રૂઝાવવા માટે જો તેનું ચાલતું હોત તો એક ઘડી પણ બિલકુલ ગુમાવ્યા વગર શાહજાદા ખુર્રમ અને તેના મદદગારોને જહાન પર સલામત રહેવા દેત નહિ, તેનું તેના ચહેરા પરથી જણાઇ આવ્યા વગર રહેતું ન હતું, લેકીન કિસ્મતનો દાવ આજે શાહજાદા ખુર્રમની તરફદારી કરી રહ્યો હોવાથી બાદશાહબેગમ નુરજહાનના દિલમાં અંગાર મિસાલ જલતી આગને બુઝાવવાની કોશિશ કરતાં તે બોલી.

"નુરજહાનના દિલમાં પયદા થયેલી હરેક તમન્ના પૂરાતોરથી બર આવી છે અને સલ્તનતના રાજકાજમાં પણ દિલ્હી અને આગ્રાના તાજોતખ્તના માલિકના શાહી ફરમાન પર નુરજહાનની મહોર પડે ત્યારે જ શાહી ફરમાન અમલમાં મુકાય છે. આવી બાદશાહી સત્તા પર કાબૂ ધરાવનારી નુરજહાનના દિલની આ હાલત ?" આમ બોલતાં બોલતાં દિલમાં કાંઇક ખ્યાલ પયદા થયો. બાદશાહબેગમ નુરજહાને તાળી પાડી કે તરત જ બાદશાહબેગમના ફરમાનને અમલમાં મૂકવા માટે એક બાંદી ત્યાં હાજર થઇ ગઇ અને બાદશાહબેગમ નુરજહાનને કુર્નિશ બજાવીને હુકમની રાહ જોતી ખડી રહી.

કેટલોક વખત બાદશાહબેગમના ફરમાનની રાહ જોતી બાંદી ખડી રહી હશે તેવામાં બાદશાહબેગમ નુરજહાનની નજર બાંદી પર પડતાં જ તે બોલી.

"કેમ ! શા ખબર છે ?"

"શહેનશાહ બાનુએ તાળી પાડવાથી હુકમ ઉઠાવવાને આ બાંદી આવી પહોંચી છે લેકીન—" બાંદી બાદશાહબેગમ નુરજહાનને પોતાના આવવાનું કારણ સમજાવવાની કોશિશ કરવા લાગી.

"હાલમાં મને તારી જરૂરત નથી. બોલાવું ત્યારે ફોરન હાજર થજે." બાંદીને જવાનો હુકમ ફરમાવતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"બાદશાહબેગમનો જેવો હુકમ." આમ કહીને બાદશાહબેગમને કુર્નીશ બજાવી બાંદી ચાલી ગઇ. બાંદીના ગયા પછી એકાએક બાદશાહબેગમ નુરજહાન બોલી ઊઠી.

"નુરજહાનની જિંદગી ખતમ ન થાય ત્યાં સુધી આજે જે જાતની સત્તા નુરજહાન ભોગવી રહી છે તે તેના હાથમાં જ રહે તે માટે નુરજહાને અનેક જાતના કાવાદાવા અને છળ કપટના દાવ ફેંકયા, પળે પળે અનેક જાતના રંગ પયદા કર્યા લેકીન ઉંધું કિસ્મત જ દુશ્મન મિસાલ ગરજ સારતું હોય—સામનો કરવાને તૈયાર થયું હોય ત્યાં ઇન્સાન શું કરી શકે તેમ છે ? મારા દિલમાં જો રંજ પયદા થયો હોય તો તે લેકીન એ જ છે કે. નુરજહાન તેના હાથમાં રિયાસતની લગામ હોવા છતાં પોતાની બેટીને મોગલ સલ્તનતની મલ્કા હરગીઝ બનાવી શકી

નહિ. શું રોશન બિલકુલ ગમે તેવા શેતરંજના દાવ ફેંકવા છતાં બાદશાહબેગમ નહિ જ બની શકે?"

બાદશાહબેગમ નુરજહાન તેની જાહોજલાલી અને સાહ્યબીના દિવસો તરફ ખેઆલ દોડાવતી આજે કેવી બેહુદી હાલતે પહોંચી છે તે માટેના ખેઆલમાં મસ્ગૂલ બની ગઇ. તેવામાં તેના સવાલનો કોઇ ઇન્સાને જવાબ આપતાં જ તે એકાએક ચમકી બીજી જ પળે તેણીએ ચોતરફ નજર ફેંકી તો કોઇના આવવાના પગલાંનો આવાઝ તેના કાને પડયો. તે બોલી ઊઠી.

"ઇન્સાન તેના દિલમાં ગમે તેવી જાતની મુરાદ ધરાવે લેકીન તે બર લાવવી અને ઇન્સાનની આ કોશિશમાં ફત્તેહ અપાવવી તે તો હરગીઝ આલમના માલિકના કાબૂમાં છે. કોશિશ કરતાં ઇન્સાન પોતાની મુરાદ બર લાવી શકે છે, તે તો માનવી માત્રનો બિલકુલ ભ્રમ છે—આવી જાતના ભ્રમમાં મસ્ગૂલ બની આલમના માલિકની સત્તાને હું બિલકુલ ભૂલી ગઇ અને તેનાપર મારી સત્તા ચલાવવાની કોશિશ કરવા લાગી અને તેથી મારા દિલમાં ગરૂર પયદા થયું. બાદશાહબેગમ નુરજહાન ચાહે તો એક મામૂલી ઇન્સાનના કિસ્મતને પણ બદલાવી શકવાની તાકાત ધરાવે છે, લેકીન પોતાના જ કિસ્મતના રંગથી બિલકુલ બેવાકેફ નુરજહાનની હરગીઝ આ મગરૂરી હતી, તે આજે મને સાફ સાફ જણાઇ આવ્યા વિના રહેતું નથી."

આમ કહીને આવનાર ઇન્સાનના પગલાંનો અવાઝ છેક નજદિકમાંથી આવતો હોય તેમ તેને જણાયો. બાદશાહબેગમ નુરજહાને સ્હેજ નજર ઊંચી કરી તો નાદીરા આવતી હોય તેમ સાફ સાફ જણાઇ આવ્યા પછી બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"કોણ નાદીરા?"

"જીસરકાર. બાદશાહબેગમના માહતાબની રોશની મિસાલ ચમકતા ચ્હેરા પરની રોશનીમાં આજે કેમ ફિકાશ માલૂમ પડે છે? શહેનશાહબાનુ કોઇ જાતના ખેઆલમાં મશ્ગૂલ તો નહતાં?"

"નાદીરા! તારૂં કહેવું સાચું છે લેકીન—"

"શહેનશાહબાનુનું દિલ આજે આનંદમાં હોય તેમ હરગીઝ જણાતું નથી."

"બિલકુલ સચ. લેકીન નાદીરા! તું શાહી રંગમહાલમાંથી ગૂમ થઇ ગઈ હતી?"

"બાદશાહબેગમ તે હકીકતથી માહિતગાર બનવાની ઉમ્મીદ ધરાવે છે?"

"બાખુશીથી."

"લેકીન મને ડર પયદા થાય છે કે, તે બિનાથી વાકેફગાર બન્યા પછી દુશ્મનાવટ તો હરગીઝ પયદા નહિ થાય?"

"નાદીરા! તું આ શું બોલે છે? તને મારા સુખન પર ઇતબાર નથી?"

"શહેનશાહબાનુ! લેકીન મામલો એવી હદ પર આવી પહોંચ્યો છે કે, બધી હકીકતથી પૂરી રીતે વાકેફગાર થતાં જ બાદશાહબેગમની ચશ્મોમાંથી અંગાર પયદા થશે, અને પળભર દિલમાં એ મુરાદ ઘર કરી બેસશે કે, જો બાદશાહબેગમની સત્તા પૂરા દોરથી અમલમાં આવતી હોય, તો નાદીરાની ગરદન શમશીરથી ઉડાવી દેવાનું ફરમાન છોડો. કારણ કે નાદીરાની ચાલબાજીએ હિન્દુસ્તાનની મલ્કાના દિલની તમન્ના પાર પાડવાની હરેક કોશિશને બર આવવા દીધી નથી." આમ કહીને નાદીરાએ બાદશાહબેગમ નુરજહાનના દિલના ભાવ જાણી લેવા તેના ચ્હેરા તરફ નજર ફેંકી.

"નાદીરા! શું તું મારી કસોટી કરવાની કોશિશ કરે છે? તને મારા લબ્જ પર હરગીઝ યકીન નથી?"

"બાદશાહબાનુ! લેકીન હકીકત જ એવી બની ગઇ છે કે તેનાથી વાકેફગાર બનતાં જ તમો મને તમારી દુશ્મન સમજ્યા વગર હરગીઝ નહિ રહો."

"તારા દિલમાં જે ડર પયદા થયો છે તે બિલકુલ ગલત છે. એવી શી હકીકત બની ગઇ છે કે—" બાદશાહબેગમ નુરજહાન તેનું વાકય ખતમ કરવાને બદલે એકાએક અટકી ગઇ અને બીજી જ પળે તે છેક નાદીરાની નજદિક ગઈ અને તેના ખભા પર હાથ મૂકતાં બોલી.

"નાદીરા! શા માટે ફિઝૂલ ફિક્ર કરી તારા દિલમાં રંજ પયદા કરે છે?"

"બાદશાહબેગમ કબૂલ આપે છે કે, ગમે તેવી ખૌફનાક દિલમાં દર્દ પયદા કરનારી હશે લેકીન તેનાથી વાકેફગાર બન્યા પછી—"

નાદીરા તેનું વાકય ખતમ કરે તે પહેલાં બાદશાહબેગમે તેની પીઠ પર હાથ ફેરવતાં કહ્યું.

"મારા દિલમાં હરગીઝ રંજ પયદા થનાર નથી. શી હકીકત છે નાદીરા ?"

"લેકીન બાદશાહબેગમ કબૂલ આપો કે, હકીકતથી વાકેફગાર બન્યા પછી ઇર્ષ્યાની આગ તમારા દિલમાં બિલકુલ પયદા નહિ થાય, છતાં પણ બાદશાહબેગમના દિલમાં બિનાથી વાકેફગાર બનતાં આતશનો અંગાર પયદા થાય તો પણ નાદીરા આજે એ સ્થિતિએ આવી પહોંચી છે કે, બાદશાહબેગમના ખૌફથી તેને ડરવાની હવે બિલકુલ જરૂરત નથી. બાદશાહબેગમ નાદીરાનો જાન લેવાની તમન્ના ધરાવે તો પણ તે હરગીઝ અમલમાં મૂકી શકાય તેમ નથી."

બાદશાહબેગમ નુરજહાનના કાને ઉપરના સુખન પડતાંજ તે અજાયબીમાં ગર્ક બની ગઇ અને કેટલોક વખત આવી હાલતમાંજ નાદીરાના ચ્હેરા તરફ એકીટસે જોઇ રહ્યા પછી તેણે કહ્યું.

"નાદીરા ! તારો એક એક હરફ બિલકુલ ખરો છે. નુરજહાન હવે પહેલાંની નુરજહાન રહી નથી લેકીન—"

"રોશનઆરા અને શાહજાદા સાહેબ શહેરિયારને બાદશાહબેગમ મોગલ સલ્તનતના તાજોતખ્તના માલિક ન બનાવી શકયા તેથી શું શહેનશાહ બાનુના દિલમાં બિલકુલ રંજ પયદા નથી થયો ?"

"જરૂર લેકીન—"

"બાદશાહબાનુ ! આપ આપના દિલની ખ્વાહિશને બર લાવી શકયાં નથી લેકીન આ કમતરીન નાદીરા આલમના માલિક ખુદાપાકની મહેરથી તેના દિલની મુરાદ પૂરાનોરથી બર લાવી શકી છે."

"આમીન." નાદીરા શું કહે છે તેનાથી પૂરતી વાકેફગાર બન્યા વગર બાદશાહબેગમ નુરજહાન બોલી.

"શહેનશાહ બાનુ! માફ કરજો એક રીતે તો હું તમારી હરીફ છું."

"એટલે?"

"તમારે તેનાથી વાકેફગાર બનવું જ છે."

"અલબત્ત."

"જે હકીકતને બાદશાહબેગમ અનેક ચાલબાજી કે કાવાદાવા ફેંકી અમલમાં ન મૂકી શકયા તેને આ ખાદિમા—લોંડી આલમના માલિકની રહેમથી અમલમાં મૂકી શકી છે."

"અને તેના માટે નુરજહાન ખુશ છે."

"દિલોજાનથી?" નાદીરાએ પૂછ્યું.

"હજુ પણ તારા દિલની શંકા દૂર નથી થઇ?"

"બાદશાહબેગમ! હકીકત જ એવી બની છે કે—"

"શી હકીકત બની છે નાદીરા? મારાથી છુપાવે છે શા માટે?"

"બાદશાહબેગમ તેમની બેટી રોશનઆરાને દિલ્હી અને આગ્રાની શહેનશાહતની મલ્કા બનાવવાનો દાવ ફેંકતાં હતાં ત્યારે આ કમતરીન ઓરત એક નાવારસ માબાપ વગરની લડકીને ખુદાપાકની રહેમથી મોગલ સલ્તનતની મલ્કા બનાવવાના શેતરંજના દાવ ખેલી રહી હતી. આપની ઉમ્મીદ બિલકુલ બર ન આવી ત્યારે પાકપરવરદિગારની મહેરથી મારા દિલની મુરાદ ગણત્રીના દિવસોમાં બર આવે અને જેના માટે મેં જાન જોખમમાં મૂકયો છે તે લડકી દિલ્હી અને આગ્રાના તાજોતખ્તની મલ્કા બને તેવો સમય હવે બિલકુલ નજદિક આવી પહોંચ્યો હોય તેમ મને જણાય છે."

"નાદીરા! તું શું આ ખરૂં કહે છે?" અજાયબીમાં ગર્ક બની જતાં બાદશાહબેગમ નુરજહાને પૂછ્યું.

"બિલકુલ સચ." નાદીરાએ જવાબ આપ્યો.

"લેકીન નાદીરા! હું બિલકુલ—"

"બાદશાહબેગમ! નાદીરાના સુખન પર ઇતબાર રાખો કે, તે હરગીઝ જૂઠ કહેતી નથી. તમોને જે હકીકત જણાવવામાં આવી છે તે બિલકુલ સચ છે. આફતાબમાં ગરમી હોય તે જેટલું સાચું છે

તેટલું જ આ પણ સાચું છે." બાદશાહબેગમ નુરજહાનને હકીકતથી વાકેફગાર બનાવતાં નાદીરાએ જણાવ્યું.

"નાદીરા! મારી અક્કલ બહેર મારી ગઇ હોય તેમ જણાય છે અને તેથી તું શું કહેવા માગે છે તે બિલકુલ મારા ખ્યાલમાં આવી શકતું નથી તેથી મને સાફ સાફ આ બિનાથી માહિતગાર ન કરે?"

"બાખુશીથી! હિન્દુસ્તાનની મલ્કા! મારૂં કહેવાનું એ છે કે, શહેનશાહ સલામતે શાહજાદા ખુર્રમ સાહેબને મોગલ સલ્તનતના વલીઅહદ તરીકે રિયાસતમાં શાહી ફરમાન દ્વારા જાહેર કરેલ હોઇ શાહજાદા સાહેબ મોગલ રિયાસતના તાજોતખ્તના માલિક બનતાં જ મુમતાઝ બાદશાહબેગમ બનશે અને આજે રિયાસતની કુલ સત્તા જે બાદશાહબેગમ ભોગવે છે તે તેના હાથમાં જશે. પાકપરવરદિગાર આ કમતરીન બાંદી પર રહેમ ઉતારી મને તે જોવાને માટે જીવતી રાખે તેજ મારા દિલની તમન્ના છે." આમ કહીને નાદીરાએ કેમ જાણે બાદશાહબેગમ નુરજહાન પર ફત્તેહ ન મેળવી હોય તેવા ભાવે બાદશાહબેગમ તરફ નજર ફેંકી. પળ બેપળ બાદશાહબેગમ પર આ સુખનથી કેવી જાતની અસર પયદા થાય છે તે જોવાને માટે બાદશાહબેગમ નુરજહાનના ચ્હેરા તરફ જોઇ રહી.

નાદીરાના ઉપરના સુખન શહેનશાહબાનુ નુરજહાનના કાને પડતાં જ તે ચમકી ઉઠી. બાદશાહબેગમ નુરજહાનનો ચાંદની મિસાલ ચમકતો ચ્હેરો સ્હેજ ફિક્કો પડી ગયો. તેની ચશ્મોનું નૂર કમી થઇ ગયું અને બીજી જ પળે પોતાના દાંત સાથે દાંત પીસી નાદીરાની તરફ ખૌફનાક આતશ ઝરતી નજરે તે જોઇ રહી. કેટલોક વખત આવી હાલતમાં પસાર કર્યા પછી બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"નાદીરા! શું સચમૂચ આ તારી જ રમત છે?"

"બિલકુલ સચ અને આલમના માલિકની રહેમદિલીથી હું તેને મોગલ સલ્તનતની મલ્કા બનેલી જોવાને ભાગ્યવાન બનીશ."

"તેં મને શા માટે આ બિનાથી હરગીઝ વાકેફગાર ન કરી?"

નાદીરા આનો કાંઇ પણ જવાબ નહિ આપતાં ચૂપ રહી. નાદીરાને ચૂપ રહેલી જોતાં જ બાદશાહબેગમના ગુસ્સામાં ઔર વધારો થયો. તેણે એક વખત ફરીથી પોતાના દાંત ભીંસ્યા અને નાદીરા તરફ ગુસ્સાભરી લાલ આંખે જોતાં કહ્યું.

"તારા પર મારો પૂરતો એતબાર હોવા છતાં શા માટે આવી ચાલબાજીની રમત તારે ખેલવી પડી?"

"તો પછી શહેનશાહબાનુ જાણી લ્યે કે, એ હકીકતથી મેં તેમને એટલા માટે વાકિફગાર નહોતા કર્યા કે, તે જણાવી દેવાથી આજે મારા દિલની મુરાદ જે ખુદાપાકની રહેમથી બર આવી છે તે બિલકુલ બર આવી શકત નહીં. બાદશાહબાનુ તમે જ કહેશો કે, એવો કયો કમઅક્કલ ઇન્સાન હશે જે પોતાના હાથે જ પોતાના પગપર કુહાડી મારે? તમે સ્વાર્થમાં મસ્ત બની હક્કદારનો હક્ક દબાવવાની તમન્ના ધરાવતા હતાં ત્યારે હું..."

"નાદીરા! તું તારા ફેંકેલા શેતરંજના દાવમાં ફાવી ગઇ છે. તારી કિસ્મતની કરામતમાં હરગીઝ ફત્તેહ થઇ છે, લેકીન નુરજહાનનો દાવ ખાલી ગયો છે. નુરજહાન અનેક જાતના કાવાદાવા અને શેતરંજની રમત રમવા છતાં તેની બેટીને મોગલ-રિયાસતની મલ્કા બનાવી શકી નથી. શેતરંજના દાવમાં આજે હું શિકસ્ત પામી છું અને તને ફત્તેહ મળી છે—બલ્કે તારા પાસા પોબાર પડયા છે. આલમનો માલિક હરહંમેશ ઇન્સાફી છે અને તેણે પૂરી ઇન્સાફીથી ઇન્સાફ તોળ્યો છે. શાહી તાજોતખ્તનો માલિક શાહજાદો ખુર્રમ હતો તે હું હરગીઝ અનેક જાતની ચાલબાજી ચલાવવા છતાં મિટાવી શકી નથી. મારા દિલમાં હવે કોઇ જાતનું ઝેર રહ્યું નથી. મુમતાઝને આજથી હું મારી બેટી સમજું છું. ખુદાપાક પાસે મારી આરજુ છે કે, તે મુમતાઝ અને શાહજાદા ખુર્રમના જોડાને સુખી રાખે." આમ બોલતાં બાદશાહબેગમ નુરજહાન નાદીરાને ભેટી પડી અને બીજી જ પળે તેના દિલપરનો કાબૂ ખસી જતાં તે રડી પડી.

---

## પ્રકરણ એકત્રીસમું

## પ્રેમી પંખીડા

"આલમના માલિકની કરામત પાસે મામૂલી ઇન્સાનના દાવ-પેચ અને કાવાદાવાની રમત મારફતે ફેંકાયેલા શેતરંજ–ચોસર બાજીના દાવ બિલકુલ ટકી શકતા નથી, તેની પૂરાતોરથી મારા દિલમાં ખાતરી પયદા થઇ ચૂકી છે. ઇન્સાન હરગીઝ તેની મેલી અને કૂડ-કપટથી ભરેલી ચાલબાજીમાં ફાવતો નથી. ફત્તેહ અને હાર–પરાસ્તબાજી એ કિસ્મતના ખેલ છે. શાહજાદા ખુર્રમનો સીતારો બુલંદ છે અને તેથી મેં ચલાવેલી હરેક જાતની ચાલબાજીમાં હું જ હાર પામી છું. મારા દિલમાં શાહજાદા શહેરિયાર અને રોશનને મોગલ રિયાસતના તાજોતખ્તના માલિક બનાવવાની ઉમ્મીદ હતી લેકીન તે શાહજાદા ખુર્રમના તેજ કિસ્મતે હરગીઝ પાર પડવા દીધી નથી. ઇન્સાન ધારે છે કાંઇ જ્યારે કુદરત કાંઇક બીજું જ કરે છે. હકીકત આવી હોવાથી અને શાહજાદા ખુર્રમના કિસ્મતના રંગ જ તેને યારી આપતા હોવાથી હું પણ તેને તાબે થાઉં છું. ખુદાપાક શાહજાદા ખુર્રમનો સિતારો ઓર બુલંદ બનાવે અને મોગલ રિયાસતના માલિક શહેનશાહ જહાંગીરના કરતાં પણ વધુ કીર્તિ મેળવી એક અચ્છો બાદશાહ નીવડે તેવી શાહજાદા ખુર્રમને મારા જિગરની દુવા છે."

બાદશાહબેગમ નુરજહાનનો ફેંકેલો એકેએક દાવ ખોટો પડી જતાં અને હવે કોઇપણ રીતે પોતાની દાવપેચ ખેલવાની કળામાં ફત્તેહમંદ બનવાનો બિલકુલ સંભવ નથી તેવી બાદશાહબેગમ નુરજહાનના દિલમાં પાકી ખાત્રી પયદા થઇ જતાં પોતાની ચાલબાજી સંકેલી લેવી તેજ તેના પોતાને માટે વધુ ફાયદાકારક છે તેવું તેના દિલમાં જણાતાં એકાએક પલટો લેતાં બાદશાહબેગમ નુરજહાનના મ્હોંમાંથી ઉપરના સુખન નીકળી પડયા.

"આમીન."

બાદશાહબેગમ નુરજહાનના મ્હોંમાંથી બહાર પડેલા ઉપરના સુખન નાદીરાના કાને પડતાં જ તેના ચ્હેરા પર એકાએક ખુશાલીના રંગ પયદા થઇ ગયા. તેનું દિલ આનંદમાં ગર્ક બની ગયું અને બીજી જ પળે નાચી ઊઠયું. શાહજાદા ખુર્રમ અને મુમતાઝમહાલને દિલ્લી અને આગ્રાના તાજોતખ્તના માલિક બનાવવા માટે તેણે ઉઠાવેલી તકલીફ હવે હરગીઝ બર આવશે તેમ તેના દિલમાં જણાઇ આવ્યું, કારણ કે બાદશાહબેગમ નુરજહાન વગર શાહજાદા ખુર્રમ અને મુમતાઝના રાહમાં મુશ્કિલી લાવનાર બીજું કોઇ ન હતું. પોતાના દિલની મુરાદ બર આવવાનો મોક્કો હરગીઝ નજદિક આવી પહોંચ્યો છે, તેવી તેને ખાતરી પયદા થતાં જ નાદીરા બોલી.

"નાદીરા! હવે તારે બિલકુલ ગભરાવાની જરૂરત નથી. આલમના માલિકની રહેમથી તારા દિલની ખ્વાહિશ બર આવે તેવો સંભવ હરગીઝ ખડો થયો છે." આમ સ્વગત બોલતાં બોલતાં નાદીરા ખેઆલમાં મસ્ત બની ગઇ.

"નાદીરા! મારી કોશિશ બિલકુલ ગલત હતી. મોગલ સલ્તનતના માલિક શહેનશાહ સલામત જહાંગીરશાહના શાહજાદાઓમાં મોગલ રિયાસતના તાજોતખ્તનો માલિક બનવાની જો સહુથી વધુ લાયકાત કોઇ પણ શાહજાદો ધરાવતો હોય તો તે લેકીન શાહજાદો ખુર્રમ જ છે. શાહજાદા શહેરિયારને મારી બેટીનો શૌહર બનાવવાની ઇચ્છામાં હરગીઝ મારી ભૂલ થઇ છે. ખુદાપાકની કરામત પાસે ઇન્સાન શું કરી શકે તેમ છે? મને પૂરે પૂરી ખાતરી થઇ છે કે, મારી બેટી રોશન કરતાં મુમતાઝનું કિસ્મત હરગીઝ સિકંદર છે અને આલમનો માલિક તેને અને તેના શૌહરને લાંબી જિંદગી બક્ષે."

બાદશાહબેગમ નુરજહાન જે એક વખત શાહજાદા ખુર્રમને પોતાના માર્ગના રાહમાં નડતો કાંટો સમજી તેને છૂંદી નાખવાને હરગીઝ તૈયાર થઇ હતી તેના મ્હોંમાંથી ઉપરના સુખન બહાર પડતાં જ નાદીરાની અજાયબીમાં ઔર વધારો થયો અને બીજી જ પળે બાદશાહબેગમ નુરજહાનના ચ્હેરા પરના ભાવ વાંચવામાં તે મશ્ગૂલ બની ગઇ.

ચબરાક બાદશાહબેગમ નુરજહાન પળ એકમાં નાદીરાના દિલની રમત–વાત–હકીકતથી વાકેફગાર બની ગઇ અને તેથી ખેઆલમાં જ મસ્ત બની ગયેલી નાદીરાની સ્હેજ નજદિક જઇ પોતાનો હાથ તેના ખભા પર મૂકતાં તે બોલી:–

"નાદીરા! તારી ફિક્ર બિલકુલ ગલત છે. તારા દિલમાં રમી રહેલી હકીકતને હું પૂરાતોરથી પારખી શકી છું લેકીન—" આમ બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાન પળભર નાદીરાના ચ્હેરા તરફ જોઇ રહી.

"શાહેનશાહબાનુ! અટકી કેમ ગયાં? તમે શું કહેવા માગો છો તે જણાવવા વાક્ય ખતમ કેમ ન કર્યું?" બાદશાહબેગમ નુરજહાનને બોલતાં અટકી ગયેલી જોઇ નાદીરાએ કહ્યું.

"નાદીરા! હવે મારાથી તારે કે શાહજાદા ખુર્રમ ને મુમતાઝે ડરવાની બિલકુલ જરૂરત નથી. હું હવે દુશ્મન નથી લેકીન દોસ્ત છું તેમજ તારે સમજી લેવાનું હોઇ તારે શાહજાદા ખુર્રમ અને મુમતાઝની ફિક્રને હરગીઝ તજી દેવી. તેઓની ફિક્ર હવે મારે શર છે. તું હવે ખુશાખુશાલ દિલે તારા દિલની મુરાદ બર આવતી જોવાને તૈયાર બનીજા. મુમતાઝ મને મારી રોશન જેટલી જ વ્હાલી છે–બલ્કે આગળ વધીને કહું તો તેના કરતાં પણ વધારે પ્યારી છે અને તેથી બની ગયેલા બનાવ પર પરદો નાખવો તે જ મને બહેતર જણાય છે." પોતાના દિલમાં હવે કોઇ પણ જાતનો મેલ નથી તેવી હકીકત જણાવતાં બાદશાહબેગમ નુરજહાન નાદીરાની નજદિક ગઇ અને તેને પ્યારથી પોતાની ગોદમાં જકડી.

"ખુદાપાકે બાદશાહબેગમના દિલમાં આવા સારા ખેઆલ પયદા કર્યા તે માટે હું બાદશાહબેગમ અને આલમનામાલિકની હરહંમેશને માટે અહેસાનમંદ છું. આ કમતરીન લોંડીને બાદશાહબેગમે જે માન મર્તબાથી રાખી છે અને બાદશાહબેગમની દુશ્મનાઇ કરવાની કોશિશ કરી ચૂકી હોવા છતાં બાદશાહબેગમે જે ઉદાર દિલ રાખી મોઆફી

બક્ષી છે તે જોઇ આ બાંદીના દિલમાં હરગીઝ આનંદ પયદા થયો છે, અને તેથી આ લોંડી જિંદગીભર—"

આમ બોલતાં બોલતાં નાદીરાના ચશ્મોમાં ખુશાલીનાં આંસુએ ઊલટી પડયાં અને તેથી બાદશાહબેગમ નુરજહાનના પગ ભીંજાઇ ગયા. નાદીરાને આમ રડતી જોઇ બાદશાહબેગમ નુરજહાનના દિલમાં શોક પયદા થયો. બાદશાહબેગમ નુરજહાને નાદીરાને પોતાની ગોદમાં જકડી અને તેની ચશ્મોમાંથી નીકળતાં આંસુએ પોતાની ઓઢણીના છેડે લુછતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"નાદીરા! આમ બચ્ચા મિસાલ રડે છે શા માટે? મેં તને હરગીઝ બાંદી પિછાની નથી. તારા તરફ બાંદી જેવું વર્તન પણ રાખ્યું નથી અને હરગીઝ રાખવાની નથી. તું બાંદી નહિ લેકીન આ નુરજહાનની બ્હેન છે." આમ બોલતાં બોલતાં બાદશાહબેગમ નુરજહાને નાદીરાને પોતાની ગોદમાં દાબી.

"નાદીરા! ફિકર અને મુસ્કિલીના દિવસો હવે પરવરદિગારની મહેરથી ખતમ થઇ ગયા છે. હવે તો બસ ખુશાલી અને આનંદના દિવસો આવ્યા હોવા છતાં તું શા માટે શોક કરે છે? નાદીરા! હવે ગભરાવાની કે ડરવાની બિલકુલ જરૂરત નથી. મારૂં દિલ બોકાર કરીને મને જણાવી રહ્યું છે કે, હું તને જે હકીકતથી વાકેફગાર બનાવવાની તમન્ના ધરાવું છું તેનાથી માહિતગાર બનતાં જ તારૂં દિલ ખુશાલીમાં નાચી ઊઠયા વગર હરગીઝ નહિ રહે." આમ કહીને બાદશાહબેગમ નુરજહાન કેટલાક વખત સુધી નાદીરાના ચ્હેરા તરફ એકી ટસે જોઇ રહી.

"નાદીરા! તું ખરેખર ખુશકિસ્મત છે. મારી બેટીને બાદશાહ-બેગમ-બનાવવાની શર્તમાં-શેતરંજના દાવ ફેંકવામાં હરગીઝ તારી જીત થઇ છે અને તેથી ખુશખુશાલ દિલે સાંભળી લે કે, આવના જુમ્માના રોજ શાહજાદા ખુર્રમને દિલ્હી અને આગ્રાની મોગલ સલ્તનતના વલીઅહદ તરીકે જાહેર કરવાનું શાહી ફરમાન મોગલ રિયાસતના

હરેક શહેરોમાં ઢંઢેરો પીટાવીને જાહેર કરવામાં આવશે. આ હકીકત–દિલમાં ખુશાલી પયદા કરનારી હોવા છતાં તું હરગીઝ દિલગીર કેમ જણાય છે?" આમ કહીને બાદશાહબેગમ નુરજહાને નાદીરાના ચ્હેરા તરફ નજર ફેંકી.

નાદીરાને ચૂપ જોઇ બાદશાહબેગમ નુરજહાનના દિલમાં દુઃખ પયદા થતાં તે બોલી ઉઠી.

"નાદીરા! શું આ દિલમાં ખુશાલી પયદા કરે તેવી આ હકીકત નથી? હવે આનાથી પણ દિલને વધુ ખુશખુશાલ બનાવી દે તેવી હકીકત હું તને જણાવવા ઇચ્છું છું." આમ કહીને બાદશાહબેગમ નુરજહાન કેટલોક વખત ચુપચાપ નાદીરાના ચ્હેરા તરફ જોઇ રહી.

"તો પછી બાદશાહબેગમ જણાવતાં શા માટે નથી?"

"લેકીન નાદીરા! તારા દિલનું દર્દ જણાવશે?"

"બાદશાહબેગમ તેનાથી વાકેફગાર બનતાં મને બેવકૂફ તો નહિ કહે? મારી ચુપકિદી અને રડવું બંને લેકીન તમોએ જણાવેલી ખુશાલી–આનંદનું જ કારણ હતું." આમ કહીને નાદીરા બાદશાહબેગમ નુરજહાનના ચ્હેરા તરફ જોઇ રહી.

"નાદીરા! મારાથી ડરવાની બિલકુલ જરૂરત નથી. તારો ચ્હેરો સાફ સાફ જણાવી આપે છે કે, હજુ પણ તારા દિલમાં કાંઇક દર્દ છે, તો તે મને જણાવવાની શા માટે કોશિશ કરતી નથી? હું તને મારી સગી બ્હેન જેવીજ ચાહું છું. એક બ્હેન પોતાની બ્હેન પાસે દિલ ખોલતાં અચકાય ખરી? નાદીરા! ચાલ ફોરન તારા દિલમાં ઘર કરી બેઠેલી ગૂંચથી મને માહિતગાર બનાવ જેથી તેનો કાંઇક ઇલાજ શોધી શકાય." નાદીરાને આશ્વાસન આપતાં બાદશાહબેગમ નુરજહાને કહ્યું.

"બાદશાહબાનુની આ કમતરીન બાંદી પર મિઠ્ઠી નજર છે તે સાંભળી મારૂં દિલ આનંદથી નાચી ઉઠયું છે અને તેથી મને હરગીઝ ખાતરી છે કે, મારા દિલના દર્દનો ઇલાજ પણ આપોઆપ મળી જશે. બાદશાહબાનુ! મારા દિલનું દર્દ લેકીન એ જ હતું—મારા

દિલમાં લેકીન એ જ ખેઆલ રમી રહ્યો હતો કે, શહેનશાહબાનુ મુમતાઝને ભવિષ્યની શહેનશાહબાનુ બનાવવામાં મારા મદદગાર બનશે કે નહિ?" નાદીરાએ પોતાના દિલની હકીકત બાદશાહબેગમ નુરજહાન પાસે ખુલ્લી કરતાં જણાવ્યું.

"નાદીરા! હજુ પણ તારા દિલમાં નુરજહાનના સુખન પર વિશ્વાસ મૂકવા જેટલું યકીન પયદા નથી થયું? હું આલમના માલિક પાકપરવરદિગારના નામ પર તને જણાવું છું કે, આ નુરજહાન પહેલાં હતી તે નુરજહાન આજે બિલકુલ રહી નથી. હું મુમતાઝને ભવિષ્યની બાદશાહબેગમ બનાવવાને ખરા દિલથી તારી મદદગાર બનવાને હરગીઝ તૈયાર છું.

બાદશાહબેગમ નુરજહાનના મ્હોંમાંથી આ સુખન પૂરેપૂરા હજુ ભાગ્યે જ બહાર પડ્યા તેવામાં એકાએક હિંદુસ્તાનનો બાદશાહ, શહેનશાહ જહાંગીરશાહ ત્યાં ઘણા જ ધીમા કદમે આવી પહોંચ્યો. શહેનશાહ સલામતની હાજરી જોતાં જ નાદીરાએ કુર્નિશ બજાવી, અને બાદશાહબેગમ નુરજહાનથી જરા દૂર હઠીને ઊભી રહી.

બાદશાહબેગમ નુરજહાને પણ તેના કાતિલ ચશ્મોમાંથી દિલને પાગલ બનાવી દે તેવું કાતિલ તીર ફેંકી શહેનશાહ જહાંગીરને આવકાર આપ્યો. દિલ્લી અને આગ્રાના તાજોતખ્તના માલિક શહેનશાહ જહાંગીરે છેક બાદશાહબેગમ નુરજહાનની નજદિક આવી પહોંચતાં જ કહ્યું.

"નુરેચશ્મ! તારી અને નાદીરા વચ્ચે થયેલી વાતચીતથી અજાણતાં પણ હું વાકેફગાર થઇ ચૂકયો છું. તે હકીકત પરથી મને સાફ સાફ જણાઇ આવ્યું છે કે, બાદશાહબેગમ નુરજહાન લેકીન આલમપરની હુસ્નપૂર પૂતળી જ નહિ બલ્કે જન્નતની હૂર છે. હું તારા શાહજાદા ખુર્રમ અને મુમતાઝ વિશેના ખેઆલ પૂરતો સંમત થાઉં છું, અને શાહજાદા ખુર્રમને બાદશાહબાનુના જણાવ્યા પ્રમાણે આવતા જુમ્માના રોજ હિન્દુસ્તાનની મોગલ રિયાસતના તાજોતખ્તના વારસ–વલીઅહદ તરીકે જાહેર કરવાનો ઢંઢેરો પીટાવવાની તારી ખ્વાહિશ–તમન્નાને મંજૂર

કરૂં છું." આમ કહીને શહેનશાહ જહાંગીર ખુશખુશાલ ચ્હેરે બાદશાહ-બેગમ નુરજહાનના ચ્હેરા તરફ જોઇ રહ્યો.

"લોંડીના દિલની મુરાદ આટલી જલ્દી બર આવશે તેવો મારા દિલમાં બિલકુલ ખેઆલ નહતો. રસુલેખુદા જહાંપનાહને સલામત રાખે. મારા માલિક! આ બાંદીની ખ્વાહિશ આટલી ઝડપે પૂરી પાડવા માટે આ કમતરીન લોંડી શહેનશાહ સલામતની અહેસાનમંદ છે." બાદશાહબેગમ નુરજહાનના મોંમાંથી એકાએક ઉપરના સુખન સરી પડયા.

"આમીન." બાદશાહબેગમના ઉપરના સુખન નાદીરાના કાને પડતાં જ તેના દિલમાં ખુશાલી પયદા થઇ, લેકીન તેનાપર નાદીરાનો કાબૂ નહિ રહેતાં તે એકાએક મોટેથી બોલી ઊઠી.

"બાદશાહબાનુ પણ જો મારા ખેઆલમાં સંમત છે અને તેઓ પણ પૂરા દિલથી તેમાં સહકાર આપવાની તમન્ના ધરાવે છે તો પછી શાહી ફરમાન કાઢવામાં—બહાર પાડવામાં ઢીલ શા માટે કરવી જોઇએ?" આમ કહીને શહેનશાહ જહાંગીરે શાહજાદા ખુર્રમને મોગલ રિયાસતના વલીઅહદ તરીકે જાહેર કરતું ફરમાન ત્યાં જ લખી નાખ્યું અને બાદ-શાહબેગમ નુરજહાનના હાથમાં મૂકતાં કહ્યું.

"બાદશાહબેગમ, આ શાહી ફરમાનપર પોતાના મુબારક હાથે પોતાની મહોર લગાવી દરબારી રિવાજને ખતમ કરે તે જોવાને હું પૂરતો ઇંતેજાર છું."

શહેનશાહ જહાંગીરના આ સુખન બાદશાહબેગમ નુરજહાનના કાને પડતાં જ બાદશાહબેગમ નુરજહાનની ખુશાલીનો પાર ન રહ્યો. માહતાબ મિસાલ ચમકતા તેના ચ્હેરાપર ઔર નુર ચમકયું અને તેથી તે આનંદમાં આવી જતાં ખુશખુશાલ ચ્હેરે પોતાની મહોર લેવાને ઊઠી. બીજી જ પળે બાદશાહ સલામતના હાથમાંથી શાહી ફરમાન લઇ તેનાપર પોતાની મહોર મારતાં તેના ચ્હેરાપર આછો મુસ્કેરાટ પયદા થયો અને તેથી મિઠું મિઠું હસતાં બાદશાહબેગમ નુરજહાન

શાહી ફરમાનપર પોતાની મહોર મારી ફરમાન શહેનશાહ સલામત જહાંગીરના હાથમાં મૂકતાં નાદીરા અને શહેનશાહ જહાંગીર તરફ એકીટસે જોઇ રહી.

× × × ×

"આ દુનિયા જ એવી રીતે પયદા થઇ છે કે ઔરત જાત મરદના સુખનપર હરગીઝ યકીન રાખી શકી નથી. કૉલ આપી ઔરત જાતને હિજરાવવી તે તો મરદ જાતને માટે કેમ એક જાતની શેતરંજના પ્યાદાની રમત ન હોય? તેવું તેઓનું વર્તન હોય છે. તેઓને શું અમારા દિલનો બિલકુલ ખેઆલ નહિ હોય? હજુ તો પોતાને મોગલ સલ્તનતના વલીઅહદ તરીકે જાહેર કરવાની તૈયારીઓ ચાલી રહી છે તેટલી જ વારમાં મુમતાઝને ભૂલી જવા લાગ્યા તો પછી હિન્દુસ્તાનની મોગલ સલ્તનતના માલિક બન્યા પછી તો આ મિસ્કીન મુમતાઝ તરફ નજર ફેંકવાની કોશિશ પણ કરશે કે નહીં, તે પણ એક સવાલ છે."

શાહજાદા ખુર્રમે આપેલા કૉલ મુજબ તેના આવવાની રાહ જોતી મુમતાઝમહાલ શાહજાદા ખુર્રમની મુહબ્બતમાં તલપતી આસ્માનમાં વરસાદની રાહ જોતી મયૂરી જેમ તડપ્યા કરતી હોય તેવી શાહજાદા ખુર્રમના દિદારનાં દર્શન કરવા માટે ઇંતેજાર બનેલી મુમતાઝમહાલની હાલત હતી.

મુમતાઝમહાલ ઉપર મુજબના શાહજાદા ખુર્રમના ખેઆલમાં મસ્ત હતી તેવામાં એકાએક કોઇના આવવાના પગલાંનો આવાઝ તેના કાને પડયો. તે ચમકી ઊઠી અને જે બાજુથી આવાઝ આવ્યો હતો તે તરફ તેના દિલના માલિકના દિદાર જોવાને માટે નજર ફેંકી, લેકીન કોઇપણ ઇન્સાન તેની નજરે નહીં પડયું. તેનું દિલ ભાંગી જતાં તે બોલી ઊઠી.

"ઔરત જાત એટલે મરદના પગની જુત્તી; તેનાથી હરગીઝ વધારે નહીં, તેમ જ શું હરેક મરદ સમજતા હશે!? શાહજાદા સાહેબના દિદારનાં દર્શન માટે મારૂં દિલ કેવું તલપી રહ્યું છે તેની શાહ-

જાદા સાહેબને શી ખબર પડે? ઓહ! નથી સહેવાતું. મુહબ્બતની આગ મારા દિલમાં અંગાર પયદા કરી રહી છે લેકીન—"

મુમતાઝમહાલે હજુ તેનું વાકય ખતમ નહીં કર્યું હોય તેવામાં તેના કાને પાછા કોઇ ઇન્સાનના આવવાના પગલાંનો આવાઝ પડયો. તેની ચશ્મો તે આવાઝ તરફ મંડાઇ. તેવામાં એકાએક શાહજાદો ખુર્રમ તેના તરફ આવતો તેની નજરે પડતાં જ તેના દિલમાં ખુશાલી પયદા થઇ. તેનું હૈયું નાચી ઊઠયું અને તે બીજી પળે બોલી ઉઠી.

"શાહજાદા સાહેબની મુબારક સવારી આ તરફ જ આવતી જણાય છે. લેકીન કબોલ મુજબ નહિ આવી પહોંચવાથી જરા મશ્કરી કરવા ખાતિર તેમની સાથે હું બિલકુલ બોલવાની નથી, બલ્કે ગુસ્સો કરી શાહજાદા સાહેબને તેમના કબોલની હરગીઝ કાંઇ પણ કિંમત નથી, તેમ કહીને જરા મજાક કરી તેમને ચીડવવાની કોશિશ કરૂં તો ખોટું તો નથી જ. પાક મુહબ્બતના રંગે રંગાયેલા પ્રેમીઓના દિલમાં આવી મજાક ઔર લહજ્જત પયદા કર્યા વિના નહીં જ રહે." આમ કહીને મુમતાઝમહાલ શાહજાદા ખુર્રમના આવવાના માર્ગ તરફ એકીટસે જોઇ રહી.

"મુમતાઝ! દિલ્બર! આ શું? ગુલ્શનના ગુલ જેવો તારો હરગીઝ ખીલતો ચ્હેરો આજે આમ કેમ? નુરેચશ્મ! માહતાબ મિસાલ ચમકતા તારા બદન પર આજે ફિકાશ કેમ? અને દિલની આરપાર ઊતરી જાય તેવાં કાતિલ તિરો ફેંકવાને હરહંમેશ ટેવાઇ રહેલા તારા ચશ્મોમાં આફતાબની રોશની જેવી ગરમી શા માટે? આ નાજુક બદનમાં આટલો બધો ગુસ્સો પયદા કરવાની જરૂરત કેમ ખડી થઇ, તે જણાવવાની શું મારી દિલરૂબા બિલકુલ કોશિશ નહીં કરે?" આમ બોલતાં બોલતાં શાહજાદો ખુર્રમ છેક મુમતાઝમહાલની નજદિક ગયો અને તેનો કમળની દાંડી મિસાલ નાજુક હાથ પોતાના હાથમાં લેતાં બોલ્યો:—

"જાનેમન! ખૌફ કરવાની બિલકુલ જરૂરત નથી લેકીન—" શાહજાદા ખુર્રમે પોતાનું વાકય ખતમ કર્યાં વગર જ પવનમાં ફર ફર ઊડતી મુમતાઝમહાલના ચ્હેરા પરની વાળની લટ સ્હેજ દૂર કરતાં કહ્યું:–

"આસ્માનમાં ઝબૂકતી વીજળી મિસાલ તારા ચ્હેરા પર હુસ્ન વરસી રહ્યું હોય તેમ જણાય છે." આમ કહીને શાહજાદા ખુર્રમે મુમતાઝમહાલની છેક નજદિક જઇ તેનો કમળની દાંડી મિસાલ નાજુક હાથ પોતાના હાથમાં ફરી લેવાની કોશિશ કરી.

"શાહજાદા સાહેબ! મરદ જાતને તેમના કઓલની બિલકુલ કિંમત નહિ હોય, એ બિનામાં કાંઇ વજૂદ જેવું છે?"

"બિલકુલ સચ. નુરેચશ્મ! લેકીન તે માટે આટલો બધો ગુસ્સો–ખૌફ?"

"અમારે તમારા જ ખેઆલમાં હિજરાયા કરવું લેકીન તમારે—"

"મુમતાઝ! લખ્તેજિગર! કઓલ આપીને તે હરગીઝ હું ન પાળી શકયો તે માટે મારા દિલની હાલત જોવાની દરકાર કર્યા વગર આમ ગુસ્સો કરાય? તારા દિદારનાં દર્શન માટે આ જિગર તલપ્યા કરતું હતું, લેકીન શાહી કામકાજમાં રોકાયેલો હોવાથી કઓલ યાદ હોવા છતાં આવી શકયો નહિ, તે માટે મોઆફીનો ઉમ્મીદવાર છું અને આશા છે કે—"

"શાહજાદા સાહેબ! લોંડીને વધુ શા માટે શરમાવવાની કોશિશ કરો છો?" શાહજાદો ખુર્રમ તેનું વાકય ખતમ કરે તે પહેલાં મુમતાઝમહાલ વચ્ચે બોલી.

"કઓલ બરાબર પાળી શકયો નહિ, તે જો મુહબ્બતના રાહમાં ગુન્હો ગણાતો હોય તો તેના માટે જે સજા થતી હોય તે બાખુશીથી ઉઠાવવાને હું હરગીઝ તૈયાર છું." આમ કહીને શાહજાદો ખુર્રમ મુમતાઝમહાલના પરિસુરત બદનમાંથી ટપકતાં નુરને મુહબ્બતભરી નજરે જોવામાં મશ્ગૂલ બની ગયો.

"સજા તો હરગીઝ ઉઠાવવી પડશે જ. કઓલ–વાયદો નહિ પાળવા માટે સજા ઉઠાવવાને તૈયાર રહેવું તે કાંઇ મહેરબાની–રહેમદિલી નથી, લેકીન તે તો આલમની એક જાતની રસમ છે, તમોને

એવી જાતની સજા કરવાની મારા દિલમાં ખ્વાહિશ છે કે, હરગીઝ કોશિશ કરવા છતાં પણ જિંદગી ભર તમો તેને ભૂલી શકશો નહિ, કારણ કે ગુન્હો તેટલો જ ભારી સજા કરવાને બદલે બિલકુલ લાયક છે.” આમ બોલતાં બોલતાં મુમતાઝમહાલે તેના રૂપરૂપના અંબાર મિસાલ અને જોતાં જ કોઇ ઇન્સાન પાગલ બની જાય તેવા કાતિલ ચશ્મોમાંથી દિલને હચમચાવી દે તેવી અદાથી તાતું તિર ફેંકી શાહજાદા ખુર્રમના ગળામાં મિઠ્ઠી મ્હેકથી મઘમઘતા ગુલો–ફૂલોનો હાર પહેરાવતાં કહ્યું.

“શાહજાદા સાહેબ! આ મઘમઘતા ગુલો મિસાલ બેડીમાં હું તમોને જિંદગીભર મારા કયદી બનાવવાની તમન્ના સેવું છું અને આલમનો માલિક મારા દિલની આ મુરાદ પૂરાતોરથી બર લાવે તેવી તે ખુદાપાકને આ કમતરીન લોંડીની આરજુ છે.”

મુમતાઝમહાલના મોંમાંથી ઉપરના સુખન પૂરેપૂરા બહાર પડે તે પહેલાં તો શાહજાદા ખુર્રમે મુમતાઝમહાલનો નાજુક હાથ પોતાના હાથમાં પકડી તેને પોતાની ગોદમાં જકડી અને મુમતાઝમહાલના પરવાળા મિસાલ લબ સાથે પોતાના લબ મિલાવી દેતાં કહ્યું:–

“મારા દિલમાં પણ એ જ તમન્ના ઘર કરી બેઠી છે. જિંદગી ભર હું મુમતાઝનો માલિક બની રહું અને તેમ કરવામાં પાકપરવરદિગાર મારો હરહમેશ મદદગાર રહે તે જ આલમના માલિક પાસે મારી પણ આરજુ છે લેકીન—” આમ બોલતાં બોલતાં શાહજાદા ખુર્રમે મુમતાઝમહાલના બદનને ઔર પોતાની ગોદમાં દબાવ્યું.

“મારા માલિક, અટકી કેમ ગયા? તમારા દિલની મુરાદથી આ બાંદીને શા માટે હરગીઝ વાકેફગાર કરતા નથી?”

“લેકીન મુમતાઝ તે બર લાવવાની કોશિશ કરશે?”

“મારા દિલના માલિક! તેમાં કોશિશની જરૂરત જ કયાં છે? શાહજાદા સાહેબનો હુકમ–ફરમાન ઉઠાવવાને આ બાંદી હરગીઝ તૈયાર છે.”

"તો પછી નુરેચશ્મ ! તારા બુલબુલ મિસાલ આવાઝે કાંઇક મિઠું ગાઇ મારા દિલને તરબતર કરવાની કોશિશ ન કરે ?"

"બાખુશીથી, મારા માલિકનો જેવો હુકમ." આમ કહીને મુમતાઝમહાલે તેના બુલબુલ મિસાલ આવાઝે ગાવાનું શરૂ કર્યું.

**નિરાલી શાનસે સાકી તેરા મસ્તાના આતાહય**
**ગરીબાં ચાક હાથોમેં લિયે પયમાના આતાહય**
**આયા હે મેરે ચહેરેપે તેરી શાને ખુદ આરાઈ**
**કોઇ કહેતા હે ઓ દિવાને ગુલશનમેં બહાર આઇ**
**મુહબ્બતકી ચશ્મોંમેં લેકર કોઇ દર્દે દિલ આતાહય**
**કો...ઇ...દર્દે.........દિલ.........આ...તા......હય**

મુહબ્બતના રંગે રંગાયેલાં બંને પ્રેમી પંખીડાંઓ દિલની ખુશાલી ઉજવતાં સંગીતની મહેફિલમાં મસ્ત બની ઇશ્કની લહજ્જત લૂંટવામાં મશ્ગૂલ બની ગયાં.



# ઉર્દુ-ફારસી શબ્દોના અર્થ



અ

અક્કલમંદ-અક્કલવાળું, બુદ્ધિમાન

અફસર-અમલદાર

અંગૂર-લીલી દ્રાક્ષ

અરમાન-અભિલાષા

અસ્મત-પવિત્રતા

અહેસાનમંદ-આભારી

આઝાદ-સ્વતંત્ર

આતશ-અગ્નિ

આફતાબ-સૂર્ય

આમીન-આશીર્વચન

આરઝૂ-ઇચ્છા

આરાઇ-ટાપટીપ

આલમના-જગતના

આસ્માન-આકાશ

આસાનીથી-સ્હેલાઇથી

ઐયાશી-વિલાસી

ઔલાદ-સંતતિ

ઔર-વધુ

ઔરત-સ્ત્રી.

ઇ

ઇન્તેકામ-વેર

ઇન્તેજાર-આતુર

ઇન્સાન-મનુષ્ય

ઇતબાર-વિશ્વાસ

ઇતરાજી-નાખુશી

ઇશ્ક-સ્નેહ, પ્રેમ.

ઉ

ઉમ્મીદ-ઇચ્છા.

ક

કદમ-પગ-ડગલું-ચરણ

કમાલ-ઘણું સારૂં

કમતરીન-ઉતરતું

કદમબોસી-ચરણચૂમવા

કાબિલ-હોશિયાર

કાબેલિયત-હોશિયારી

કાતિલ-મર્મવેધી

કાસદ-ખેપિયો

કરામત-કળા

કિસ્તી-વહાણ

કિસ્મત-ભાગ્ય

કિસમકિસમના-જાતજાતના

કિન્નો-વેર

કુર્નિશ-ઝૂકીને કરેલી સલામ

કુશ્તગાને-દિલના દર્દથી ઘાયલ થયેલા

ખ

ખમીર-તાકાત

ખતરામાં-ભયમાં

ખ્વાબમાં-સ્વપ્નમાં

ખાક-રાખ

ખાદિમ-સેવક

ખાદિમા-નોકરડી, લોંડી

ખાતિર-માટે

ખ્વાહિશ-ઇચ્છા

ખાવિંદ—પતિ
ખિદમતમાં—સેવામાં
ખીઝાં—પાનખર
ખુદાતાલા—મહાન્ પ્રભુ
ખુદાવિંદ—અન્નદાતા
ખુદાહાફિઝ—પ્રભુ તમારૂં રક્ષણ કરે
ખુશબો—સુવાસ
ખુશકિસ્મત—ભાગ્યવાન્
ખૂન—લોહી
ખૂનખાર—લોહી રેડાય તેવું
ખોફ—ગુસ્સો
ખોફનાક—ભયાનક.

ગ

ગજબનાક—કેર વર્તાવનારૂં
ગમ—શોક
ગમગીની—ખિન્નતા
ગલત—ખોટી
ગરૂર—મગરૂરી
ગરીબાંચાક—કપડાં ફાટેલો દિવાનો
ગુલશન—બાગ
ગુલેલાલા—રાતા રંગનું ફૂલ
ગુલેઅનાર—દાડમના ફૂલ જેવું
ગુફતગુ—વાતચીત
ગોદ—ખોળો

ચ

ચબરાક—હુંશિયાર
ચશ્મોમાંથી—આંખમાંથી
ચિનગારી—જ્વાલા

જ

જબરદસ્તી—જોરાવરી
જબાન—બોલી, ભાષા.
જન્નત—સ્વર્ગ
જહાન્નમ—નરક
જંજીર—બેડી
જાનનિસાર—પ્રાણના ભોગે પણ સેવા કરે તેવું પ્રાણનું બલિદાન આપવું
જાનેજિગર—હૃદયથી પ્રિય—પ્રિયતમા
જામ—પ્યાલો
જાલિમ—નિર્દય, જુલ્મી.
જિગરમાં—દિલમાં
જી—હૃદય
જીન્દા—જીવતો
જુમ્માના રોજ—શુક્રવારે
જુમ્મેદારી—જોખમદારી
જાનેમન—પ્રિયા, વ્હાલી.

ઝ

ઝૈફ—વૃદ્ધા અવસ્થા—ઘડપણ

ત

તગદીર—ભાગ્ય
તદબીર—યુક્તિ
તમન્ના—ઇચ્છા
તલબ—ઉત્કટ ઇચ્છા, તલપ
તરકીબ—યુક્તિ
તસ્બી—માળા
તસ્વીર—છબી
તલાશ—શોધ

તાઝગી—સ્ફૂર્તિ
તારાજ—ખેદાનમેદાન
તારીફ—વખાણ
તાજ્જુબ—આશ્ચર્યચકિત
તાજોતખ્ત—રાજ્યગાદી

દ

દર્દ—વેદ
દર્દનાક—દુઃખ ઉત્પન્ન કરનાર
દફનાવી દેવાની—દાટી દેવાની
દામાદ—જમાઇ
દિદાર—ચ્હેરો
દિમાગ—બુદ્ધિ, ગર્વ.
દિલચસ્પ—દિલને ગમે એવું
દિલદાર—પ્રાણપ્રિય
દિલબર—દિલનું હરણ કરનાર
દિલ્લગી—વિનોદ
દિલાવર—ઉદાર
દિલોજાન—પ્રાણપ્રિય
દિલોજાનથી—હૃદયથી
દિલરૂબા—વ્હાલી
દુખ્તર—પુત્રિ
દોજખ—નરક

ન

નજાકત—નાજુકાઇ
નતીજો—પરિણામ
નસીહત—સજા
નાચીઝ—નકામું
નાઝનીન—સ્ત્રી
નિગાહ—નજર, દૃષ્ટિ.

નૂર—રૂપ
નૂરેચશ્મ—આંખનો પ્રકાશ
નેકી—ન્યાયીપણું

પ

પરવરદિગાર—પરમેશ્વર
પરવાના—પતંગિયું
પયગામ—સંદેશો
પરાસ્ત—હાર
પાક—પવિત્ર
પાકદામન—શીલવતી
પાયતખ્ત—રાજ્યધાનીનું શહેર
પ્યાસ—તૃષા
પરીસૂરત—અપ્સરા જેવી
પરેશાની—તકલીફ
પિદર—પિતા
પેહલુમાં—ગોદમાં

ફ

ફજરમાં—સ્હવારમાં
ફરજંદ—સંતાન
ફાની—નાશવંત
ફિઝૂલ—નકામી
ફુરકતકી—વિયોગની, વિરહની.
ફોરન—જલ્દી

બ

બદનમાંથી—શરીરમાંથી
બદબખ્ત—કમનસીબ
બરખેલાફ—ઉશ્કેરાઇ જવું
બાખુશી—ઘણીખુશીથી
બાતમી—સમાચાર

બેઅક્કલી—અવિવેક
બેતાબી—ગભરાટ
બેફામ—ચકચૂર
બેરહમ—ઉદારતા વિનાનો
બેવફા—નિમકહરામ
બેવાકેફ—માહિતગાર નથી
બેવકુફ—મૂર્ખ
બેહિસ્ત—સ્વર્ગ
બેહોશ—બેભાન
બિરાદર—ભાઇ
બુલંદ—ભવ્ય, મોટો
બુઝર્ગ—વૃદ્ધ
બોસાની—ચૂંબનની

મ

મકસદ—મુરાદ, ધારણા.
મગરેબ—સૂર્યાસ્ત
મજાલ—તાકાત
મલ્કા—શેઠાણી
મેહબૂબા—વ્હાલી, પ્રિયતમા
મહેફિલ—ઉજાણી, મિજલસ
મહોરદાર—પત્ની
મ્હાત કર્યો—હરાવ્યો
મંઝિલ—મકાન
મામૂલી—સામાન્ય
માલેતુજાર—શ્રીમંત
માહતાબ—મહેતાબ—ચંદ્ર
મિસાલ—જેવા
મુમકિન—શક્ય, સંભવિત.
મિસ્કીન—ગરીબ
મુફલિસ—બેહાલ, ગરીબ
મુન્સફી—અધિકાર, સત્તા
મુનાસિફ—યોગ્ય
મુરઝાઇ જવું—કરમાઇ જવું
મુરાદ—ઇચ્છા
મુલાયમ—નરમ
મુહબ્બત—પ્રેમ
મુસ્તાક—કાયમ
મુશ્કેરાટ—હાસ્ય
મેંહ—વરસાદ
મૌલા—ધણી, માલિક

ય

યકીન—વિશ્વાસ
યાદદાસ્ત—સ્મરણ
યાર—દોસ્ત

ર

રબ—પરમેશ્વર
રંજ—ફિકર
રહેમ—દયા
રસમને—રિવાજને
રહેમદિલ—દયાળુ
રૂક્કા—પત્ર
રિયાયાની—પ્રજાની
રિયાસત—રાજ્ય
રૂખ—ગાલ, ચ્હેરો
રૂખસદ—રજા
રોશન—ચળકતા
રોશની—અજવાળું

 લ

લબ–હોઠ
લબ્ઝ–શબ્દ
લખ્તેજિગર–પ્રિયતમા
લઝ્ઝત–આનંદ
લહેદમેં–(કબરમાં)
લાજવાબ–ઘણું સારૂં, યોગ્ય
લાજિમ–છાજે એવું
લેબાશમાં–પહેરવેશમાં : વસ્ત્રમાં
લેકિન–માત્ર
લીફાફો–પરબીડીયું
લોંડી–ગુલામડી

વ

વજૂદ–સત્ય, ખરાપણું
વલીઅહદ–યુવરાજ
વાલિદ–પિતા
વાલેકુમ અસ્સલામ–તેવીજ રીતે પરમાત્માની તમારા પર કૃપા ઉતરો

શ

શમશેર–તલ્વાર
શરતાજ–માલિક
શબાબેહુસ્ન–યોવન
શમા–દીવો
શાને–ખભા
શેર–સિંહ
શિકસ્ત–હાર
શિરાઝી–મદિરા
શોહર–પતિ

સ

સબબ–કારણ
સબાં–વાયુ
સંગેમરમર–આરસપહાણ
સલામુઆલેકુમ–પરમાત્માની તમારા પર રહેમ ઉતરો
સિકંદર–ઉન્નત
સિપેહસાલાર–સૈન્યનો વડો અમલદાર–સેનાપતિ
સિફતથી–યુકિતથી
સિતારો–નસીબ
સીનામાં–દિલમાં
સુખન–શબ્દ
સુબહ–સવાર

હ

હરગીઝ–બિલકુલ
હરદમ–હંમેશાં
હરફ–શબ્દ
હયરત–અજાયબી
હકુમત–સત્તા
હિકમત–યુકિત
હિજરાયા કરવું–તડપડયા કરવું
હિનાના–મેંદીના
હુસ્નપૂર–સોંદર્યવતી

# ગુજરાતનો બુઝાતો દીપક

અને

# ઇસ્લામી સત્તાનો ઉદય

**ગુજરાત–પાટણના છેલ્લા હિંદુ રાજા કરણ વાઘેલાના શાસનકાળના અંતિમ સમયની સચિત્ર ઐતિહાસિક નવલકથા**

(૧૯૩૬)—અત્યાર સુધીમાં ઐતિહાસિક વાતોમાં કેટલીક વાર લોકોની માન્યતાઓનો શંભુમેળો થયેલો આધુનિક સત્યશોધકને માલમ પડયો છે, તેમણે શોધ ચલાવીને લોકોની ચાલી આવતી માન્યતામાં ઘણો ફેરફાર કર્યો છે. કરણ જેવો શ્રદ્ધાસંપન્ન ધાર્મિક રાજા પ્રધાનની પત્નીને છળે અને તે પ્રધાન છેક દિલ્હી જઇ યવન બાદશાહ અલાઉદ્દીનને, પેટનો બાળ્યો ગામ બાળવા, બોલાવી લાવે, કરણ રાજા મુસલમાનો સાથે યુદ્ધ ન કરતાં ડરીને નાસી જાય, પાછળથી તેની રાણી કમળાદેવીને મુસલમાનો ઉપાડી જાય અને દિલ્હી મોકલી દે અને ત્યાં તે સુલતાન અલાઉદ્દીનની માનીતી બેગમ બને, પાછળથી કમળાદેવી સુલતાનને પોતાની પાછળ રહી ગયેલી પુત્રી દેવળદેવીને તેડી લાવવા માટે સૂચના કરે અને મલેક કાફુર દક્ષિણ ઉપર ચડાઇ કરતાં દેવળદેવીને તેડી લાવે અને તેના શાહજાદા ખીજખાન સાથે લગ્ન કરવામાં આવે વગેરે ચાલી આવતી કપોલ કલ્પિત વાતો નવી શોધખોળ પછી નિરાધાર પૂરવાર થઇ છે. એ વાત આજે અભ્યાસકોને ગળે ઉતરે, તેવી નથી છતાં છેલ્લી શોધખોળને પરિણામે, વિશ્વાસપાત્ર આધારો લઇને, શુદ્ધ કલ્પનાને આશ્રયે કરણઘેલાનું જીવન અને તેના ગુજરાતની સ્વતંત્રતા સાચવી રાખવાના પ્રયત્નો નવી દિશામાં જ વાચકને લઇ જાય છે. મુસલમાનોની વટાળ પ્રવૃત્તિ, હિંદુ ધર્મને સંરક્ષવાની તમન્ના, મલ્લેક કાફુરનો પૂર્વ ઇતિહાસ, દુર્દૈવ સામે ટક્કર ઝીલવાની હિમ્મત, સ્વદેશનો ત્યાગ વગેરે બાબતો નવી જ રીતે વર્ણવી છે. ગુજરાતનો બુઝાતો દીપક હોલવાતાં, હોલવાતાં પણ ઝબકે છે, આશા આપે છે અને નષ્ટ થાય છે. પૃષ્ઠસંખ્યા ૩૪૩. કિંમત રૂ. ૩–૦–૦.